

## પ્રાતઃસ્મરણીય બાપૂની પુણ્ય વાણી

“ આ સાંભળી હું થોડું કે હરખ્યો કે અમે તો અહીંઆ ગુજરાતી શાળા ચલાવીએ છીએ અને હિન્દી પણ શીખવીએ છીએ. દિલ્હીના ગુજરાતીઓ પાસેથી મેં આવી જ આશા રાખી હતી: કેમ કે એમાં ઘણી સંખ્યામાં ગુજરાતીઓ ભણ્યા છે. ગુજરાતે તો આ વસ્તુને ઘણા લાંબા સમય થયાં વધાવી લીધી હતી એમ હું કહી શકું છું.

સમય બદલાયો છે. હવે તો આપણે પોતાને મદદ કરવાની છે, તેમાં તમારાથી બનતું કરજો.”

—મહાત્મા ગાંધીજી

બિરલા હાઉસની પ્રાર્થના સભામાં આપેલા પ્રવચનમાંથી

તા ૧૧-૧૦-૧૯૪૭



ભારત સરકારના નાયબ-વડા પ્રધાન

**માનનીય શ્રી મોરારજીભાઈ દેસાઈ ના**

વરદ્ હસ્તે

શ્રી દિલ્હી ગુજરાતી સમાજ (રજિ.) ના

**હીરક જયંતિ મહોત્સવનું**

ઉદ્ઘાટન

તા. ૧૦-૨-૧૯૬૮



......"તમને બધાંને મળીને ખૂબ રાજી થયો. અત્યારના સમયમાં આપણો ધર્મ સમજી લેવો જોઇએ. ગુજરાત છોડીને અહીં રોજી પેદા કરવા આવ્યા છીએ. પણ દિલ્હીમાં રહીએ તો દિલ્હીના નિવાસી પૂરેપુરાં બનવું જોઇએ. દિલ્હી પ્રત્યે ધર્મ પહેલો જાળવવો જોઇએ. ગુજરાતની સંસ્કૃતિને જ્યાં જઇએ ત્યાં શોભાવવી જોઇએ. દિલ્હીમાં જે કંઇ સાર્વજનિક કામ થતું હોય તેમાં હિસ્સો લેવો જોઇએ.

તમે સમાજ તરફથી જે સેવાકાર્ય ચલાવો છો તેમાં પ્રગતિ થાય અને દિલ્હીવાળા એમ કહે કે આ સજ્જનોનો સમાજ છે તો ગુજરાતી સમાજની શોભામાં વૃદ્ધિ થાય."

**—સરદાર વલ્લભભાઇ પટેલ**

શ્રી સમાજે આપેલ માનપત્રના જવાબમાં
તા. ૧૪-૪-૧૯૪૭



...... "આ વિદ્યાલયમાં આદમી બને છે. ગુજરાતીઓનું ગુજરાત છે, એમ નહિ, સૌનું ગુજરાન અને ગુજરાતીઓ માટે સારોય દેશ. ભારત માતા એટલે સૌ. દેશને ઊંચો ઊઠાવવાની આપણા સૌની ફરજ છે."

**—પંડિત જવાહરલાલ નેહરૂ**

શાળા ભવનના શિલાન્યાસ પ્રસંગે આપેલ પ્રવચનમાંથી
તા. ૧૨-૧૨-૧૯૬૩



ગુજરાત રાજ્યના લોકપ્રિય

મુખ્ય મંત્રી

**માનનીય શ્રી હિતેન્દ્રભાઇ દેસાઇ ના**

વરદ્ હસ્તે

શ્રી દિલ્હી ગુજરાતી સમાજ (રજિ.) ના

હીરક જયંતિ મહોત્સવના સુઅવસરે

**'અખિલ ભારતીય ગુજરાતી સમાજ સમ્મેલન'નું**

ઉદ્‌ઘાટન

તા. ૧૧–૨–૧૯૬૮



શ્રી દિલ્હી ગુજરાતી સમાજના પરમ હિતેચ્છુ

**માનનીય શ્રી મનુભાઈ શાહ**

જેમણે

હીરક જયંતિ મહોત્સવનું અધ્યક્ષપદ સ્વીકારી

સમાજને ઋણી કરેલ છે.



ભારતની સમગ્ર આદિમ જાતિના
"બાપા"
**સ્વ. અમૃતલાલ વી. ઠક્કર**

સન્ ૧૯૩૩–૩૪ ના વર્ષમાં પ્રમુખપદે રહી
સંસ્થાનું ગૌરવ વધાર્યું છે.



શ્રી દિલ્હી ગુજરાતી સમાજ (રજિ.) ના
છેલ્લા દશ વર્ષની ઉજ્જવળ કારકિર્દીના નિર્માતા
અને આજના પ્રમુખ
**શ્રીમતી વિદ્યાબહેન મનુભાઇ શાહ**

## શ્રી દિલ્હી ગુજરાતી સમાજ (રજિ.)

દિલ્હી.

•

સન્ ૧૮૯૭–૧૯૬૭

•

# હીરક મહોત્સવ

તા. ૧૦-૨-૬૮ થી ૧૩-૨-૬૮






# સ્મૃતિ-ગ્રંથ

•

સંપાદકો

શ્રી છોટુભાઈ પટેલ
શ્રી મહેન્દ્ર દવે
શ્રી ચંદ્રકાન્ત મહેતા
શ્રી જીવણ અડાલજા
શ્રી હિંમતલાલ આચાર્ય

મુદ્રક : ઉદ્યોગશાળા પ્રેસ, (હરિજન સેવક સંઘ) કિંગ્સવે, દિલ્હી-૯

# શ્રી દિલ્હી ગુજરાતી સમાજ (રજી.) દિલ્હી.

# હીરક જયંતિ મહોત્સવ

## ૧૮૯૭-૧૯૬૭

## સ્મૃતિ ગ્રંથ

અનુક્રમણિકા

# સંપાદકીય—

શ્રી દિલ્હી ગુજરાતી સમાજના હીરક જયંતિ મહોત્સવ પ્રસંગે આ 'સ્મૃતિ ગ્રન્થ' પ્રગટ કરતાં અત્યંત હર્ષ થાય છે. ''જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત'' એ હકીકત છે. ભારતની પાટનગરી દિલ્હીમાં આજે વર્ષોથી ગુજરાતીઓ સ્થાયી વસતા આવ્યા છે. એ સૌનું કેન્દ્ર આજે સીત્તેર વર્ષોથી શ્રી દિલ્હી ગુજરાતી સમાજ છે. આ ઉપરાંત સમાજ અતિથિગૃહ ચલાવતું હોઈ ત્યાં ગુજરાતમાંથી સતત ગુજરાતીઓ આવ્યા કરે છે. પરિણામે દિલ્હીનો એક ખૂણો હમેશાં ગુજરાતીઓથી જગતો રહે છે.

આ સમાજને અસ્તિત્વમાં આવ્યા આજે **સીત્તેર** વર્ષો થયાં. એ વર્ષો સમાજનું ભર્યું ભર્યું, સમૃદ્ધ, સેવામય, સતત પ્રગતિમય જીવન દર્શાવનારાં છે. વ્યક્તિને તેમ સંસ્થાને પણ વ્યક્તિત્વ હોય છે, શ્રી દિલ્હી ગુજરાતી સમાજના સમગ્ર વ્યક્તિત્વ ને એક જ વિશેષણે ઓળખવું હોય તો તે 'મંગલમય' છે. અનેક સદ્ભાવનાઓની સરવાણી સમાજમાં આવી મળી છે. ગુજરાતથી આવતા ગુજરાતીઓની, દેશ–પરદેશમાંથી આવતા ગુજરાતીઓની અને દિલ્હીમાં વસતા ગુજરાતીઓની તો છે જ પણ બિન-ગુજરાતી મિત્રોની સદ્ભાવનાઓ પણ આમાં સામેલ છે.

દિલ્હી વાસી ગુજરાતી તો સ્વાભાવિક કહે; **''હું ભારત ગુર્જર વાસી''** ખરેખર સમાજ એ ભારત–ગુર્જરવાસીની પુણ્યસ્થળી છે. સમાજનો ઇતિહાસ દર્શાવશે કે એને ભિન્નભિન્ન શક્તિવાળા અનેક મહાનુભાવોની સેવા મળી છે. એને પરિણામે આ જાજરમાન સંસ્થા અસાધારણ તાકાતથી ખડી છે. એની મનીષાઓ એનું ભવિષ્ય સૂચવશે સીત્તેર વર્ષ એ પૂર્ણાહુતિ નથી– પ્રારંભ છે, ભરતવાક્ય નથી–નાન્દી છે.

આ 'સ્મૃતિ ગ્રંથ' દ્વારા સમાજનો પરિચય સૌને એ જ ભવિષ્યની ગવાહી આપશે. 'સ્મૃતિ ગ્રંથ' વાચનક્ષમ થાય, જુદીજુદી રૂચિવાળા સજ્જનોને સ્થાયી અભ્યાસનું નિમિત્ત બને, એટલું જ નહિ પણ ગુજરાતની ભિન્નભિન્ન પ્રવૃત્તિઓનો એક સાથે ખ્યાલ આવે, તે માટે સંપાદકોએ આમાં 'ગુજરાત દર્શન' નો ખાસ વિભાગ જોડ્યો છે. અમને ખાત્રી છે કે એ સૌને ખૂબ રોચક લાગશે. તે વિભાગના લેખકો આપણા ગુજરાતના તે તે વિષયના તદ્વિદો છે. તેમનો સૌનો શ્રી દિલ્હી ગુજરાતી સમાજની હીરક જયંતિની સ્વાગત સમિતિ તરફથી હાર્દિક આભાર માનીએ છીએ અને સૌની શુભ વાંછનાઓ ચાહીએ છીએ.



राष्ट्रपति भवन, नई दिल्ली-4.
RASHTRAPATI BHAVAN,
NEW DELHI-4.

January 30, 1968.

I am glad to know that the Shri Delhi Gujarati Samaj will hold its Diamond Jubilee on Saturday the 10th February, 1968.

The Gujarati Samaj has been doing very good work all these years and the Sardar Vallabhbhai Bhawan where it is housed and the Sardar Patel Vidyalaya bear testimony to their devoted and untiring work. I have no doubt that the Samaj will succeed in its endeavours to serve the poor and the middle classes through the Mahatma Gandhi Sanskriti Kendra.

I wish the Delhi Gujarati Samaj success in its efforts.

Zakir Husain

# સંપાદકીય—

શ્રી દિલ્હી ગુજરાતી સમાજના હીરક જયંતિ મહોત્સવ પ્રસંગે આ 'સ્મૃતિ ગ્રન્થ' પ્રગટ કરતાં અત્યંત હર્ષ થાય છે. ''જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત'' એ હકીકત છે. ભારતની પાટનગરી દિલ્હીમાં આજે વર્ષોથી ગુજરાતીઓ સ્થાયી વસતા આવ્યા છે. એ સૌનું કેન્દ્ર આજે સીત્તેર વર્ષોથી શ્રી દિલ્હી ગુજરાતી સમાજ છે. આ ઉપરાંત સમાજ અતિથિગૃહ ચલાવતું હોઈ ત્યાં ગુજરાતમાંથી સતત ગુજરાતીઓ આવ્યા કરે છે. પરિણામે દિલ્હીનો એક ખૂણો હમેશાં ગુજરાતીઓથી જાગતો રહે છે.

આ સમાજને અસ્તિત્વમાં આવ્યા આજે **સીત્તેર** વર્ષો થયાં. એ વર્ષો સમાજનું ભર્યું ભર્યું, સમૃદ્ધ, સેવામય, સતત પ્રગતિમય જીવન દર્શાવનારાં છે. વ્યક્તિને જેમ સંસ્થાને પણ વ્યક્તિત્વ હોય છે, શ્રી દિલ્હી ગુજરાતી સમાજના સમગ્ર વ્યક્તિત્વ ને એક જ વિશેષણે ઓળખવું હોય તો તે 'મંગલમય' છે. અનેક સદ્ભાવનાઓની સરવાણી સમાજમાં આવી મળી છે. ગુજરાતથી આવતા ગુજરાતીઓની, દેશ-પરદેશમાંથી આવતા ગુજરાતીઓની અને દિલ્હી માં વસતા ગુજરાતીઓની તો છે જ પણ બિન-ગુજરાતી મિત્રોની સદ્ભાવના-ઓ પણ આમાં સામેલ છે.

દિલ્હી વાસી ગુજરાતી તો સ્વાભાવિક કહે; **''હું ભારત ગુર્જર વાસી''** ખરેખર સમાજ એ ભારત-ગુર્જરવાસીની પુણ્યસ્થળી છે. સમાજનો ઇતિહાસ દર્શાવશે કે એને ભિન્નભિન્ન શક્તિવાળા અનેક મહાનુભાવોની સેવા મળી છે. એને પરિણામે આ જાજરમાન સંસ્થા અસાધારણ તાકાતથી ખડી છે. એની મનીષાઓ એનું ભવિષ્ય સૂચવશે સીત્તેર વર્ષ એ પૂર્ણાહુતિ નથી- પ્રારંભ છે, ભરતવાક્ય નથી-નાન્દી છે.

આ 'સ્મૃતિ ગ્રંથ' દ્વારા સમાજનો પરિચય સૌને એ જ ભવિષ્યની ગવાહી આપશે. 'સ્મૃતિ ગ્રંથ' વાચનક્ષમ થાય, જુદીજુદી રૂચિવાળા સજ્જનોને સ્થાયી અભ્યાસનું નિમિત્ત બને, એટલું જ નહિ પણ ગુજરાતની ભિન્નભિન્ન પ્રવૃત્તિઓનો એક સાથે ખ્યાલ આવે, તે માટે સંપાદકોએ આમાં 'ગુજરાત દર્શન' નો ખાસ વિભાગ જોડ્યો છે. અમને ખાત્રી છે કે એ સૌને ખૂબ રોચક લાગશે. તે વિભાગના લેખકો આપણા ગુજરાતના તે તે વિષયના તજ્જ્ઞો છે. તેમનો સૌનો શ્રી દિલ્હી ગુજરાતી સમાજની હીરક જયંતિની સ્વાગત સમિતિ તરફથી હાર્દિક આભાર માનીએ છીએ અને સૌની શુભ વાંછનાઓ ચાહીએ છીએ.




राष्ट्रपति भवन, नई दिल्ली-4.
RASHTRAPATI BHAVAN,
NEW DELHI-4.

January 30, 1968.

I am glad to know that the Shri Delhi Gujarati Samaj will hold its Diamond Jubilee on Saturday the 10th February, 1968.

The Gujarati Samaj has been doing very good work all these years and the Sardar Vallabhbhai Bhawan where it is housed and the Sardar Patel Vidyalaya bear testimony to their devoted and untiring work. I have no doubt that the Samaj will succeed in its endeavours to serve the poor and the middle classes through the Mahatma Gandhi Sanskriti Kendra.

I wish the Delhi Gujarati Samaj success in its efforts.

Zakir Husain



प्रधान मंत्री भवन
PRIME MINISTER'S HOUSE
NEW DELHI

When people of one region migrate to another, they tend to stick together The desire to retain one's identity is understandable, and even welcome, but it should be balanced by a readiness to mix with the people of the surrounding region and to make common cause with them. Insularity has no place in modern times. I hope that Shree Delhi Gujarati Samaj will always foster a national instead of a provincial outlook.

My best wishes for the success of the seventieth anniversary celebrations of the Samaj, and for the Mahatma Gandhi Sanskriti Kendra.

(Indira Gandhi)

New Delhi,
January 31, 1968.




334-DPM/68

DEPUTY PRIME MINISTER
INDIA

નવું દિલ્હી

૨૭-૧-૧૯૬૮

ગુજરાતીઓ સાહસ અને ઉદ્યમ માટે જગપ્રસિદ્ધ છે. સેંકડો વર્ષોથી ગુજરાતીઓ દેશ-પરદેશમાં વેપાર અર્થે જાય છે, વસે છે અને આગળ વધે છે. ગુજરાતીઓએ સંકુચિત માનસ ભાગ્યે જ રાખ્યું છે તેથી જે સમાજમાં તેઓ વસે છે તેમાં પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કરી લે છે.

ગુજરાતનો સાંસ્કૃતિક વારસો જાળવીને ગુજરાત બહાર વસતા ગુજરાતીઓએ સ્થાનિક સમાજમાં ઓતપ્રોત થઈ જવું જોઈએ અને એ સમાજને સમૃદ્ધ બનાવવામાં ફાળો આપવો જોઈએ. માત્ર કમાવવાની જ દૃષ્ટિ રાખીને સ્થાનિક સમાજ પ્રત્યેનું પોતાનું ઉત્તરદાયિત્વ બહારથી આવનાર લોકો ન સમજે તો એ લાંબો સમય ટકી ન શકે.

શ્રી દિલ્હી ગુજરાતી સમાજનો ઇતિહાસ ઉજ્જવલ છે. સમાજ ગુજરાતીઓ માટે ઉપકારક નિવડ્યો જ છે પરંતુ સાથે સાથે બીનગુજરાતીઓની યથાશક્તિ સેવા તેણે કરી છે એ ખુશી થવા જેવું છે. સમાજની પ્રવૃત્તિઓ ઉત્તરોત્તર વિકાસ પામે અને જનતાની સેવા કરવામાં એને સફળતા મળે એ મારી શુભેચ્છા છે.

હીરક મહોત્સવને સફળતા ઇચ્છુ છું.

મોરારજી દેસાઈ



Chief Minister
Government of Gujarat

સચિવાલય
અમદાવાદ ૧૫

શ્રી દિલ્હી ગુજરાતી સમાજ ૭૦ વર્ષ પુરા કરે છે અને હીરક મહોત્સવ ઉજવે છે તે જાણી આનંદ થયો.

દિલ્હીમાં રહેતાં ગુજરાતીઓ અને દિલ્હીમાં બહારથી આવતા ગુજરાતીઓને સહાયરુપ થવાની દિલ્હી ગુજરાતી સમાજે અત્યાર સુધીમાં સુંદર કામગીરી બજાવી છે. દિલ્હી ગુજરાતી સમાજ એ ગુજરાતીઓનું એક મિલન સ્થાન બન્યુ છે.

હીરક જયંતિ મહોત્સવ પ્રસંગે સમાજ તરફથી ઉપરોક્ત કાર્ય માટે વધુ સગવડો ઉભી કરવાની તેમજ એક 'સાંસ્કૃતિક કેન્દ્ર' શરૂ કરવાની તૈયારીઓ થઇ રહી છે તે ખૂબ આવકારદાયક છે અને એ કાર્યમાં સહુનો સહકાર સમાજને મળી રહેશે એવી મને આશા છે.

ગુજરાત જે મહાત્મા ગાંધી અને સરદાર પટેલની ભૂમિ છે તે મહાનુભાવોએ આપેલો વારસો દિપાવવા સહુ કોઇ પ્રયત્ન કરે છે અને એ પ્રયત્ન સક્રિય રીતે ચાલુ રાખવો જોઇએ. જ્યાં જ્યાં ગુજરાતીઓ વસતા હોય ત્યાં ત્યાં તેમણે સ્થાનિક લોકો સાથે સુમેળ સાધીને જે તે પ્રદેશને વિકસાવવામાં ફાળો આપ્યો છે અને આપતા રહેશે એવી મને ખાત્રી છે.

ગુજરાત પાસે રાષ્ટ્ર જીવનને વધુ સબળ અને શિસ્તબદ્ધ બનાવવાના જે કોઇ આદર્શો છે અને ગુજરાતની સાંસ્કૃતિની જે કોઇ વિશેષતા છે તે બધાની જાણ ગુજરાતી સમાજની પ્રવૃત્તિઓ દ્વારા દિલ્હીમાં વસતી ભારતીય તેમજ અન્ય દેશોની જનતાને થાય એ રીતે સમાજ પોતાની કામગીરીને વિસ્તૃત કરે એમ હું ઇચ્છું છું.

શ્રી દિલ્હી ગુજરાતી સમાજના હીરક મહોત્સવને સર્વરીતે સફળતા મળે એ શુભેચ્છા.

હિતેન્દ્ર દેસાઇ

फोन : ५७१३२४
तार : खादीग्राम



# खादी और ग्रामोद्योग कमीशन

खादी और ग्रामोद्योग कमीशन अधिनियम १९५६ के अन्तर्गत स्थापित
(१९५६ का ६१ वा अधिनियम)

ग्रामोद्योग
३, इर्ला रोड,
विले पार्ले (पश्चिम)
बम्बई : ५६ ता० ३०/१/१९६८ १९६

सख्या : Co/१२/६८

Though the Gujarati community number is comparatively small it can draw justifiable satisfaction that it has stood the test of growth in the wider context of free and ever growing India. This speaks volumes about the spirit of adventure accompanied by foresight and moderation. It has still a contribution to make in the new context and with opportunities that Mother Nature has offered to it one can trust that it will fulfil its role creditably. What Shree Delhi Gujarati Samaj is doing in Delhi is undoubtedly solid work. I should convey my sincere greeting to all of you for carrying out this in an admirable fashion. My regards to Morarjibhai and compliments to Hitendrabhai.

—U. N. Dhebar

શાહીબાગ, અમદાવાદ-૪

તા. ૩૧-૧-૬૮

ભાઈ શ્રી મનુભાઈ,

આપના તરફથી મને દિલ્હીમાં ગુજરાતી સમાજના હીરક મહોત્સવ નિમિત્તનું આમંત્રણ મળ્યું. વાંચી આનંદ થયો. તમે સૌએ મહાન સ્તુત્ય કાર્ય કર્યું છે તેથી ગુજરાતી સમાજને ધન્યવાદ ઘટે છે. મારી તબીયત વધુ બગડેલી હોવાથી જાતે ભાગ લઈ નહિ શકું. મને તમારો આ કાર્યક્રમ ખૂબ ગમે છે. ભાઈ શ્રી મોરારજીભાઈ તથા શ્રી હિતેન્દ્ર ભાઈના સહકાર અને શુભાશિષોથી આ કાર્ય જરૂર સફળ થશે એવી ખાત્રી છે. વિશેષ શું લખું ?

પ્રભુ તમારા આ શુભ કાર્યને સફળ કરો એવી શુભેચ્છા.

લિ. સ્ને. રવિશંકર વ્યાસ
(રવિશંકર મહારાજ)
જય જગત

---

ઘણા વર્ષોથી ગુજરાતી સમાજ આખા ભારતની અને ખાસ કરી ગુજરાતના પ્રવાસી જનોની અને કુટુંબીની ઘણી ભારે સેવા કરી રહી છે. વળી દિલ્હીમાં રહેતા ગુજરાતી નાગરિકોના છોકરાઓ અને છોકરીઓને ગુજરાતીમાં શિક્ષણ આપીને તેમની પણ ભારે સેવા કરે છે. વખતો વખત સારીએ દિલ્હીમાં વસતી ગુજરાતી પ્રજાને માટે વિવિધ કાર્યક્રમો યોજે છે અને તે બધાને એક કુટુંબ તરીકે ભેગા મળવાનો અવસર આપે છે. આવી ગુજરાતી સમાજને જેમણે મદદ આપી છે તેમને હું ધન્યવાદ આપું છુ અને આ ગુજરાતી સમાજને વધારે શ્રેયસ્કર અને લોકોપયોગી બનવા માટે વધુ મદદ આપવાની હું સર્વેને અંતઃકરણ પૂર્વક વિનંતિ કરૂં છુ.

—ઇન્દુલાલ યાજ્ઞિક, એમ. પી.
પ્રમુખ
મહાગુજરાત જનતા પરિષદ
મિશન રોડ, ભદ્ર, અમદાવાદ
તા. ૭-૨-૧૯૬૮

DR. JIVRAJ N. MEHTA
14, Carmichal Road,
Bombay-26.

3rd February, 1968.

Shree Delhi Gujarati Samaj has been a most helpful organisation to people for Gujarat coming over to Delhi, as apart from the various social and educational activities it has been precisesingly carrying on service many years; thanks to the large member of fellow Gujaraties settled over here. I am further happy to know that with the celebrations will be organised a new activity by the Samaj, 'Mahatma Gandhi Sanskriti Kendra' to render further services to the poor and middle classes of Delhi, without restriction as to the territorial area from where they may have come over and settled in Delhi.

Wishing the function every success and also with every wish for the further progress in the various activities of the Delhi Gujarati Samaj.

Yours truly
*Sd/-* **Jivraj N. Mehta**
**(Jivraj N. Mehta)**

JASWANT RAI WORAH

Dated, Jharia, 30th January 1968

It gives me immense pleasure to learn that Shree Delhi Gujarati Samaj, having completed its 70 years of dedicated service in the capital city of our great country, is celebrating its Diamond Jubilee in February next.

Gujaratis are well known all over for their pioneering efforts and tremendous zeal for social service. The need for service of the people is much greater today when the complexities of modern life are increasing at a fast pace and when it is not possible for the under-privileged members of the community to take care individually of many of their developmental needs

During my brief visits to Delhi I had occasions to see for myself the excellent manner in which the dedicated band of our friends has been looking after the up-keep and maintenance of the Sardar Vallabhbhai Bhawan in Delhi. The Bhawan provides at nominal cost very comfortable facilities for visitors to Delhi. The school, adjacent to the Bhawan, which has recently been put up, speaks volumes about the missionary zeal displayed and very high standard of service rendered by the Samaj to the community at large. The idea to establish the 'Mahatma Gandhi Sanskriti Kendra' in Delhi is very very laudable and such a Kendra, after it is established, will go a long way to meet the social and cultural needs of the citizens of Delhi.

On this great occasion I send my warmest greetings to all the members of Shree Delhi Gujarati Samaj and convey my very best wishes to each one of them coupled with the prayer that the Samaj may, in the decades to come, contribute, in still larger degrees, to the promotion of welfare of the Delhi citizens in general and of the members of the Gujarati community in particular.

JWorah

(Jaswant Worah)

## MANAGING COMMITTEE
## &
## BOARD OF TRUSTEES
1967—68



*FROM LEFT TO RIGHT*

SEATED :—Shri Bhagubhai J. Shah, Treasurer; Shri Himatlal M. Thakker, *Secretary*; Shri Balkrishna S. Gami Gen. Secretary; Shri Narendrabhai K. Kothari, Trustee; Smt. Vidyaben M. Shah, President; Shri Lakshmidas M. Shrikant, Vice President; Shri Khusaldas B. Sameja, Trustee; Shri Himatlal M. Acharya, Secretary; Shri Chandulal C. Zaveri.

STANDING :—Shri Navnitlal C. Shah, Shri Babubhai R. Shah, Shri Kantilal C. Kobawala, Shri Himatlal J. Shah and Shri Dhirajlal C. Pavagadhi.

શ્રી શ્રી લક્ષ્મી નારાયણ ટ્રસ્ટ
ગુજરાત હાયર સેકન્ડરી સ્કૂલ
સ્થા. ૨-૫-૧૯૬૫

ગુજરાત હાયર સેકન્ડરી સ્કૂલ
સ્થા.૨૬ ૭-૧૯૬૩ શિલાન્યાસ ૨૨ ૧૯૬૩

શ્રીમતી ડાહીબેન મનોહરભાઈ પટેલ
બાલમંદિર સ્થા ૧-૮-૫૭

સરદાર વલ્લભભાઈ ભવન
શિલાન્યાસ ૧૯૬૦૬૧ ઉદ્ઘાટન ૨૧૧૯૬૩

શ્રી હરખબા નંદવાણા ગુજરાતી
જ્ઞાનોદય શાળા સ્થા.૧૯-૧૦-૧૯૩૪

શ્રી ઊજમબા વાચનાલય
સ્થા. ૫-૪- ૧૯૫૧

શ્રી દિલ્હી ગુજરાતી સમાજ
સ્થા. ૨૩-૧૧-૧૯૨૬

શ્રી સમાજ અતિથિ ગૃહ
સ્થા. ૭-૭-૧૯૦૫

શ્રી ખીમજી ભેરામ પુસ્તકાલય
સ્થા ૧૯૦૩

વ્યવસ્થાપક સમિતિ

ટ્રસ્ટી મંડળ

શ્રી દિલ્હી ગુજરાતી સમાજ

પ્રગતિ સૂચક આમ્ર - વૃક્ષ

માનદ્ સભ્યો
આજીવન સભ્યો
મુરબ્બીઓ
નવું પાયાસ
શુભેચ્છકો
સામાન્ય સભ્યો
સંરક્ષકો

# શ્રી દિલ્હી ગુજરાતી સમાજનો ઇતિહાસ




## ગંગોત્રીની સરવણી

'શ્રી દિલ્હી ગુજરાતી સમાજ' એ શબ્દ પુરાણો છે. એના બોલનારા એને બોલે છે તેથી પણ પુરાણો છે. એને અસ્તિત્વમાં આવ્યા સીત્તેર સીત્તેર વર્ષોનાં વહાણાં વાયાં છે ને આજ જે સમાજ દિલ્હીની—ગુજરાતી—બૃહદ્ ગુજરાતની એક ઉત્તમ સંસ્થા તરીકે વિકસ્યો છે; જેની આવતી કાલ—આજ દેખાય છે તેમ સમુજ્જ્વલ છે. તેના અતીતમાં પણ અનેક પુરુષાર્થી વીરોનો સમાવેશ થાય છે.

ગંગાના મહાનદના મુખ તરફ પાછળ પાછળ જતાં ઇતિહાસની અનેક કડીઓ ક્વચિત્ બદ્ધ, ક્વચિત્ વિખરાયેલી—દેખાય છે તેમ 'સમાજ'ના અતીત જીવન વિષે પણ કહી શકાય. દૂર દૂરના ભૂતકાળમાં પ્રારંભના વર્ષ-૧૮૯૭માં માત્ર નાનકડી સરવણી રૂપે 'સમાજ' પ્રગટ થયો હતો—એને 'સમાજ' નામ પણ મળ્યું ન હતું. એ તો હતી એક માત્ર મિજલસ.

## વાચનાલય

વતનથી દૂર વસતા દિલ્હીના ગુજરાતી ભાઈઓને સન્ ૧૮૯૭ની એક સાંજે સ્વપ્ન આવ્યું—આપણે આ પરદેશમાં અરસ-પરસના દુઃખને જાણીએ તો ? ને એમણે બુદ્ધિએ સૂઝ્યું તેથી એક વાચનાલય સ્થાપ્યું. શ્રી સમાજની સ્થાપના સરસ્વતીને પુણ્ય અર્ઘ્ય આપવાથી થઈ. માત્ર બે ચાર દૈનિક પત્રો આવતાં હતાં પણ એ બહાને ગુજરાતીઓ હળતા-મળતા પણ વધુ વાચનની ભૂખ જાગી.

## શ્રી ખીમજી જેરામ પુસ્તકાલય

થોડા જ વખતમાં—થોડા જ માસમાં ૧૮૯૭ના જ વર્ષમાં આ વાચનાલય પુસ્તકાલયમાં પરિણમ્યું. શેઠ શ્રી ખીમજી જેરામ નારાયણજીએ રૂ. ૨૫૧.ની એને માટે આપેલી ભેટ—ગુજરાતી સમાજના ઇતિહાસમાં પ્રથમ ભેટ છે. ગુણી ગુજરાતીએ નામ પાડ્યું—"શ્રી ખીમજી જેરામ પુસ્તકાલય".

## શ્રી ગુજરાતી જ્ઞાનોદય શાળા

ગંગોત્રીના ઝરણાએ વહેવાનું શરૂ કર્યું પણ તરત જ પ્રશ્ન થયો, આપણા બાળકોની કેળવણીનું શું ? આ હિંદીભાષી પ્રદેશોમાં વસતાં અસંખ્ય ગુજરાતી નાગર કુટુંબોની માફક આપણા બાળકો—ગુજરાતી ભાષા—ગુજરાતી સંસ્કાર—અસલ ગુજરાતીતા ભૂલી તો નહિં જાય ? ને આઠ જ વર્ષમાં સન્ ૧૯૦૫માં માતૃભાષા દ્વારા કેળવણી આપ-

ફંડમાંથી મળવાની હતી. આથી શાળાના કાયમી ફંડમાં રૂા. ૨૨૦૮-૧૦-૩ જમા થયા અને સ્વીકૃત શરત પ્રમાણે ચરખો દાખલ થયો એટલું જ નહિ પણ ઉત્સાહી ગુજરાતીઓએ શાળાનું નામ 'શ્રી દિલ્હી ગુજરાતી જ્ઞાનોદય રાષ્ટ્રીય શાળા' માં પલટાવી દીધું એટલું જ નહિ મહાત્માજીના કેળવણીના આદર્શો અનુસાર કાર્ય કરવા લાગી. ઇતિહાસ કહે છે—અમદાવાદની મહાત્માજી દ્વારા સંસ્થાપિત ગુજરાત વિદ્યાપીઠ એને એ વખતે એમાં દોરવણી આપી રહી હતી.

શાળામાં અધ્યયન કરતાં બાળકોની સંખ્યા ઉત્તરોત્તર વધતી જ રહી અને પછી તો બાળવર્ગથી ગુજરાતી સાત ધોરણ, અંગ્રેજી ત્રણ ધોરણ સુધી શિક્ષણ અપાવા માંડ્યું. ૧૯૨૨-૨૩ દરમિયાન બાળકોની સંખ્યા ૪૨ છે. એક મુખ્ય અધ્યાપક શ્રી કૃષ્ણરામ ભદ્રિશંકર ભટ્ટ અને બે મદદનીશ અધ્યાપકો છે. સ્ટાફનો પગાર, મકાનનું ભાડું તથા અન્ય ખર્ચ મળી બજેટ રૂા. ૨૫૦૦) નું અંકાયું દેખાય છે. સમાજની અમાનત રૂા. દસ હજારની છે—એના વ્યાજના રૂા. ૬૦૦) આવે છે. આવું આવું કાંઈક ભૂતકાળના પૃષ્ઠો બોલે છે. તા. ૮-૩-૨૩ના રોજ સંસ્થામાં મોરબીના ઠાકોર સાહેબનું સન્માન થાય છે. ઠાકોર સાહેબ રૂા. ૫૦૦) વિદ્યાદાનમાં આપે છે. તે વખતનું સરવૈયું બોલે છે—ભેટ, લવાજમ વગેરેની આવક બાદ કરતાં રૂા. ૧૦૦૦)ની ખોટ છે. તા. ૨૯-૬-૨૪ ને રોજ મળેલી સામાન્ય સભામાં શાળાને વધુ સદ્ધર કરવા ઠરાવ કરવામાં આવે છે. અષાઢ શુદી બીજ, સં. ૧૯૮૦ને રોજ શરૂ થતાં નવા વર્ષમાં નિશાળના વહીવટમાં પરિવર્તન થાય છે. ઠરાવ કહે છે—બે ટ્રસ્ટીઓ, બે કેળવણી-નિરીક્ષકો અને એક મંત્રી શાળાનો વહીવટ ચલાવે. તદનુસાર નીચે પ્રમાણે વ્યવસ્થા થાય છે:—

(અ) ટ્રસ્ટીઓ: (૧) સ્વ. જાદવજી હીરજી વળિયા
(૨) સ્વ. વાલજીભાઈ દયાળજી

(બ) કેળવણી નિરીક્ષકો :
(૧) સ્વ. ગજાનન વિશ્વનાથ પાઠક
(૨) સ્વ. રાવજીભાઇ ઉમેદભાઈ પટેલ

(ક) મંત્રી : શ્રી ચતુર્ભુજ પોપટલાલ દ્વિવેદી.

## ભરતી-ઓટ

આમ વ્યવસ્થા થઈ પણ શાળાના જીવનમાં ફરીથી ઓટ આવી. ગુજરાતી કુટુંબો દિલ્હીમાં રહેતા પણ પોતાના બાળકોને કેળવણી આપવા માટે કોઈને કોઈ રૂપે ગુજરાતમાં જ રાખવાનો આગ્રહ સેવવા લાગ્યા—પરિણામે વિદ્યાર્થીઓની સંખ્યામાં ખૂબ ઘટાડો થયો. છતાં કાર્યવાહકો હિંમત હાર્યા નહિ—ત્રણ ત્રણ શિક્ષકો ચાલુ રહ્યાં. સંખ્યાબળ ઘટ્યું પણ તેથી તો ગુણવત્તા વધુ ઊંચી લાવવાનો મનસુબો સેવવામાં આવ્યો. ગુજરાતી સાત ધોરણ ઘટી—પાંચ ધોરણ થયાં. ગુજરાતી બીજા ધોરણથી હિંદી અને ત્રીજા ધોરણથી અંગ્રેજી ચાલુ કરી શિક્ષણ-પ્રબન્ધ સદ્ધર બનાવ્યો;—સમય કપરો હતો. વર્ગો વધ્યાં-વર્ગો ઘટ્યાં, શિક્ષકો વધ્યા—શિક્ષકો ઘટ્યા, શાળાના મકાનો વારંવાર બદલાયા. અફીમ કટરામાંથી કટરા ખુશાલરાય ત્યાંથી વળી શીશમહેલ ત્યાંથી નઈ સડક (હાલમાં કટપીસ માર્કેટ છે ત્યાં આમ વારંવાર, ગુજરાતી શાળા અને શ્રી ખીમજી જેરામ પુસ્તકાલયે મકાનો બદલ્યાં પણ પ્રવૃત્તિ યેન કેન પ્રકારેણ ચાલુ જ રહી.

## ગુજરાતી મહાજન

આને ચાલુ રાખવામાં સ્વ. વાલજી દયાળજી સંપટ, સ્વ. જાદવજી હીરજી વળિયા, સ્વ. રતિલાલ નારાયણદાસ ગાભી, સ્વ. હીરાચંદ ત્રિભોવનદાસ ઝોંસા, શ્રી અત્રિલાલ લાલજી બોલ મુખ્ય હતા. કોઈના પણ સુખ-દુઃખમાં ખડે પગલે ઊભા રહેનાર સ્વ. વાલજીભાઈ ગુજરાતીઓના ચૌધરી હતા. સૌ એમને 'ભા' ના વહાલસોયા નામે ઓળખતા. સમાજની સેવા ઉપરાંત જુમ્મા મસ્જીદવાળા એસ્પ્લેનેડ રોડ પરનું દાઉજીનું મંદિર 'ભા'ની યશસ્વી

કારકીર્દિના સ્મારક રૂપે આજે પણ ખડું છે. કોઈ પણ ગુજરાતીનું મસ્તક આજે પણ ત્યાંથી પસાર થતાં ઝૂકી પડે છે. સ્વ. જાદવજી હીરજી વળિયા, સ્વ. રતિલાલ નારાયણદાસ ગામી, સ્વ. હીરાચંદ ત્રિભોવનદાસ ઝોંસા, શ્રી અત્રિલાલ બોલ આ બધા-એ શાળા ને પુસ્તકાલયના સંચાલનમાં સક્રિય રસ લીધો હતો—જિંદગીપર્યંત એ સંસ્થાઓની સેવા-ઓમાં પ્રવૃત્ત રહ્યા. આ ઉપરાંત દિલ્હીના ગુજરાતી મહાજનોમાં સ્વ. રવજીભાઈ ઉમેદભાઈ પટેલ, સ્વ. ગિરધરલાલ હીરજી વળિયા, સ્વ. અજરામરભાઈ મકનજી વોરા, શ્રી રામજી લવજી સંઘવી, શ્રી ભૂરાભાઈ અજમેરા, શ્રી દીપચંદ વેલચંદ શાહ, શ્રી કૃષ્ણલાલ અંબાલાલ દેસાઈ વગેરેનાં નામો ઉલ્લેખનીય છે. શ્રી રામજીભાઈ સંઘવીના ધર્મપત્ની નર્મદાબેન આજે પણ પોતાનાં સ્મરણો તાજાં કરતાં જણાવે છે કે તેઓ ૧૯૧૧માં આપણી શાળા-માં ભણતાં હતાં ત્યારે શહેનશાહના કોરોનેશન નિમિત્તે દિલ્હીમાં દરબાર ભરાયો હતો.

## ગુજરાતી મહિલા સમાજનું બીજારોપણ

ગુજરાત સમાજની પ્રવૃત્તિઓ ધીરે–ધીરે વ્યાપક બનવા લાગી અને સંસ્થા–અનેક સંસ્થા-ઓની માતૃસંસ્થા બની. સન્ ૧૯૨૫-૨૬ સુધીનો ઇતિહાસ ગુજરાતી બહેનોની કોઈપણ પ્રકારની પ્રવૃત્તિ દર્શાવતો નથી પણ એ અરસામાં સ્વ. સવિતાબેન કૃષ્ણલાલ મજમુદાર, શ્રીમતી કૃષ્ણાબેન ચિમનલાલ ફોફાણી, શ્રીમતી દિવાળીબેન રતિલાલ ગામી, શ્રીમતી મણીબેન વળિયા, શ્રીમતી ઈન્દુબેન સવાઈલાલ યાજ્ઞિક, શ્રીમતી સુમિત્રા લાભશંકર ભટ્ટ તથા અન્ય બહેનોના સહકારથી નયા બજારમાં યોજેલો 'શરદ પૂર્ણિમા'નો ઉત્સવ હાલના દિલ્હીના મહિલા સમાજના બીજારોપણમાં મહત્ત્વનું અર્પણ કરે છે. શ્રી કૃષ્ણલાલ મજમુદારે પણ દિલ્હીના ગુજરાતીઓની મહત્ત્વની સેવા આજ સમયે કરી ને તે ગુજરાતીઓનું વસ્તીપત્રક—એમના આંકડા બોલે છે કે તે સમયે કુલ મળીને ૧૬૫૦ ગુજરાતીઓ દિલ્હીમાં વસતા હતા. જૂથ નાનું હતું પણ પ્રમાણ-માં પ્રવૃત્તિ ઘણી હતી.

## સક્રિય રાષ્ટ્રવાદીઓ

આ ગુજરાતીઓ દિલ્હીમાં પરદેશી વસાહત રૂપે રહેતા ન હતા પણ દેશના જીવનમાં સક્રિય રસ લેનાર—રાષ્ટ્રવાદીઓ હતા. સન્ ૧૯૧૮માં દિલ્હીમાં ખાસ ભરાયેલી રાષ્ટ્રીય મહાસભાની બેઠકે મોન્ટેગ્યુ-ચેમ્સફોર્ડ સુધારાઓને 'અપૂરતા, અસંતોષકારક અને નિરાશાપ્રેરક' તરીકે વર્ણવ્યા હતા. અને તેથી 'હોમરૂલ લીગ'ની સ્થાપના ડો. અનસારીએ કરી તેમાં દિલ્હીના ૮૦ સભ્યોમાંથી બહુમતિ સભ્યો ગુજરાતીઓ હતા. સન્ ૧૯૨૧માં અમદાવાદમાં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન ભરાયું અને 'પૂર્ણ સ્વાતંત્ર્ય'ના મુદ્દા પર મક્કમ બનવાનું વિચારાયું ત્યારે દિલ્હીના ગુજરાતીઓની ટુકડી તે માગણીમાં અગ્રિમ હતી. આ તેજસ્વી ગુજરાતીઓની પ્રત્યેક હીલચાલ પર ત્યારથી બ્રિટીશ સરકારની દૃષ્ટિ ગઈ. આમ દિલ્હીનો ગુજરાતી—ગુજરાતથી દૂર રહેતો હોવા છતાં—આજસુધી ગુજરાતના સમગ્ર જીવન સાથે ઓતપ્રોત રહ્યો છે એટલું જ નહિ



દિલ્હીમાં રહેતો હોઈ રાષ્ટ્રના જીવન-ઘડતરમાં પણ એનો ફાળો પ્રારંભથી જ સતત રહ્યો છે.

## શ્રી દિલ્હી ગુજરાતી સમાજ

પણ ગુજરાતી જેટલા વીર તેટલા જ શાણા. વિખરાટ બળ નથી તે તેમણે સતત પ્રમાણ્યું છે ને તેથી હવે આપણે એક સંઘ રૂપે ખડા થવું જોઈએ તે તેમને તરત લાગ્યું. પ્રવૃત્તિની વૃત્તિ વધતાં 'શ્રી દિલ્હી ગુજરાતી જ્ઞાનોદય રાષ્ટ્રીય શાળા' અને 'શ્રી ખીમજી જેરામ પુસ્તકાલય' ઉપરાંત એક અન્ય મંડળ 'શ્રી દિલ્હી ગુજરાતી હિતવર્ધક મંડળ' પણ અસ્તિત્વમાં આવ્યું હતું. પરિણામે શાણા ગુજરાતીઓને આ બધાને એક કેન્દ્રિત કરતી એક મધ્યસ્થ સંસ્થા સ્થાપવાની ઈચ્છા થઈ આવી— અને ધીરે ધીરે એને માટેની હીલચાલ પણ શરૂ થઈ. એટલું જ નહિ પણ એના અવતરણ માટે શ્રી નંદકિશોર હિંમતરામ ભટ્ટના મંત્રીપદ નીચે એક 'એડહૉક' કમિટિ પણ રચવામાં આવી. અનેકાનેક સભાઓ ભરાઈ અને આખરે ગંગોત્રીના ભિન્ન ભિન્ન પ્રવાહો એકત્રિત થયા અને ગંગાનો પ્રવાહ ચાલુ થયો.

દિલ્હીના ગુજરાતીઓના ઇતિહાસપટ પર તા. ૨૩-૧૧-૨૬ની સાંજ ઊજળી છે. તે દિવસે આ બધી પ્રવૃત્તિઓને આવરી લેતો—બધી સંસ્થાઓને પોતાનામાં સમાવી લેતો "શ્રી દિલ્હી ગુજરાતી સમાજ" અસ્તિત્વમાં આવ્યો. તરતજ તેને બંધારણીય રૂપ અપાયું અને શેઠ શ્રી કરસનદાસ તેજપાલે રૂ. ૨૫૧) નું દાન કરી સમાજની પહેલી અર્ચના કરી.

ધીરે ધીરે 'શ્રી સમાજની 'કાર્યરેખાઓ સ્પષ્ટ થવા લાગી. ૧૨-૪-૨૭ની તારીખે કાર્યકરોએ 'શ્રી સમાજ' ને સંગીન બનાવ્યો અને તેના નિમ્ન લિખિત ઉદ્દેશ્યો સ્વીકાર્યા:—

(૧) દિલ્હીમાં વસતા ગુજરાતીઓમાં પરસ્પર સ્નેહની વૃદ્ધિ કરવી અને તેમના હિતના પ્રશ્નોની ચર્ચા કરવી અને તેનું સંરક્ષણ કરવું.

(૨) ગુજરાતીઓની શારીરિક, માનસિક અને નૈતિક ખીલવણી થાય તે માટે, ધર્મને બાધ ન કરે તેવા વિષયો પર ચર્ચા, ભાષણો તથા પ્રાસંગિક મેળાવડાઓ યોજવાં.

(૩) પરસ્પર સંસર્ગ માટે તથા સામાજિકતા કેળવવા માટે સંમેલનો યોજવાં.

(૪) બહારથી આવનાર ગુજરાતી ગૃહસ્થોને માટે દિલ્હીમાં નિવાસની બનતી સરળતા કરી આપવી.

(૫) વ્યાપાર-નોકરી વગેરે માટે દિલ્હી આવેલ ગુજરાતીઓને આવશ્યક માહિતી ઉપલબ્ધ કરી આપવી.

(૬) સંજોગવશાત્ વિપત્તિમાં આવી પડતા ગુજરાતીઓ તથા તેમના કુટુમ્બોને જરૂર જોગી મદદ કરવી.

ઉપર્યુક્ત ઉદ્દેશો—ઉદ્દેશોરૂપે જ ન રહ્યા પણ તરત જ વ્યવસ્થાપક મંડળની સભા બોલાવી નીચેનો ઠરાવ પસાર કર્યો:—

"બહારથી આવનાર ગુજરાતી ભાઈઓને ઊતરવાની સગવડ અહીં દિલ્હીમાં નહિ હોવાથી સમાજના ઉદ્દેશોમાંની ચોથી કલમ અમલમાં મૂકવા નીચે પ્રમાણે યોજના કરવામાં આવે છે.

બહારથી મદદ આવી પહોંચે નહિ અને અતિથિગૃહનું ખર્ચ સ્વતંત્ર રીતે નિભાવી શકાય નહિ ત્યાંસુધી (પરંતુ વધુમાં વધુ બાર માસ સુધી) અહીંના ગુજરાતી ભાઈઓની મદદથી અતિથિગૃહ ખુલ્લુ મૂકવું અને તે માટે નાણાં ઉઘરાવવાં અને મકાન ભાડે લેવા આ સભા મંત્રીને સત્તા આપે છે."

### અતિથિગૃહ

દિલ્હીના તે વખતના સ્થાનિક ગુજરાતીઓએ આ ઠરાવને ઉમળકાથી વધાવી લીધો અને બાર માસ સુધી મકાનના બાર માસના ભાડા સહિત અતિથિગૃહના સંપૂર્ણ નિભાવ અર્થે દર માસે મુકરર રકમ આપવાના ઉદાર વચનો આપ્યાં. તેને પરિણામે તા. ૨૧-૭-૨૭ની પ્રભાતે અતિથિગૃહ

નયા બજાર રસ્તામાં દૈનિક 'તેજ' પત્રની ઓફીસ-ની બાજુના મકાનમાં શરૂ થયું. ઉદ્દેશ પ્રમાણે 'શ્રી દિલ્હી ગુજરાતી હિતવર્ધક મંડળ' જે થોડા સમય થયાં ઉપસ્થિત થએલું તે 'શ્રી દિલ્હી ગુજરાતી સમાજ'માં સમાવિષ્ટ થઈ ગયું અને તેનો કેટલોક સરસામાન સમાજના નવા સ્થપાયેલ અતિથિગૃહને આપવામાં આવ્યો. આ અતિથિગૃહ એ કાળમાં પણ ખૂબ જાણીતું હતું. તેની ખાત્રી એ ઉપરથી થાય છે કે રાષ્ટ્રના અગ્રણી નેતા આચાર્ય શ્રી કૃપલાણી તથા સ્વ. મણિભાઈ કોઠારી (કે જે દાન લેવાની કળામાં અદ્ભુત હતા ને તેથી એ જમાનામાં એક નંબરના ભિક્ષુક કહેવાતા) ઉપરાંત કોંગ્રેસી અને અન્ય કાર્યકરોએ એનો લાભ લીધેલો. આ અતિથિગૃહ માત્ર નિવાસની સામાન્ય વ્યવસ્થા જ નહોતું કરતું પણ ગુજરાતીઓનું સગ્ર અર્થમાં આશ્રયસ્થાન હતું. 'દિલ્હી'—બહારથી આવતા ગુજરાતીઓ માટે પરાયી ભૂમિ—થોડો ડર પણ ખરો. 'દિલ્હીના ઠગથી ચેતતા રહેજો'—એવી ગાંઠે શિખામણ પણ ખરી અને વાતમાં થોડું તથ્ય પણ ખરું. સ્ટેશન નજીકનો વિસ્તાર બહારથી આવતા ઉતારૂઓનો ગેરલાભ લેવામાં તૈયાર. ગુજરાતી ભાઈબહેનો આવા અપરિચિતોની માયાજાળમાં ફસાતા પણ હતા. દિલ્હીની સારી જાણીતી ધર્મશાળા કે લોજમાં આપણા પ્રદેશનો ખોરાક નહિ, રીતભાત નહિ, ભાષા તો નહિ જ. ક્યાં જવું ? એનો સરસ જવાબ આ નિઃશુલ્ક સેવા આપતા અતિથિગૃહે આપ્યો. અહીં ગુજરાતીઓને ગુજરાતની રીતભાત કે ભાષા જ માત્ર ન મળ્યાં. ઘરની હૂંફ, હેત-પ્રીત અને કલ્લોલ પણ મળ્યાં. ગુજરાતી પછી તે યાત્રા, પર્યટન કે વ્યાપાર-ધંધા અંગે આવ્યો હોય—અતિથિગૃહમાં એને હાશ કરીને વિશ્વસનીય વાતાવરણ મળ્યું. વતનથી આટલે દૂર આરામથી બેસવાનું સ્થાન મળ્યું.

અતિથિદેવો ભવ ।

ઇતિહાસ કહે છે કે એ જમાનાના દિલ્હીના ગુજરાતી મહાજનો ગાડીને સમયે સ્ટેશને જતા. આદરથી અતિથિગૃહમાં લઈ આવતા, એમની સાથે બેસતા, વાતો કરતા, મૂંઝવણને જાણી લેતા, સલાહ-સૂચનો આપતાં ને એમનું મન થાળે પડયે અતિથિગૃહ છોડતા. આ અગ્રણીઓનું પુણ્ય-સ્મરણ અહીં આવશ્યક બને છે. તેઓ હતા—શ્રી નંદકિશોર ભટ્ટ, શ્રી કૃષ્ણલાલ કેસુરવાળા, શ્રી કૃષ્ણલાલ મજમુદાર, શ્રી સવાઈલાલ યાજ્ઞિક, શ્રી ચંદુલાલ બાપુજી ત્રિવેદી, શ્રી હરિહર માણેકલાલ સુરતી, સ્વ. હીરાલાલ ત્રિભોવનદાસ ઓંસા અને શ્રી ભાઈલાલ જેચંદ દેસાઈ.

એમણે કેટલી સરસ સેવા કરી તે તો તે




વખતના અતિથિગૃહનો લાભ લેનારા ગુજરાતીઓના આંકડા જ બોલે છેઃ—

| વર્ષ | સંખ્યા |
|---|---|
| સન્ ૧૯૨૭ | |
| (તા. ૨૧-૭-૨૭ થી ૩૧-૧૨-૨૭) | ૨૦૫ |
| સન્ ૧૯૨૮ | ૩૮૦ |
| સન્ ૧૯૨૯ | ૧૧૫૮ |
| સન્ ૧૯૩૦ | ૧૪૯૭ |

## સન્ ૧૯૩૦નું શકુનવંતું વર્ષ

ઇ. સ. ૧૯૩૦નું વર્ષ સમાજના ઇતિહાસમાં

ગૌરવપૂર્ણ વર્ષ છે. સમાજે એ વર્ષમાં દિલ્હી રેલ્વે જંકશન સામેનું, બાગદિવારનું દસ નંબરનું મકાન ભાડે રાખ્યું. આ મકાન મળ્યું એટલે સમાજે પોતાની બધી પ્રવૃત્તિઓ—પુસ્તકાલય, શાળા, અતિથિગૃહ આદિને આ મકાનમાં એટલે કે એક જ જગ્યાએ ચલાવવાનું શરૂ કર્યું. પ્રથમ માળે શાળા અને પુસ્તકાલય તથા બીજા માળે અતિથિગૃહ. આ વર્ષમાં શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા વધી. નાનકડા એવા આ મકાનમાં 'શ્રી દિલ્હી ગુજરાતી સમાજ'ની અનેકવિધ પ્રવૃત્તિઓ થતી રહી. પરિણામે એની સુવાસ ગુજરાતના ખૂણેખૂણામાં છાઈ વળી. એટલું જ નહિ આ સંસ્થાએ ઉંચકવી જોઈએ—એની કાયાપલટ કરી એને પ્રગતિને પંથે મૂકવી જોઈએ. લક્ષ્મીનો સદુપયોગ અહિં થઈ શકે તેમ છે તેવું ગુણજ્ઞ ગુજરાતીઓને લાગ્યું. આમ 'બાગદિવાર'નું મકાન પણ શકુનવંતુ જ માનવું જોઈએ.

## 'ઠક્કર બાપા' પ્રમુખસ્થાને

પરિણામે સમાજની સુવાસ ગુજરાતના ખૂણે ખૂણામાં પ્રસરવા લાગી એટલું જ નહિ સન્ ૧૯૩૩-૩૪ના વર્ષ માટે દીન, દુઃખી અને દલિત વર્ગના ઉદ્ધારક શ્રી અમૃતલાલ વી. ઠક્કર સમાજના પ્રમુખ-પદે આવી તેમની સેવાનો લાભ આ સંસ્થાએ પ્રાપ્ત કર્યો અને સંસ્થાના પ્રફુલ્લનનું એ પ્રતીક બની ગયું હતું.

## શ્રી સમાજનું રજિસ્ટ્રેશન

આગળ જોયું તેમ ૧૯૩૦માં પ્રવૃત્તિઓનું કેન્દ્રભૂત તો એ બન્યું જ પણ આજ મકાનમાં —'૩૨ માં 'શ્રી દિલ્હી ગુજરાતી સમાજ'નું ૨૬ જુલાઈને રોજ રજિસ્ટ્રેશન (સન્ ૧૮૬૦ના ૨૧મા એક્ટ મુજબ) થયું. ૧૯૩૪ની તારીખ ૨૫ નવેમ્બરના રોજ સમાજના ભંડોળનું ટ્રસ્ટડીડ દિલ્હીના રજિસ્ટ્રારની કોર્ટમાં રજિસ્ટર્ડ થયું. અને આમ સંસ્થા પબ્લીક ટ્રસ્ટ એક્ટ અનુસાર 'રજિસ્ટર્ડ' થતાં તેની સ્થાવર તથા જંગમ મિલ્કતનો વહીવટ દર પાંચ વર્ષે ચૂંટાતા ટ્રસ્ટી મંડળને સોંપાયો. પરિણામે શ્રી સમાજના નાણાં જે વેરવિખેર વેપારી પેઢીઓમાં રખાતાં તે સરકારમાન્ય બેન્કોમાં રખાવા લાગ્યાં:—

સંસ્થાના રોજિંદા ખર્ચને પહોંચી વળવા કાયમી નિભાવ ફંડની યોજના ઘડાઈ. એની સર્વ પ્રવૃત્તિઓ—શાળા, પુસ્તકાલય અને અતિથિગૃહનો જેમાં સમાવેશ થઈ શકે તેવું માલિકીનું મકાન ખરીદવા માટે ફંડ વિકસિત કરવાની વ્યવસ્થિત યોજના થઈ. આમ સન્ ૩૦ થી ૪૦ વચ્ચે આ શકુનવંતુ મકાન રાખ્યા પછી અનેક યોજનાઓ ઘડાઈ અને અમલમાં લેવાઈ.

## શ્રી સમાજનું માલિકીનું મકાન–કલોથ માર્કેટ

શ્રી સમાજ પગભર થતાં થોડીક નાણાકીય જોગવાઈ પણ થઈ. જેમાંથી રૂા. ૯૦૦૦ માં એક નાનું સરખું મકાન પણ કલોથ માર્કેટમાં ૧૯૩૬માં ખરીદાયું. મકાન નાનું હોઈ શ્રી સમાજની પ્રવૃત્તિઓ આમાં ચાલી શકે તેમ ન હતી— પણ સ્થાયી દ્રવ્ય મેળવવાનું સાધન તો એ બની શકે તેમ હતું. આગળ જતાં આ મકાન શ્રી સમાજે શ્રીમતી વિજ્યાબેન ગોવિંદજી હા. શેઠ શ્રી મંગળદાસ વાલજી સંપટને રૂા. ૨૫૦૦૦ માં તા. ૧૦-૧૨-૪૪ ના રોજ વેચાતું આપ્યું.

તા. ૩૧-૮-૪૦ સુધીમાં સમાજના અતિથિ-ગૃહ ફંડમાં જ રૂા. ૮૮૪૭ ની રકમ જમા થઈ હોવાનું આંકડા બોલે છે. સન્ ૧૯૪૦ પછી તો સમાજની પ્રગતિ એકદમ વધી.

## શ્રી સમાજની માલિકીનું મકાન ખરીદવા પ્રયત્ન

કાર્યકરોએ શ્રી સમાજની માલિકીનું મકાન ખરીદવા બે-ત્રણ પ્રયત્નો કર્યા. તા. ૫-૧૦-૪૬ને રોજ કાશ્મીરી ગેટ બહાર જનરલ પોસ્ટ ઑફીસ પાછળ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના પ્લોટો ખરીદવા જેવું લાગે તો શ્રી એન. કે. ઠાકોરને એવી સલાહ



આપવી તેમ વિચારાયું હતું. તા. ૩૦-૫-૪૪નો ઇતિહાસ બોલે છે કે નયા બજારની પીળી કોઠી પાછળનું શેઠ કનૈયાલાલ આગલાનું મકાન રૂા. ૧,૭૫,૦૦૦ માં ખરીદવાનું લગભગ નક્કી થયું હતું, જે મકાન—માલિકે રૂા. બે લાખની માંગણી કરતાં ખરીદવાનું રહી ગયું.

### સન્ ૧૯૪૪ના શકુનવંતા દિવસો

—પણ સમાજના ઇતિહાસમાં બીજી બાજુથી ઊજળા દિવસો આવ્યા. એ હતું સન્ ૧૯૪૪-૪૫નું વર્ષ. આ વર્ષ દરમિયાન ડો. લાભશંકર ભટ્ટ, એમ. એસ. સી., પી—એચ. ડી. એ સમાજનું પ્રમુખપદ ગ્રહણ કરી સંસ્થાનું સુકાન સંભાળ્યું. એમની સેવા, સલાહ અને પ્રયત્નોથી સંસ્થાએ પ્રગતિ તરફ પ્રસ્થાન કર્યું. એમણે આવતાં વેંત જ રાજરત્ન શેઠ શ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતાને રૂા. ૨૫૦૦૦,નું દાન શાળાને આપવા પ્રેર્યા. શાળાના વિભાગને "શ્રીમતી સંતોકબાઈ નાનજી કાલિદાસ મહેતાનું નામ આપવું એવી સૂચના તા. ૧૭-૯-૪૪ની સામાન્ય સભામાં સ્વીકારી છે, એમ તવારીખ બોલે છે.

### શ્રી હરખબા નંદવાણા ગુજરાતી જ્ઞાનોદય શાળા

તેજ સામાન્ય સભામાં દિલ્હી નિવાસી શેઠ શ્રી એ. વોરા એન્ડ કું, તરફથી સ્વ. અજરામરભાઈ, શ્રી નરબેરામભાઈ તથા શ્રી નવલશંકરભાઈ મકનજી વોરાએ શાળા માટે સમાજને પોતાના સ્વ. માતુશ્રી ના સંસ્મરણાર્થે રૂા. ૨૫૦૦૦ ની ઉદાર સખાવતની જાહેરાત કરી તથા તેઓ શ્રી સૂચવે તે નામ શાળા સાથે જોડવાનું સ્વીકારાયું. પરિણામે ગુજરાતી માધ્યમિક શાળાનું નામ તા. ૧૮-૧૦-૪૪ થી મેસર્સ એ. વોરા એન્ડ કું.,ની સૂચના અનુસાર એમના સ્વ. માતુશ્રીના સંસ્મરણાર્થે "શ્રી હરખબા નંદવાણી ગુજરાતી જ્ઞાનોદય શાળા" રાખવામાં આવ્યું. એ વખતે શાળામાં ગુજરાતી ૭ ધોરણ સુધીનો અભ્યાસ કરવાનો અને બાળવર્ગ મળી કુલ સાત વર્ગો હતા. અંગ્રેજી ઉપરાંત હિંદી પણ શીખવાતું, શાળાની આ વખતે એટલી પ્રગતિ થઈ કે વિદ્યાર્થી—વિદ્યાર્થિનીઓની કુલ સંખ્યા ૨૧૨ હતી. વધતી જતી સંખ્યાને પહોંચી વળવા ભાડાના ૧૦—બાગદિવારવાળા મકાનની અગાસીમાં ઉપર બે કામચલાઉ ઓરડા બાંધવામાં આવ્યાં. અને વિદ્યાર્થીઓનો સમાવેશ કરવામાં આવ્યો. તા. ૨૫-૬-૪૬થી શિક્ષકોની સંખ્યા પણ વર્ગ દીઠ એકની થઈ ગઈ—પરિણામે શાળામાં સંગીન કાર્ય થવા માંડ્યું.

### નાણાકીય સંગીનતા

શ્રી સમાજના ઇતિહાસમાં ખરેખર '૪૪-૪૫નું વર્ષ અનોખું છે. અગાઉ જોયું તેમ એકજ સભામાં પચ્ચીસ-પચ્ચીસ હજારનાં બે દાન મળ્યાં—પણ ઇશ્વરના આશીર્વાદ હજુ વધુ ઉતરવાના હતા. તા.૧૫-૪-૪૫ની સામાન્ય સભામાં સંસ્થાના માજી પ્રમુખ સ્વ. શ્રી રાવજીભાઈ પટેલના સ્મરણાર્થે તેમના પત્ની ગં. સ્વ. ડાહીલક્ષ્મી બહેને અને તેમના સુપુત્ર શ્રી જગદીશચન્દ્ર પટેલે શ્રી સમાજને રૂા. ૭૦૦૧, ભેટમાં આપ્યા. સંસ્થાનું મકાન બને ત્યારે સભાખંડનું 'શ્રી રાવજી પટેલ હૉલ' અભિધાન આપવું એવું ઠરાવવામાં આવ્યું.

ઉપરના ત્રણેય દાતાઓએજ ખરેખર સંસ્થાની કરોડરજ્જુ મજબુત બનાવી દીધી. શ્રી સમાજના ઇતિહાસ સાથે તેઓ વણાઈ ગયા છે. શ્રી સમાજનું સદ્‌ભાગ્ય છે કે આ પરંપરા ચાલુ

રહેવાની છે. શેઠ શ્રી મોહનલાલ હરગોવિંદદાસ, શેઠ શ્રી છોટાભાઈ જેઠાભાઈ તેમજ શેઠ શ્રી વ્રજલાલ મણિલાલ (બીડીના વેપારીઓ) તરફથી સંસ્થાને ઉદાર રકમોના વચન મળ્યાં છે. કાર્યકરોને ગોંદિયા, જબલપુર અને સાગરની ખેપ જ કરવાની બાકી છે. દાન-પ્રવાહની શુભ શરૂઆત પછી તો શ્રી સમાજની આર્થિક ચિન્તા ખરેખર કાંઇક હળવી થઈ. સ્થાયી ફંડ રૂા. ૪૭,૦૦૦ અને અતિથિગૃહ ફંડ રૂા. ૫૭,૦૦૦નું સરવૈયું બતાવે છે

## માલિકીના મકાન માટે પુનઃ પ્રયત્નો

પણ હજી સંસ્થાને માલિકીનું મકાન કે ખાલી પ્લોટ લેવાનો બાકી હતો. ફરી ચક્રો ગતિમાન થયા સન્ ૧૯૪૬માં 'મોરીગેઈટ' પાસેના પુલ નજીક એક જગ્યા બાબત વાત થઈ અને અટકી ગઈ. ફરી સન્ ૧૯૪૭ના પ્રારંભમાં કિનારી બજાર લત્તામાં કોઈ તૈયાર મકાન અથવા ચાંદની ચોક, આર્ય સમાજ દિવાન હોલ સામેની હારમાં સેન્ટ મેરેસીસ સ્કૂલની બાજુનો પ્લોટ વગેરે ખરીદવા શ્રી નંદલાલ મહેતાને તપાસી જવા સૂચવ્યું. ૧૦, બાગદિવારનું મકાન તો નાનું પડતું જ હતું. સ્વતંત્ર મકાનનું કોઈ ઠેકાણું પડતું જ ન હતું પણ પ્રવૃત્તિઓ તો સતત ચાલુ જ હતી.



## સરદારશ્રીનો સન્માન સમારંભ

આઝાદીની ઉષા ઉગી. ગુજરાતના સરદાર—સારા ભારતના સરદાર વલ્લભભાઈ પટેલ—આરઝી હકૂમતના ગૃહપ્રધાનપદે નિમાતાં તા. ૧૫-૫-૪૭ ના રોજ સાંજે પાંચ વાગ્યે શ્રી સમાજે તેમને સન્માનવા માનપત્ર-સમારંભ યોજ્યો. દિલ્હીમાં વસતા ગુજરાતીઓને એ અસાધારણ ગૌરવનો દિન લાગ્યો. પહેલી જ વાર ગુજરાતીઓ મોટી સંખ્યામાં ઉમળકાથી દોડી આવ્યા. સભાખંડ ખીચોખીચ ભરાઈ ગયો. સમાજના સદ્‌ભાગ્યે તે સમયે આચાર્ય કૃપલાણી તથા સરકારના અન્ય સભ્ય સ્વ. સી એચ. ભાભા, કુ. મણિબેન પટેલ પણ હાજર હતા. આચાર્ય શ્રી કૃપલાણીજીએ સરદારની સેવાઓને ભવ્ય અંજલિ આપી હતી; જ્યારે આપણા ઉચ્ચ કોટિના સાહિત્યકાર તથા પત્રકાર ડૉ. શ્રીધરાણીએ સરદારશ્રીની કાર્યપદ્ધતિને બિરદાવી હતી. પ્રમુખ શ્રી નંદલાલ મહેતાએ માનપત્ર વાંચ્યું હતું જ્યારે શ્રી જયંતિલાલ મહેતાએ સરદારશ્રી ને સમાજનો પરિચય કરાવ્યો હતો. સરદારે પ્રેરકવાણીમાં સંબોધન કર્યું હતું અને દિલ્હીના ગુજરાતીઓને દિલ્હીને અપનાવવાનું તથા ગુજરાતીની સંસ્કૃતિને શોભાવવાનું સૂચવ્યું હતું તથા કોઈ પણ સંકટસમયે નીડર રહેવાની શીખ આપી હતી.



## આઝાદી પર્વનું આગમન અને પૂ. બાપુનું સન્માન

—અને પછી તો આઝાદી આવી, ૧૫મી ઓગસ્ટ ૧૯૪૭નો પર્વદિન ઉગ્યો. શ્રી ગુજરાતી સમાજે પણ એને ઊજવી. પૂ. દરબાર ગોપાળદાસના વરદ હસ્તે ધ્વજવંદન થયું અને તેમણે આપણને આ શુભ દિવસ દેખાડવા માટે પૂ. મહાત્માજીને ભવ્ય અંજલિ આપી.

### પૂ. મહાત્મા ગાંધીના આશીર્વાદ

એ જ વર્ષમાં ૧૧મી ઓકટોબર, સંવત ૨૦૦૩ની ભારતીય તિથિ પ્રમાણે રેંટિયા બારસ મહાત્માજીનો ૭૯મો જન્મ દિન હતો. શ્રી દિલ્હી ગુજરાતી સમાજ દ્વારા બિરલા હાઉસ, ન્યુ દિલ્હીમાં તે દિને દિલ્હીના સમગ્ર ગુજરાતીઓએ ભારતના મહાન પુરુષનું અભિનંદન કર્યું. મહાત્માજી, સરદાર પટેલ, કુ. મણિબહેન સૌ હાજર હતા. ગુજરાતીઓનો ઉમળકો માનો ન હતો. સમાજના પ્રમુખ શ્રી નંદલાલ મહેતાએ સૌવતી મહાત્માજીને અભિનંદન આપ્યાં. ૭૯ સુતર આંટી આપી રૂા ૯૦૦૦ની થેલી અર્પણ થઈ. નિરાશ્રિતો માટે મેસર્સ કીલાચંદ દેવચંદ એન્ડ કાં. તરફથી ૧૨૫ ગરમ કોટ, મેસર્સ સંપટ એન્ડ કાં., તરફથી ૧૦૦ ગરમ કોટ તથા મેસર્સ પી. એચ. શાહ એન્ડ બ્રધર્સ તરફથી ૨૦ ગરમ ધાબળાની અર્પણ વિધિ સંપન્ન થઈ. બિરલા હાઉસમાં પહેલીજ વાર મહાત્માજીએ ગુજરાતીમાં પ્રવચન કરી ગુજરાતીઓને સંબોધ્યા. ગુજરાતી શાળામાં હિંદી શીખવવા બદલ મહાત્માજીએ સમાજને અભિનંદન આપ્યાં. શ્રી સમાજને મહાત્માજીએ આપેલા એ આર્શીવાદ એનું હંમેશનું પાથેય બની ચૂક્યા છે.



### શાળા–વધુ એક ભાડાનું મકાન

આમ પ્રવૃત્તિઓ તો ચાલુ જ હતી. શાળામાં બાળકોની સંખ્યા ઉત્તરોત્તર વધતી જતી હતી. માલિકીનું મકાન મળતું ન હતું. પરિણામે બાગ દિવારના મકાનનો બોજ હલકો થાય તે માટે ખારી બાવલીમાં 'ઇશ્વિર ભવન' કટરાની સામેના લાલા નાગરમલના મકાનમાં મેસર્સ છોટાભાઈ જેઠાભાઈ એન્ડ કાં., વાળા શ્રી ડાહ્યાભાઈના સહકારથી શાળા માટે બે વધુ ઓરડા ભાડે રખાયા અને વસંત પંચમી તા. ૧૫-૨-૪૮ને રોજ સવારના દસ વાગ્યે બાળકોને તે મકાનમાં પ્રવેશ કરાવી મુહૂર્ત કર્યું. સમારંભના પ્રમુખ શ્રી અત્રિલાલભાઈ હતા.

### સમાજની માલિકીનું મકાન–ક્વીન્સ રોડ

આમ કાર્ય 'येन केन प्रकारेण' ચાલતું હતું. બીજી બાજુ પોતાની સમગ્ર પ્રવૃત્તિઓને સંપૂર્ણતયા સમાવી શકે તે માટે સમાજની સ્વાયત્ત માલિકીનું મકાન લેવાના પ્રયત્નો ચાલુ જ હતા. અંતે એનું શુભ પરિણામ આવ્યું ને સમાજે પોતાની માલિકીનું વિશાળ મકાન રૂા. બે લાખ પાંચ હજારમાં ક્લોથ માર્કેટ પાછળના વિસ્તારમાં 'મિનરવા હોટેલ'વાળું નહેર સહાદતખાન મકાન નં. ૪૩૧/૪૩૨ (હાલમાં ૮૬૪ થી ૮૬૯) તા. ૪-૮-૪૮ને રોજ લાલા સુરજમલ એન્ડ સન્સ પાસેથી ખરીદવાનો નિર્ણય થયો અને ખરીદાયું. સમાજનું વર્ષો જૂનું સ્વપ્ન સિદ્ધ થયું.

### પુરાતા પાયાના ચણતર મહીં

આ અણીની પળે દિલ્હીના સમગ્ર ગુજરાતીભાઈઓએ સમાજ પ્રત્યેની પોતાની અદ્દભુત નિષ્ઠા વ્યક્ત કરી. મકાન તો લેવું જ હતું પણ સમાજના ખાતામાં એટલા પેસા હતા જ નહિ. ખૂટતી રકમ

માટે આપણા ગુજરાતી ભાઈઓની પાસેથી રૂા. ૭૫,૦૦૦ની લોન લેવી તેવું તા. ૨૨-૯-૪૮ની સંયુક્ત સભામાં નક્કી થયું—અને ગુજરાતીભાઈઓએ ખરેખર એક જ્વલંત ઉદાહરણ રજૂ કર્યું. તે જ સભામાં પ્રથમ રૂા. ૬૦,૦૦૦ અને ત્યારબાદ રૂા. ૧૩,૦૦૦ એમ કુલ મળી રૂા. ૭૩,૦૦૦ લોન પેટે મળ્યા. નક્કી થયું કે એક વર્ષ સુધી આ રૂપિયાનું કોઈ વ્યાજ નહિ. એક વર્ષ પછી ન આપી શકાય તો ૩ ટકા લેખે વ્યાજ આપવું. શ્રી સમાજને અણીને વખતે આ રીતે લોનદ્વારા મદદ કરનાર સૌ વ્યક્તિઓની નિષ્ઠા અવશ્ય બિરદાવવી જોઈએ. આજે આપણો ગુજરાતી સમાજ અસાધારણ પ્રગતિને પંથે ગતિ કરી રહ્યો છે તેમાં 'પુરાના પાયાના ચણતર મહીં' પથ્થર બનેલા આવા મહાનુભાવોનાં યશસ્વી કાર્યો છે. શેઠ શ્રી વિઠ્ઠલદાસ ધનજી તરફથી શ્રી હરિદાસભાઈએ જે સમાજને લોન પેટે આપેલા રૂા. પાંચ હજાર ભેટના રૂપમાં તરત જ ફેરવવા આપ મેળે ઇચ્છા વ્યક્ત કરી તે સવિશેષ ઉલ્લેખનીય છે.

### પ્રમુખ તરીકે શ્રી યશવંત પંડ્યાની સેવાઓ

શ્રી સમાજે પણ અત્યંત આતુરતાથી વર્ષ દરમિયાન જ લોન ભરપાઈ કરવા સબળ પુરુષાર્થ આદર્યો. જાણીતા સાહિત્યકાર શ્રી યશવંત પંડ્યા તે વખતે શ્રી સમાજના પ્રમુખ હતા. તેઓ તથા વ્યવસ્થાપક સમિતિના જાણીતા સદસ્ય શ્રી રમણિકલાલ શાહનું બનેલું પ્રતિનિધિમંડળ તા. ૨૭-૧૦-૪૯ને રોજ મધ્ય પ્રદેશના પ્રવાસે ગયું—અને ગોંદિયા, જબલપુર, સાગર વગેરે સ્થાને એ ફર્યું. ગોંદિયાથી શ્રી સમાજના ટ્રસ્ટી શ્રી ગોરધનભાઈ અંબાલાલ પટેલ તથા જબલપુરથી વ્યવસ્થાપક સમિતિના અન્ય સભ્ય શ્રી લક્ષ્મણભાઈ નાથાલાલ પટેલ જોડાયા. આ પ્રતિનિધિ મંડળે અદ્ભુત કાર્ય કર્યું અને આ પ્રવાસ દરમિયાન રૂા. ૪૦,૦૦૦ નો ફાળો એકત્રિત કર્યો. મધ્યપ્રદેશના બીડી-તમાકુના ગુજરાતી વ્યાપારીઓની આત્મીયતા સમાજના ઇતિહાસમાં ચિરઃસ્મરણીય રહેશે. પ્રતિનિધિઓ પાછા ફર્યા ને દિલ્હીના દાતાઓને પણ ઉમળકો આવ્યો ને શ્રી સમાજે લીધેલી લોન સંપૂર્ણપણે ભરપાઈ થઈ ગઈ. સ્થાનિક ભાઈઓનો આ ઉમળકો એમની સમાજ પ્રત્યેની અસાધારણ શુભનિષ્ઠાનું જ પ્રતીક છે.

શ્રી સમાજના પ્રમુખ શ્રી યશવંત પંડ્યાએ તા. ૨૨-૪-૫૧ને રોજ સામાન્ય સભા સમક્ષ ભાષણ આપ્યું હતું: તે સંસ્થાની સમગ્ર પ્રવૃત્તિઓનું સિંહાવલોકન કરાવતું હોઈ ચિરઃસ્મરણીય રહેશે. સરદાર પટેલ અને ઠક્કર બાપા જેવા રાષ્ટ્રના સર્વોચ્ચ નેતાઓ તથા સમાજના મુરબ્બીઓને એમણે યથોચિત અંજલિ આપ્યા પછી—લોન ભરપાઈ થઈ ગઈ તેનો આનંદ વ્યક્ત કર્યો હતો. અને આ સિદ્ધિ માટે સૌનો આભાર માન્યો હતો. સાથે સાથ સમાજના સ્થાયી ફંડમાં રૂા. એક લાખ અવશ્ય હોવા જોઈએ તે વાત પર ભાર મૂક્યો હતો. બિલ્લિપત્રની ત્રણ પાંદડીઓ સમી સમાજની ત્રણ મુખ્ય પ્રવૃત્તિમાં અતિથિગૃહ, શાળા અને પુસ્તકાલયની પ્રવૃત્તિઓને બિરદાવી હતી. સન્ ૧૯૪૮માં ૮૦૦૦ યાત્રીઓએ અતિથિગૃહનો લાભ લીધો હતો જ્યારે સન્ ૧૯૫૧માં ૧૧,૦૦૦ યાત્રીઓને આશ્રય આપી આ ગૃહે પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી દીધી હતી. શાળાની કાર્યવાહી વધુ વ્યવસ્થિત અને નિયમિત થઈ હતી અને પુસ્તકાલયનો લાભ ખૂબ લેવાય છે. તથા તેની શાખા ખોલવાનો વર્ષો જૂનો પ્રયત્ન સ્વ. ચંદુભાઈ રાણાએ આપેલી અનુકૂળતા ને કારણે સિદ્ધ થયો છે તેમ જણાવ્યું હતું.

### શ્રી સમાજ રાષ્ટ્રીય જીવનના સંદર્ભમાં

શ્રી સમાજના સભ્યોએ રાજઘાટમાં ૧૦૮ વૃક્ષોની માળા રોપી હતી. શ્રી મુનશીએ આ પુનિત કાર્યનો પ્રારંભ કરી સમાજ સાથેનો' નાતો સ્પષ્ટ કરી આપ્યો હતો.

શ્રી નરહરિ પરીખે ત્યાં વૃક્ષારોપણ કર્યું અને તેમના પરમ મિત્ર શ્રી મહાદેવભાઈ દેસાઈને નામે તે



વૃક્ષાવાટિકાને 'મહાદેવ વાડી' અભિધાન આપવું તે નામનું ઔચિત્ય છે તેમ તેમણે જણાવ્યું હતું.

પૂ. સરદાર શ્રી ની પંચોતેરમા જન્મ–જયંતિ પ્રસંગે ગુજરાત પ્રાન્તિક સમિતિ તરફથી જે જયંતિ-ફાળો થયો હતો તેમાં દિલ્હી ગુજરાતી સમાજે એઓશ્રીના વયના પ્રતીકરૂપે રૂા. ૭૫૦૦ એકઠા કરવાની ધારણા કરી હતી પણ આખરનો આંકડો રૂા. ૮૨,૦૭ થયો હતો તેમ કહી આટલા ટૂંકા સમયમાં સમાજના કાર્યકરોએ કરેલ કાર્ય 'શોભારપદ' કહી બિરદાવ્યું હતું.

પૂ. બાપુજીના દેહોત્સર્ગ પછી રેંટિયા બારસને દિને–પ્રભાતે થતા પ્રાર્થનાનો કાર્યક્રમ (જે હવે તો સમાજની પરમ્પરા જ બની ચૂકી છે) માં પ્રથમ રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રપ્રસાદ, સ્વ. દેવદાસ ગાંધી, શ્રી પ્યારેલાલ, ડૉ. સુશીલા નાયર (બધા જ જાણે બાપુજીના કુટુંબજનો)એ સાથ આપ્યો હતો.

રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ વર્ધાની પરીક્ષાઓ માટે તે સમિતિએ સમાજને દિલ્હીના કેન્દ્ર તરીકે સ્વીકાર્યો. શ્રી સમાજે પણ તેની રીતે હિંદી પ્રચારના રાષ્ટ્રીય કાર્યમાં યોગ્ય ફાળો આપ્યો તે હકીકત તેમણે સ્પષ્ટ કરી હતી.

### મહાનુભાવોનાં સન્માન

શ્રી મુનશીજી અન્નપ્રધાન નિમાતાં તથા શ્રી તુલસીદાસ કીલાચંદ 'ફેડરેશન ઓફ ઇન્ડિયન ચેમ્બર્સ ઓફ કોમર્સ'ના પ્રમુખ થતાં શ્રી સમાજે તેમનું બહુમાન કર્યું" હતું કેમકે બન્ને સમાજના મુરબ્બીઓની નામાવલિમાં વિરાજે છે.

આ ઉપરાંત દિલ્હીમાં ભારતીય સંસ્કૃતિ પરિષદ ભરાઈ તે નિમિત્તે આવેલા ગુજરાતી સંસ્કૃતિધુરીણો સ્વ. રમણલાલ દેસાઈ, શ્રી રવિશંકર રાવલ, શ્રી વિજયરાય વૈદ્ય, શ્રી મંજુલાલ મજમુદાર, શ્રી હિંમતલાલ વ્યાસ, શ્રી કેશવરામ શાસ્ત્રીનું પણ સમાજે બહુમાન કર્યું હતું. સામેથી એમણે પણ પોતાના સાહિત્યકલા આદિ જ્ઞાનથી શ્રી સમાજના સભ્યોને તૃપ્ત કર્યા હતા. આ પ્રસંગે શ્રી એચ. એમ. પટેલ અને શ્રી શ્રીધરાણીની

ઉપસ્થિતિ ખાસ ધ્યાન ખેંચતી હતી.

અંતે સમાજ નામ નહિ, કામ માગે છે—કહી તેમણે કાર્યકર્તાઓને એ રીતે આગળ આવા શીખ આપી હતી. સમાજ કાર્યકરને શું આપશે ? શ્રી પંજાના શબ્દો હરહમેશ માટે મનનીય છે. સમાજને એમણે આપેલી ભવ્ય અંજલિ છે:--

**"જીવનમાં જ્યારે જબ્બર ઝંઝાવાત વ્યાપ્યો છે ત્યારે આત્માનો આનંદ અનુભવવો હોય તો આ સ્થળ છે."**

### શ્રદ્ધાંજલિ

શ્રી સમાજની શ્રી યશવંત પંજાએ ખરેખર અદ્ભુત સેવા કરી છે એમના સમય દરમિયાન સમાજ શિક્ષણ, સાહિત્ય, સંસ્કાર આદિ પ્રવૃત્તિઓ કરવા તરફ વધુ વળ્યો એ સમય દરમિયાન જ સમાજ **સ્નેહ-સંપ અને સેવા** દ્વારા વધુ સઘન બન્યો. એ બધાંને સૂચવતું પ્રતીક પણ એમણે જ સન્ ૧૯૪૮-૪૯માં સમાજને ચરણે ધર્યું. શ્રી યશવંત પંજાનાં કાર્યોની નોંધ સમાજનો ઇતિહાસકાર હંમેશાં લેશે અને પોતાની શ્રદ્ધાંજલિ અર્પશે.

આમ સમાજના સદ્ભાગ્યે દિલ્હીમાં આવતા સૌ પ્રતિભાશાળી સજ્જનોની સેવા સમાજને મળ્યા જ કરી છે. પ્રવૃત્તિઓ સતત પાંગરતી રહી છે.

### બાલમંદિરની સ્થાપના માટે દાન

સન ૧૯૪૯ મેસર્સ છોટાભાઈ જેઠાભાઈ પટેલ એન્ડ કું., ના ભાગીદાર શેઠ શ્રી મનોહરભાઇ બાબરભાઇ પટેલે પોતાનાં ધર્મપત્ની શ્રીમતી ડાહીબહેનના નામે બાલમંદિર સ્થાપવાના ઉદાત્ત ઉદ્દેશથી રૂા. ૧૧,૦૦૧ની ઉદાર સખાવતની જાહેરાત કરી દાનભાવનાને ઉન્નત કરી.

—અને તા. ૧-૮-૫૭ના રોજ **શ્રીમતી ડાહીબહેન મનોહરભાઈ પટેલ** બાલમંદિરનું ઉદ્ઘાટન મેસર્સ પીપલ્સ વૉચ કું., વાળા શેઠ શ્રી જમનાદાસભાઇના હસ્તે થયું. આ પ્રસંગે તેમના તરફથી રૂા. ૧,૦૦૧ સમાજને ભેટ અને રૂા. ૫૦૧ આપી સમાજના મુરબ્બી બન્યાની જાહેરાત થઇ હતી. પ્રમુખસ્થાને સમાજના પ્રમુખ શ્રી એચ. એમ પટેલ હતા.

### શ્રી ઊજમબા વાચનાલય

સન ૧૯૫૧ની શરૂમાં જબલપુરવાળા શેઠ શ્રી મોહનલાલ હરગોવિંદદાસ મગનલાલ તરફથી રૂા. ૭૦૦૧ની સખાવતને ચિરઃસ્થાયી કરવા તા. ૫-૪-૫૧ની વ્યવસ્થાપક સમિતિએ **"શ્રી ઊજમબા વાચનાલય"** એ નામને બહાલી આપી.

શ્રી સમાજે એ જ સભામાં સાગરના બીડીના



વેપારી મેસર્સ વ્રજલાલ મણિલાલ એન્ડ કું., તરફથી મળેલા રૂા. ૭,૦૦૧,ના દાનમાંથી 'શ્રી વ્રજલાલ મણિલાલ ઔષધાલય' પણ સ્થાપ્યું. એનો શરૂઆ ખૂબ જ લાભ લેવાયો (પાછળથી એનો લાભ બરાબર નહિ લેવાતા બંધ કરવાની ફરજ પડી છે).

### શાળા સરકારીગ્રાન્ટ માટે માન્ય

આમ ફૂટકળ પ્રવૃત્તિઓનો વેગ ચાલુ જ રહ્યો. પણ મુખ્ય પ્રવૃત્તિ-શાળા પ્રત્યે આજ અરસામાં સરકારનું ધ્યાન ખેંચાયું. અને સમાજની શાળાના એક થી ચાર સુધીના પ્રાથમિક વર્ગો ગ્રાન્ટ આપવાના હેતુથી માન્ય થયા અને એપ્રિલ ૧૯૫૧થી શ્રી સમાજને સરકારી ગ્રાન્ટ મળતી શરૂ થઈ. આપણા સન્ ૧૯૪૮થી આદરેલા પ્રયત્નો સફળ થયા. આમ પ્રાથમિક શાળા સ્થિર થયા પછી સમાજે મિડલ સ્કૂલ તરફ સરકારનું ધ્યાન ખેંચ્યું અને તા. ૧૨-૪-૫૨ને રોજ આવશ્યક આદમું ધોરણ ખોલ્યું. મિડલ સ્કૂલને માટે પણ ત્યાર પછી સરકારી ગ્રાન્ટ શાળાને પ્રાપ્ત થઈ. સૌ પ્રથમના વર્ષે સરકારતરફથી આપણી શાળાને રૂા. ૬,૧૦૦ની ગ્રાન્ટ મળ્યાનો અહેવાલ છે. પરિણામે વિદ્યાર્થીઓને બીજે દાખલ કરાવવામાં મુશ્કેલી પડતી હતી તે દૂર થઈ તથા આર્થિક રીતે પણ શાળા સદ્ધર થઈ. આ જગ્યાએ સમાજે પોતાની વિદ્યાકીય પ્રવૃત્તિઓને વિસ્તારવાના કરેલા પ્રયત્નનું સ્મરણ થાય છે. એ જમાનામાં શાળાએ તા. ૧૯-૫-૫૨ને રોજ સબ્જીમન્ડી વિસ્તારમાં આચારવાલા બાગમાં શાળા ખોલેલી તે તેનું પ્રમાણ છે.

### શાળાના મકાનની જમીન માટેના પ્રયત્ન

આજ સમયમાં શાળાનું સ્વાયત્ત મકાન અને તે માટે પ્રયત્નો ચાલુ થયા. તા. ૧૯-૬-૫૨ના એજ્યુકેશન ડાયરેક્ટરના સરક્યુલર મુજબ સામાજિક સદ્ધર સંસ્થાઓ—જેઓ કેળવણી વિષયક પ્રવૃત્તિઓ ચલાવતી હોય તેમની પાસેથી મકાન માટે જમીન મેળવવા અરજીઓ મંગાવાઈ. શ્રી સમાજે પણ અરજી કરી એટલું જ નહિ તે વખતના ડાયરેક્ટર ઑફ એજ્યુકેશન શ્રી બેનરજીને સમાજવતી શ્રી નંદલાલ મહેતા, શ્રી રતિલાલ બેનાણી, શ્રી દુર્ગાશંકર ભટ્ટ અને શ્રી છોટુભાઈ પટેલનું શિષ્ટ મંડળ તા. ૨૭-૬-૫૨ને રોજ મળ્યું. શાળાની જમીન માટેનો આ પહેલો પ્રયત્ન હતો. બીજો પ્રયત્ન સન્ ૧૯૫૩માં કર્યો કે દિલ્હી ગેઇટ અને દાર્જિલિંગ વચ્ચે, દિલ્હી ગેઇટ અને અજમેરી ગેઇટ વચ્ચે અથવા રાઉઝએવન્યુ સુધીના વિસ્તારમાં જગ્યા મેળવવા અરજી કરવી ત્રીજો પ્રયત્ન, નવી દિલ્હીમાં શ્રી એચ. એમ. પટેલના નિવાસસ્થાને તા. ૩૦-૪-૫૪ ના રોજ મળેલી સભામાં કર્ઝન રોડ પર આવેલી ભારતીય વિદ્યાભવનવાળી જમીન માટે થયો. ચોથો પ્રયત્ન દરિયાગંજ વિસ્તારમાં જગ્યા મેળવવા માટે થયો. આ બધા પ્રયત્નો-પ્રયત્નો જ રહ્યા. એ અરસામાં શાળાના મકાન માટે પ્લોટ ન સાંપડ્યાં

### હેમિલ્ટન રોડ પર શાળા

મૂંઝવણ વધતી જતી હતી, મકાન માટે જમીન મળતી ન હતી ને 'મિનરવા હોટેલ'વાળું મકાન ભાડુઆતો પાસેથી ખાલી થતું ન હતું. બાગ દિવારના મકાનમાં વિકસતી જતી પ્રવૃત્તિઓ ચલાવવી મુશ્કેલ હતી. પરિણામે શ્રી સમાજે તા. ૧-૩-૫૩થી દિલ્હી રેલ્વે જંકશન પાછળના હેમિલ્ટન રોડ પર માસિક રૂા ૨૭૫ ને ભાડે શ્રી હાજી મુમતાઝુદ્દીનનું મકાન નં. ૨૯૪૨ ભાડે લીધું. શાળાના ઘણા બધા વર્ગોનો તેમાં સમાવેશ થઈ શક્યો. આ મકાનમાં શાળાનું રીતસર ઉદ્ઘાટન તા. ૭-૩-૫૩ને રોજ તે વખતના એજ્યુકેશન ડાયરેક્ટર શ્રી બેનરજીને હસ્તક થયું

### ક્વીન્સ રોડના મકાનનો ઉપલા ભાગનો કબજો

અલબત્ત આ તો પરિસ્થિતિવશના કામચલાઉ પગલાં હતાં. મુખ્ય કામ તો રૂા. ૨,૦૫,૦૦૦ની કિંમતે ખરીદેલું મકાન ખાલી કરાવવાનું હતું કેમકે તેજ મુશ્કેલી સ્થાયીરૂપે ટળે. તાત્કાલિક વ્યવસ્થા



કર્યા પછી કાર્યકરોએ તે દિશામાં કાર્યારંભ કર્યો ને કાયદેસર પગલાં ભરવાનું નક્કી કર્યું. પરિણામે 'મિનરવા હોટેલ'ના માલિક શ્રી લચ્છનદાસ સૂરજમલ પર રૂા. ૬,૯૦૦/-નું ચડી ગયેલું ભાડું મેળવવા તથા મકાનનો કબજો મેળવવા કોર્ટમાં કેસ કર્યો. બે વર્ષ સુધી આ પ્રયત્નો ચાલ્યા અને સમજૂતી તા. ૮-૩-૫૬ના રોજ કોર્ટમાં ૧૯૫૩ની અરજી નં. ૫૯૬ અનુસાર થઇ. તે મુજબ હોટેલની જગ્યા એપ્રિલ ૧૯૫૬ની પહેલી તારીખે અથવા તે પહેલાં ખાલી કરવી. સમાજે ચઢી ગયેલું ભાડું રૂા. ૭,૪૦૩/- જતું કરવું. ઉપરના બે માળના કોમ્પેન્સેશનના રૂા. ૧૮,૧૯૭/- આપી તાત્કાલિક ખાલી મેળવવા. આ સમજૂતી પર આવવાનું અને વાટાઘાટને સફળ બનાવવાનું શ્રેય શ્રી મોહનલાલ શાહ અને મંત્રી શ્રી ચિમનલાલ શાહને જાય છે. આમ આ મકાનનો કબજો મળતાં હેમિલ્ટન રોડવાળું ભાડાનું મકાન ખાલી કરવામાં આવ્યું. અને ત્યાં ચાલતા શાળાના વર્ગો આ મકાનમાં આવ્યા અને બાગદિવારનું મકાન યથાવત્ ચાલુ રખાયું. પોતાની માલિકીના મકાનમાં સમાજની પ્રવૃત્તિઓ શરૂ થઇ તેના હર્ષમાં તા. ૧૫-૭-૫૬ને રોજ શ્રી એચ. એમ. પટેલના પ્રમુખ સ્થાને સામાન્ય સભા ભરી સમાજના સભ્યોનું પ્રીતિભોજન રાખવામાં આવ્યું.

આ મકાનમાં ધીરે-ધીરે સમાજની બધી પ્રવૃતિઓનો સમાવેશ કરવો છે એમ સ્વીકારી શ્રી સી. બી. પટેલ તથા શ્રી મણિભાઇ પટેલની સલાહ અનુસાર રૂા. ૨૭,૦૦૦/-નો ખર્ચ કરી યોગ્ય સુધારા-વધારા સાથે મકાનની મરામત કરાવી. પરિણામે સમાજની બધી પ્રવૃત્તિઓ આ મકાનમાં આવી ગઇ.

## શિક્ષણ ફી બાબત

શ્રી સમાજના ઇતિહાસમાં સૌ પ્રથમ તા. ૨૮-૪-૫૭ની સામાન્ય સભામાં વાર્ષિક ઘટને પહોંચી વળવા શિક્ષણ ફી દાખલ કરવા બાબતનો પ્રશ્ન ચર્ચાસ્પદ બન્યો હતો. અનેક ભાઇઓ તરફથી

વિવિધ પ્રકારના સૂચનો થયાં હતાં. પરંતુ વિષયને અનોખું રૂપ આપી શ્રી હિંમતલાલ આચાર્યે ત્રણ વર્ષ સુધી એક વિદ્યાર્થીનો બોજો પોતા પર લેવાની તત્પરતા દાખવતાં અને શ્રી મગનલાલ ભટ્ટ આમાં શક્ય તેટલી સહાય મેળવી આપવાની બાંહેધરી લેતાં સભાનું વાતાવરણ એકદમ ઉત્સાહિત અને અનુકરણીય બની ગયું હતુ. આથી હાજર રહેલા ૧૭૪ સભ્યોમાંથી સાગ એવા ફંડની વિભિન્ન પ્રકારે નોંધણી થવા લાગી એટલું જ નહિ તે જ સભામાં રૂા. ૧૬,૦૦૦ જેટલી માતબર રકમ વિદ્યાદાનમાં એકત્ર કરી આ સભાએ શાળામાં શિક્ષણ ફી દાખલ થતી અટકાવી હતી.

## વિધિવિધાન

પણ વિધિએ કંઇક જુદું જ ધાર્યું હતું. હજી કાર્યકરોની કપરી કસોટી બાકી હતી. દેવું કરી જે મકાન ખરીદયું હતું, સાત-આઠ વર્ષ બાદ જેનો કબજો મળ્યો હતો, જેને માટે સારી રકમની 'ગુડવીલ' આપવી પડી હતી, જેને સમરાવવાને લગભગ રૂ. ૩૫,૦૦૦ જેટલો ખર્ચ કરવો પડ્યો હતો. આમ જેની પાછળ પોણા ત્રણ લાખ રૂપિયા, કાર્યકરોનો સતત પરિશ્રમ અને સાધના ખરચાઇ હતી, ને હજી તો માંડ એક વર્ષથી તેમાં સમાજની પ્રવૃત્તિઓની પ્રતિષ્ઠા થઇ હતી તે ક્વીન્સ રોડવાળા મકાનની બાજુના મકાનના પાયામાં ભૂગર્ભ નાળાના પાણી વહી આવ્યા ને તે પડી જ ગયું. પણ સમાજની માલિકીનું મકાન અત્યંત ભયજનક સ્થિતિમાં આવી પડ્યું. પાછલી દિવાલ તથા અમુક પ્રમાણમાં પાછળના ભાગને વધુ હાનિ પહોંચી. તાબડતોબ સમાજના તે વખતના પ્રમુખ શ્રી એચ. એમ. પટેલને જાણ કરાઇ, રાત્રે દસ વાગ્યે વલ્લભ-વિદ્યાલય આણંદના નિર્માતા નિષ્ણાત એન્જિનિયર શ્રી ભાઇલાલભાઇ પટેલ (ભાઇકાકા) અને શ્રી ચિમનલાલ પટેલની સાથે તેઓ આવી પહોંચ્યા. બધું જોયું, બીજે દિવસે તા. ૨-૮-૫૭ને રોજ પાકી તપાસ કરી નક્કી થયું કે મકાન ખૂબ બિન સલામત છે. સંસ્થાને તો લાખો રૂપિયા મળી રહેશે પણ આ મકાનમાં શાળા ચલાવાય તેમ નથી. કોઈ બાળકનો જાન જોખમમાં આવી પડે તેમ છે અને એવું થાય તો કપાળે કલંક લાગે અને એ સમાજને શિરે રહે. પરિણામે વહેલી તકે એને તોડી પાડવું જોઇએ દિલ્હી મ્યુ. કોરપોરેશનને આ સ્થિતિની જાણ કરાઈ અને તેણે પણ આ મકાનની ભયજનક સ્થિતિ જાહેર કરી અને ચોવીસ કલાકમાં તોડી પાડવાની તા. ૧૪-૮-૫૭ને રોજ સમાજ ઉપર નોટીસ આવી. ખૂબ ભારે હૈયે સમાજને મકાન છોડવું પડ્યું. કારણ કે આ માત્ર મકાનનો સવાલ ન હતો પરંતુ આપણા સ્વપ્નની સાકાર પામતી પ્રવૃત્તિઓ બંધ કરવાનો સવાલ હતો. અતિથિગૃહ બંધ જ થયું. બહારના ગુજરાતીઓની મુલાકાત બંધ થઈ. આવક પણ બંધ થઈ. પ્રવૃત્તિઓ ફૂલીફાલીને આગળ વધતી હતી ત્યાં જ તેના પર મરણતોલ ફટકો પડ્યો. શાળા ફરી બાગ દિવારવાળા—અનેક અગવડોવાળા મકાનમાં ગઈ અને સમાજનો સામાન ટ્રકો ભરી ભરીને મેસર્સ એચ. એસ. હાર્ડિની કું.,ના કારખાનામાં ખસેડાયો. આ કપરા અને કસોટીના સમયે દિન રાત જોયા વગર સતત પરિશ્રમ કરી સમાજને મદદ કરનાર મંત્રી શ્રી છોટુભાઇ પટેલ, શ્રી રમણિકલાલ શાહ, સ્વ. ચંદુભા રાણા, શ્રી ચંદુલાલ ઝવેરી, મેનેજર શ્રી સૂર્યકાંત શેઠ, લાયબ્રેરિયન શ્રી શાંતિલાલ વાંકાણી, શ્રી દોલતભાઈ ભટ્ટ વગેરે કાર્યકરોથી માંડી અદના ચપરાશી સુધીની સેવા સમાજના ઇતિહાસ પૃષ્ઠે ખાસ ઉલ્લેખનીય છે.

સમાજના સમગ્ર ઇતિહાસમાં આવડો મોટો ધક્કો પહેલીવાર આવ્યો પણ આ જેટલી મોટી ઓટ હતી તેટલી જ સામે ભરતી આવી રહી હતી. વિધાતાની ગેબી રમત કોઈ સમજી શક્યું નથી—પછી તે સંસ્થાના જીવન સાથે હોય કે મનુષ્યના. શું હતું સમાજ પાસે ? પડી ગયેલા મકાનની જમીન, નજીવી મુડી, લવાજમની આવક, શાળાની ગ્રાન્ટ, સીનેમા શોની આવક ને નજીવી ભાડાની આવક. તા. ૨૪-૧૧-૫૭ને દિને સમાજ ઓટની આ સપાટી પર આવી પહોંચ્યો હતો—પણ ના-હિંમત

તો હારવી જ નથી. અતિથિગૃહ શરૂ કરવું જ છે. શાળાનું સુંદર મકાન બાંધવું જ છે—અન્ય સૌ પ્રવૃત્તિઓ કરવી જ છે. શું કરીશું ?

## મનુભાઈ શાહની હૂંફ

તા. ૪-૫ ૫૮ને દિને શાળાના વાર્ષિક ઇનામી સમારંભ વખતે પ્રમુખ સ્થાનેથી હૂંફ આપતા તે વખતના ઉદ્યોગ ખાતાના પ્રધાન શ્રી મનુભાઈ શાહના શબ્દો અવશ્ય ઉલ્લેખનીય છે :

"શ્રી સમાજ ગુજરાત અને બૃહદ્ ગુજરાતની જે સેવા કરે છે અને અત્રે શાળા, અતિથિગૃહ, વાચનાલય વગેરે જે પ્રવૃત્તિઓ ચલાવે છે તે બદલ તેના કાર્યકરોને ધન્યવાદ ઘટે છે. શ્રી સમાજનું મકાન ભયજનક હાલતમાં આવતા પાડી નાખવામાં આવ્યું હોઈ તેને મોટા ફંડની તાત્કાલિક જરૂર છે જે દિલ્હીમાં પૂરું કરી શકાય તેમ નથી તેથી એક ડેપ્યુટેશન શ્રી ઢેબરભાઇ અને શ્રી મોરારજીભાઇ દેસાઇના આશીર્વાદ લઇ ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, મુંબઈ તરફ જાય તો



મને વિશ્વાસ છે કે પૈસાથી ઝોળીઓ છલકાઈ જશે."

## ઊંડા અંધારેથી પરમ તેજે—

આ શબ્દોએ કાર્યકરોને અદ્દભુત પ્રેરણા આપી. અંધકારમાં એમને પ્રકાશ દેખાયો નૂતન રચનાનો માર્ગ ખૂલતો જણાયો. અને તે તરફ કાર્યકરો આગળ પગરણ માંડે તે પહેલાં તા. ૧૩-૧૦-૫૮ના રોજ જાણીતા ઉદ્યોગપતિ શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ દિલ્હી આવ્યા. તેમને શ્રી ગોવિંદલાલ પરીખે સમાજનું પડી ગયેલું મકાન બતાવ્યું. શ્રી કસ્તુરભાઇએ તેનું બારિક નિરીક્ષણ કર્યું. મકાન ભંડોળ બાબત માહિતી મેળવી. નવા મકાન બંધાવવા અંગે અગત્યનાં સૂચનો કર્યાં એટલું જ નહિ ડેપ્યુટેશન અમદાવાદ આવશે ત્યારે પોતે ફાળો આપવાની તથા શકય તેટલી સમાજને મદદ કરવાની બાંહેધરી આપી.

કાર્યકરોને જોમ આવ્યું ને થોડા જ સમયમાં સમાજની ચાલુ સ્થિતિથી વાકેફ કરવા શ્રીમોરારજીભાઇ દેસાઇનો સમય માંગતો પત્ર સમાજના મંત્રી શ્રી છોટુભાઈ પટેલે તેમને લખ્યો. તદનુસાર સમાજના ઉપ-પ્રમુખ શ્રી લક્ષ્મીદાસ શ્રીકાંતની રાહબારી હેઠળ સમાજનું એક પ્રતિનિધિમંડળ તેમને તા. ૬-૪-૫૯ને રોજ મળ્યું. આ અગાઉ સમાજની ભાવી રૂપરેખા દર્શાવતી એક વિજ્ઞપ્તિ સમાજના સહમંત્રી શ્રી હિંમતલાલ આચાર્યે એઓશ્રીને સુપરત કરી હતી. શ્રી મોરારજીભાઇએ સૌને શાંતિથી સાંભળ્યા એટલું જ નહિ પ્રતિનિધિમંડળ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી શ્રી સમાજને શકય તેટલી મદદ કરવા પોતે શ્રી બાબુભાઇ ચિનાઇને કહેશે તેવી ખાત્રી આપી. મુ. શ્રી મોરારજીભાઇએ સમાજના સંકટમાં સમાજ પ્રત્યે દર્શાવેલો આ ભાવ—જે જલ્દી સક્રિય થયો ને જેના સુફળ આજ સમાજ ભોગવે છે—તે માટે નિશ્ચિત સમાજ તેમનો હંમેશ કૃતજ્ઞ રહેશે.

### શ્રીમતી વિદ્યાબહેન શાહ પ્રમુખપદે

—પણ સૌથી મોટી સદ્‌ભાગ્યની ઘડી તો હજી સમાજમાં જોડાવી બાકી હતી. કોઇ પ્રભાવશાળી મહાનુભાવ વ્યક્તિ સમાજ સાથે સમરસ બની—સમાજનું મુખ બને—તેનું પ્રમુખસ્થાન સ્વીકારે તે. સમાજના સદ્‌ભાગ્યે વિધાતાએ આ મંજૂર કર્યું અને સમાજના ઉપ-પ્રમુખ શ્રી લક્ષ્મીદાસ શ્રીકાંતભાઇની શોધના પરિણામે સમાજને તા. ૧૦-૫-૫૯ -ને રોજ શ્રીમતી વિદ્યાબહેન મનુભાઈ શાહ પ્રમુખરૂપે મળ્યા. સમાજની નૌકા ડગમગતી હતી. એનું સુકાન



સંભાળવાનું હતું, એને સ્થિર કરવાની હતી. એને પ્રગતિને પંથે આગળ ધપાવવાની હતી. '૫૯થી ૬૭' સુધીના વર્ષોમાં આ કાર્ય શ્રીમતી વિદ્યાબહેને કરી આપ્યું

### સુરત રેલ સંકટ નિવારણ ફંડ

—આવીને પહેલાં તો એમણે શ્રી સમાજને પુણ્ય કમાવી આપ્યું. સુરતમાં રેલ આવી. તાપી નદીના એ પૂરથી જાનમાલની ભયંકર ખુવારી થઇ હતી. 'શ્રી સુરત રેલ સંકટ રાહત ફંડ' ખોલી તેમાં શક્ય તેટલી સહાય કરવા સ્થાનિક ગુજરાતીઓને જાહેર અપીલ કરી જેનો સુંદર ઉત્તર મળ્યો. રૂા. ૫,૮૯૭ એકઠા થયા તે તા. ૮-૧૨-૫૯ને દિને મહાગુજરાત સંકટ નિવારણ મંડળીના પ્રમુખ અને ભારતસરકારના નાણાપ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઇને તેમના નિવાસ સ્થાને અર્પણ થયા.

### અમદાવાદમાં શિષ્ટ મંડળ

—અને પછી શ્રીમતી વિદ્યાબહેને સમાજ કલ્યાણ અર્થે સતત ગંભીર પુરુષાર્થ આદર્યો. તેમની સરદારી હેઠળ શ્રી સમાજનું એક શિષ્ટમંડળ તા. ૧૨-૧૨-૫૯ના શુભદિને અમદાવાદ ગયું. એ મંડળમાં પ્રતિનિધિરૂપે શ્રી લક્ષ્મીદાસ શ્રીકાંત, શ્રી ગોવિંદભાઇ પરીખ, શ્રી છોટુભાઇ પટેલ, શ્રી કાન્તિલાલ કોબાવાળા અને શ્રી રમણિકલાલ શાહ હતા. પાછળથી સમાજના નિવૃત્ત પ્રમુખ શ્રી એચ. એમ પટેલ પણ અમદાવાદમાં સામેલ થયા હતા. તેઓને જાણીતા ઉદ્યોગપતિ શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઈ અને શેઠ શ્રી રતિલાલ નાથાલાલ શેર દલાલનાં માર્ગદર્શક સૂચનો મળ્યાં. એટલું જ નહિ પણ આગળ વચન આપ્યું હતું તે પ્રમાણે શેઠ શ્રી કસ્તુરભાઇએ પહેલ કરી અને શ્રી સમાજના ફાળામાં રૂા ૧૫,૦૦૦/- આપ્યાં. અમદાવાદ । ઉદાર વેપારીઓ, ધનિકો અને વેપારી મહાજનોએ પણ પોતાનો ફાળો નોંધાવ્યો. અમદાવાદે આમ રૂા. દોઢ લાખની મદદ કરી સમાજને નિરાશાભરી પરિસ્થિતિમાંથી બહાર કાઢવામાં અમદાવાદના અગ્રણીઓનો આ સહકાર હમેશ સ્મરણીય રહેશે.

### મુંબઇમાં શિષ્ટમંડળ

આ પ્રતિનિધિમંડળની આવી સફળતા પછી બીજું શિષ્ટ મંડળ ફરી શ્રીમતી વિદ્યાબહેનના નેતૃત્વ હેઠળ મકાન ફંડ માટે મે-જૂન ૧૯૬૦માં મુંબઈ ગયું. તેના સભ્યો હતા—શ્રી લક્ષ્મીદાસ શ્રીકાંત, શ્રી ગોવિંદભાઈ પટેલ અને શ્રી ગૌરીશંકર રાવલ. પાછળથી વધુ બે સભ્યો શ્રી ખુશાલદાસ સમેજા અને શ્રી કાંતિલાલ કોબાવાળા આ મંડળમાં જોડાયા હતા. મુંબઇમાં આ મંડળને ખૂબ આવકાર મળ્યો. ઉપરાંત જાણીતા ઉદ્યોગપતિ ને રાજ્યસભાના સભ્ય શેઠ શ્રી બાબુભાઇ ચિનાઈ, મૂળજી જેઠા માર્કેટના અગ્રણી શ્રી રતનશીભાઈ, અમર ડાયઝવાળા શ્રી ચિમનલાલ દોશી અને શ્રી નંદલાલ મહેતા વગેરેનાં માર્ગદર્શન તથા સક્રિય સેવા પણ

સાંપડ્યા. પરિણામે મુંબઈથી આ શિષ્ટમંડળ રૂા. સાડા પાંચ લાખ જેવી ઉદાર સખાવત ટૂંક સમયમાં સમાજ માટે પ્રાપ્ત કરવામાં સફળ થયું. અમદાવાદની જેમ જ મુંબઈની જનતાએ, વેપારી ભાઈઓ-ધનિકો તથા વેપારી મંડળોએ ઉદારતા દર્શાવી સમાજની ઝોળી છલકાવી દીધી.

અમદાવાદે પહેલ કરી બીજ વાવ્યું. મુંબઈએ સિંચન કર્યું ને અમર વૃક્ષ ઊગ્યું. જનસેવાના કાર્યમાં હવે સમાજ એનાં સુફળોનો ઉપયોગ કરશે. હરહમેશની જેમ આ તબક્કે પણ દિલ્હીનિવાસી ગુજરાતી જનતાએ રૂા. ૪૬,૦૦૦નો ફાળો શ્રી સમાજને ચરણે ધર્યો.

## લુડલો કેસલ રોડ પરનો પ્લોટ નં. ૨

આમ સમાજની આર્થિક સ્થિતિ સદ્ધર બની એટલે આદર્યાં પૂરાં કરવા ફરી કાર્યકરોએ કમર કસી. સમાજને માટે નવો જ પ્લોટ ખરીદવા પ્રયત્નો શરૂ થયા ને તા. ૧૯-૭-૬૦ને રોજ દિલ્હી ડેપ્યુટી કમીશ્નર શ્રી એસ. બેનરજીની શ્રી સમાજના પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન શાહ, ઉપ-પ્રમુખ શ્રી લક્ષ્મીદાસ શ્રીકાંત, ટ્રસ્ટી શ્રી ગોવિંદભાઈ પરીખ અને સહમંત્રી શ્રી હિંમતલાલ આચાર્યે મુલાકાત લીધી અને લુડલો કેસલ રોડના પ્લોટ નં. ૨ ના સંબંધમાં ચર્ચાવિચારણા કરી અને સમાજ જો પ્લોટ ખરીદશે તો સામાજિક પ્રવૃત્તિઓના હિતમાં જરૂર આ પ્લોટ સરકાર ડી-એકવાયર કરશે એવી ખાત્રી આપી.

શ્રી સમાજના મંત્રી શ્રી ગૌરીશંકર રાવલે આ વખતે અદ્‌ભુત સેવા આપી. એમણે કોર્ટરોડની કોઠી નં. ૯માં શ્રી મદનલાલ જૈનની વારંવાર મુલાકાત લીધી. પ્લોટ વિષે સંપૂર્ણ માહિતી મેળવી અને ટાઈટલ-ડીડ એડવોકેટની સલાહ અનુસાર તપાસી સેલ-ડીડ તૈયાર કરાવ્યું. તા. ૨૬-૧૨-૬૦ને રોજ ઠરાવ કરી લુડલો કેસલ રોડ પ્લોટ નં. ૨ ઉપરનો ૩૬૦૦ ચો. વા. જમીન રૂા. ૩૫ના પ્રતિ ચો. વારના ભાવે ખરીદવાનું નક્કી કર્યું. તા. ૧૪મી જાન્યુઆરી ૧૯૬૧ને રોજ વેચાણ બાના ખત પર પ્લોટના ત્રણેય હિસ્સેદારો શ્રીમતી ફૂલમાલા જૈન, શ્રીમતી વિદ્યાવતી જૈન તથા શ્રી શાંતિપ્રસાદ જૈનના દસ્તખત થયા.

તા. ૪-૨-૬૧ને રોજ ઉપર્યુક્ત સેલ-ડીડનું રજિસ્ટ્રેશન રજિસ્ટર નં. ૬૨૦, બુક નં. ૧ વૉલ્યુમ નં ૫૭૧ અને પેજ નં. ૯૫થી ૧૧૪ તા ૬-૨-૧૯૬૧ની વિગતે સબ-રજિસ્ટ્રારની કોર્ટમાં રજિસ્ટર્ડ થયું.

દિલ્હી એડમિનિસ્ટ્રેશને આ પ્લોટ ડી-એક્વાયર કરવામાં સારી મદદ કરી. આ તબક્કે મેસર્સ માસ્ટર સાઠે એન્ડ કોઠારી આર્કીટેક્ટ-નવી દિલ્હીવાળા શ્રી નરેન્દ્રભાઈ કોઠારીએ આ પ્લોટ પર સમાજની જરૂરિયાત પ્રમાણે નવા મકાનની સુંદર યોજના, નકશાઓ, દેખરેખ, નિષ્ણાતોની સલાહ, માર્ગદર્શન વગેરે વિના વેતને ઉપલબ્ધ કરાવી આપવાની ઉદારતા દર્શાવી.

## સરદાર વલ્લભભાઈ ભવન

—આ પ્લોટ ઉપર સમાજના પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન શાહને હસ્તે તા. ૧૪-૧૦-૬૧ને રોજ શુભ મુહૂર્તે ભૂમિપૂજન થયું અને ત્યારબાદ તા. ૧૯-૧૦-૬૧ને રોજ માનનીય શ્રી મોરારજીભાઈ દેસાઈના વરદ હસ્તે આ ભવનનો શિલારોપણ વિધિ સમ્પન્ન થયો આ પ્રસંગે દેશના અગ્રણી ગુજરાતીઓ, ભારત સરકારના તે વખતના ઉદ્યોગ ખાતાના પ્રધાન શ્રી મનુભાઈ શાહ, સિંચાઈ અને વિદ્યુત ખાતાના નાયબપ્રધાન શ્રી જયસુખલાલ હાથી, શ્રી અને શ્રીમતી ચંદુલાલ ત્રિવેદી, જસ્ટીસ શ્રી ભગવતી અને શ્રીમતી મોરારજી દેસાઈ વગેરે પણ હાજર રહ્યા હતા. શ્રીમતી વિદ્યાબહેન શાહે આ પ્રસંગે અમદાવાદ અને મુંબઈના દાતાઓનો ખાસ આભાર માન્યો હતો.

શ્રી મોરારજીભાઈએ કહ્યું હતું—"શ્રી દિલ્હી ગુજરાતી સમાજ જે કાંઈ કરી રહ્યો છે તે પ્રત્યે

મને સંતોષ છે ... ... .. પૂજ્ય બાપુજી અને સરદારશ્રીના ઉપદેશોને ન ભૂલવા મારો આપ સૌને ખાસ આગ્રહ છે ..... આ બંધાતા મકાન સાથે સરદારશ્રીનું નામ સાંકળી 'સરદાર વલ્લભભાઈ ભવન' રાખ્યું તે યોગ્ય જ છે આથી શ્રી સમાજનું, દેશનું, ગુજરાતી જનતાનું ગૌરવ વધશે. કારણ કે ભારતના સપૂત સરદારશ્રી ગુજરાતના નહિ પરંતુ સમગ્ર રાષ્ટ્રના હતા. મને વિશ્વાસ છે કે તેમના નામને અનુરૂપ આ ભવન તૈયાર થયે આવનાર અતિથિઓનો આદરસત્કાર થશે અને ઘર કરતા વધુ વિશ્રામ મળે તેટલી તકેદારી સ્થાનિક કાર્યકરો જરૂર રાખશે."

આ વચન કાર્યકરોએ હંમેશાં યાદ રાખ્યા છે અને 'વિશ્રામ'ની એવી જ તકેદારી રાખવાના આજસુધી બરાબર પ્રયત્નો થયા છે ને નમ્રતાપૂર્વક અહીં કહી શકીએ.

ચાંદીના જે ચુનારાથી એઓશ્રીએ શિલારોપણ કર્યું હતું, તેની ભેટ સમાજને શિલામ કરવા માટે તેમણે આપી હતી અને રૂ. ૩,૫૦૧માં મેસર્સ છોટાભાઈ જેઠાભાઇ એન્ડ કું.,ના બ્રાન્ચ મેનેજર શ્રી ડાહ્યાભાઇ ભાઇચંદ શાહની આખરી માંગણી રહેતા તેમને તે શ્રી મોરારજીભાઇ હસ્તક અર્પણ થયું હતું

મકાનનુ બાંધકામ તાબડતોબ શરૂ કરવામાં આવ્યું દિલ્હી એડમિનિસ્ટ્રેશન તરફથી લોખંડ, સિમેન્ટ અને ઇંટો મળતાં એપ્રિલ ૧૯૬૩માં ભવનનું બાંધકામ લગભગ રૂ. આઠ લાખને ખર્ચે પૂરું થયું.



આ મકાન બાંધકામ પાછળ શ્રી સમાજના તે વખતના મંત્રી શ્રી ગૌરીશંકર રાવલ અને શ્રી નરેન્દ્રભાઇ કોઠારીની સેવા સૌ ગુણી ગુજરાતીઓને હૈયે સદાકાળ વસેલી રહેશે.

## શાળાના મકાનનો પ્લોટ

શ્રી સમાજના પ્રગતિનો દસકો હવે ખરેખર આવી ગયો હતો તેના પ્રતીકરૂપ શ્રી સમાજે મે-૧૯૬૨માં કરેલી અરજીના ઉત્તરમાં તા. ૧૭-૭-૬૨-માં ડેપ્યુટી હાઉસીંગ કમીશ્નર, દિલ્હી એડમિનિસ્ટ્રેશન, વિકાસ ભવન, ઇન્દ્રપ્રસ્થ એસ્ટેટ, નવી દિલ્હીના પત્ર નં. F/15 (107–13) 60–VLG દ્વારા જણાવવામાં આવ્યું કે સમાજના નવા ચણાતા મકાનની બાજુમાં શાળા માટે જમીન આપવા એડમિનિસ્ટ્રેશને નિર્ણય કર્યો છે. તા. ૨૦-૭-૬૨ના પત્રથી સમાજે આનો સાભાર સ્વીકાર કર્યો.

—અને સમાજે સરદાર વલ્લભભાઈ ભવનની લગોલગ જમીન ૨૯૫'-૦" × ૧૭૧'-૮"—૫૬૨૭ ચો. વાર (જેમાં સમાજના બિલ્ડીંગ વચ્ચે આવેલ નાળાનો સમાવેશ થાય છે)નું નજીવું પ્રિમિયમ રૂા. ૫૧૨૦ તા ૨-૧-૬૩ને રોજ ભરપાઈ કર્યું.

ખરેખર, આ શુભ વાત હતી પણ કાર્યકરો માટે મૂંઝવણ પણ હતી. હજી તો સમાજના 'સરદાર વલ્લભભાઈ ભવન'નું નિર્માણ પૂરું થવા પર હતું અને તેમાં ઘણું ખર્ચ થઈ ગયું હતું એટલે શાળાના મકાનને બાંધવાનો ખર્ચ સમાજને માટે એક નવો



જ બોજ હતો. કાર્યકરો વિમાસણમાં હતા. આ દરમિયાન ગુજરાત રાજ્યના મુખ્ય પ્રધાન ડૉ. જીવરાજભાઇ મહેતા ચણાઇ રહેલા ભવનની મુલાકાતે તા. ૪-૨-૬૩ને રોજ આવ્યા. તે વખતે કાર્યકરોએ તેમને પોતાને શિરે આવેલી જવાબદારીની વાત કરી, રાજ્ય તરફથી સારી એવી રકમની મદદ થાય તો સમાજ પરનો બોજો હળવો થાય–તે માટે તેમને વિનંતિ કરવામાં આવી પરિણામે ભવન ઉદ્ઘાટન પ્રસંગે ગુજરાત રાજ્ય તરફથી અભિનંદનના તારમાં સમાજના મકાનના બાંધકામમાં થયેલ ખર્ચ સામે રૂા. ૫૦,૦૦૦ અને શાળાના નવા શરૂ થનારા મકાન બાંધકામમાં રૂા ૫૦,૦૦૦ એમ કુલ એક લાખ રૂપિયા સમાજને આપવાની ગુજરાત સરકારે ઉદાર જાહેરાત કરી. આમ સરકારી મદદ મળતાં શાળાના મકાનના બાંધકામની દિશા ખૂલી.

### શ્રી મોરારજીભાઈના હસ્તે ભવનની ઉદ્ઘાટન-વિધિ

તા. ૨૧-૪-૬૩નો દિવસ સમાજના ઇતિહાસમાં ખૂબ જ મહત્ત્વનો છે. સમાજનું વર્ષો જૂનું સ્વપ્ન સાકાર થયું. શ્રી સમાજનું નવું આલિશાન સરદાર વલ્લભભાઈ ભવન તૈયાર થઇ ગયું. ત્યાં વાસ્તુવિધિ તો શ્રીમતી વિદ્યાબહેન શુભ હસ્તે તા. ૨-૩-૬૩ને રોજ થઈ ગઇ હતી. વિધિસર ઉદ્ઘાટન તા. ૨૧-૪-૬૩ને રોજ ભારત સરકારના નાણાપ્રધાન શ્રી મોરારજીભાઇ દેસાઇના વરદહસ્તે થયું આ પ્રસંગ



ખાસ આમંત્રણથી દિલ્હીના ચીફ કમીશ્નર શ્રી ભગવાન સહાય, દિલ્હીના મેયર શ્રી નુરૂદ્દીન અહમદ, દિલ્હીના મ્યુ. કોરપોરેશનના કમીશ્નર શ્રી આર. આર. બહાલ, કેન્દ્રપ્રધાન શ્રી જયસુખલાલ હાથી તથા શ્રીમતી હંસાબહેન મહેતાએ ખાસ હાજરી આપી હતી. દિલ્હીની સમગ્ર ગુજરાતી જનતાએ આ પ્રસંગને ખૂબ વધાવ્યો તે તો તેમની સુવિશાળ આસોપાલવ મંડિત મંડપને ભરી દેતી હાજરી જ વ્યક્ત કરતી હતી. મંચ પર રાષ્ટ્રપિતા અને સરદારશ્રીના તૈલ ચિત્રો તથા વચ્ચે શ્રી સરસ્વતીની ભવ્ય પ્રતિમા વિરાજી રહી હતી. વેદોચ્ચાર, શહનાઈવાદન અને બાળકોના ગુંજનથી વાતાવરણ દીપ્તિમંત હતું.

સમાજના પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન મનુભાઇ શાહે પ્રારંભમાં સરદાર વલ્લભભાઇ ભવનનો ઇતિહાસ જણાવ્યો અને જરૂરિયાતો સમજાવી. કાર્યકરોને બિરદાવ્યા. શ્રી મોરારજીભાઇની ગૂંચો ઉકેલવાની શક્તિ વર્ણવી. સરદાર વલ્લભાઈ ભવન નામ પાડવાનું કારણ પણ જણાવ્યું અને છેલ્લે ભવનની સગવડો જણાવી. શ્રી મોરારજીભાઇએ પ્રાસંગિક પ્રવચન કરતાં કહ્યું કે "તમે સરદાર વલ્લભભાઇ ભવન રાખ્યું તે યોગ્ય જ કર્યું છે. સરદાર પટેલના આપણે હમેશને માટે ઋણી છીએ. આ ભવનની સાથે આપણે એમના નામને જોડીને એ ઋણને થોડું ઘણું પણ અદા કરી શકીએ". તેમણે પોતે સમાજ તરફથી દાતાઓનો તથા બાજુનો પ્લોટ આપવા બદલ દિલ્હી સરકારનો આભાર માન્યો. ભવનની સુંદરતા, એના ઓછા દરો એમને ગમ્યા. ભવન સ્વચ્છ રાખવા સૂચવ્યું ને સૌથી વધુ આ ભવનમાં બધાય હિંદુસ્તાની ભાઇ-બહેનોને સ્થાન મળવું જોઇએ તેમ સૂચવ્યું કેમકે સરદાર સાહેબ તો સારા ય હિંદુસ્તાનના હતાં. હિંદુસ્તાનમાં આપણે એકજ દિલથી વિચારીએ છીએ તેમ કરવાનું છે."

અસાધારણ ઉત્સાહમાં આમ ભવન-ઉદ્ઘાટનનું કાર્ય થયું અને ઉદ્ઘાટનમાં વપરાયેલી ચાંદીની કાતર અને રકાબીનું લિલામ જાહેર થયું અને વાતાવરણમાં એક બહાર ઉઠી. આ વખતે ખૂબ રસાકસી થઈ અને રૂા. ૮૦૦૧ જેવી માતબર રકમ સુધી તે પહોંચી. સુરતી હિન્દુ લોજવાળા સ્વ. ચિમનલાલ બાલુભાઈ શાહને શ્રી મોરારજીભાઇના વરદ હસ્તે તેમની સૌથી વધુ માગણી હતી તેથી પ્રાપ્ત થઇ. હાજર રહેલ જનસમુદાયે સુરતી લોજના માલિકને તાલીઓના ગડગડાટથી બિરદાવ્યા. જે જે ભાઈ-બહેનો 'બોડ' બોલ્યા હતા તેઓએ પોતે બોલેલી રકમ નવા શરૂ થએલા 'શાળા મકાન ફંડ'માં ભેટ આપવાની જાહેરાત કરી રૂા. ૧૨૫૦ સ્વ. મગનલાલ શંકરભાઈ પટેલ એમ. પી. રૂા. ૫૦૦૧ મેસર્સ ઇન્ડિયન એલ્યુમિનિયમ લિ. હાઃ શ્રી બી. એમ. પટેલ અને શ્રીમતી રમાબેન પટેલ તથા રૂા. ૫૧૦૦ મેસર્સ અશોક વુલન મિલ્સ હાઃ શ્રી વી. વી. અજમેરા. આ ઉદ્ઘાટન ઉત્સવ નિમિત્તે તા. ૨૮-૪-૬૩ને રોજ દિલ્હીમાં વસતા ગુજરાતી ભાઇબહેનોનું પ્રીતિભોજન યોજવામાં આવ્યું જેનો ઘટનો બધો જ ખર્ચ રૂા. ૧૮૯૭ મેસર્સ રતિલાલ નારાણદાસ ગામી તરફથી આપવાની જાહેરાત થઈ હતી.

દિલ્હીમાં વસતા સમગ્ર ગુજરાતીઓની સેવા અને ઉત્સાહના પ્રતીકરૂપ સરદાર વલ્લભભાઇ ભવન -વર્ષોની તપશ્ચર્યા અને પુરુષાર્થ પછી નિરમાયું. કેટકેટલા નિષ્ફળ પ્રયત્નો, કેટકેટલી અગવડો. કેટલાં દૈવીપ્રકોપ પછી સતત આશા, ઉત્સાહ અને કાર્યરતતા પછી તે બંધાયું! ને આજ સમાજનો પ્રત્યેક કાર્યકર પ્રસન્ન છે કે એ એના મનની ચાહના પ્રમાણે સેવા આપી શકે તેવું તૈયાર થયું છે-અને ક્વીનસ રોડવાળું મકાન પડી જતાં જે પ્રવૃત્તિઓ બંધ થઇ હતી કે રુદ્ધ થઈ ગઈ હતી તે ફરીથી નવા જોમ અને ઉમંગથી સમાજના આ નવા ભવનમાં શરૂ થઈ.

આમ તા. ૫-૫-૬૩થી આધુનિક ભવનમાં કામચલાઉ શાળા સાથે અતિથિગૃહ મોટા પાયા પર શરૂ થયું.

**ગ્રાઉન્ડ ફ્લોર પર :** કાર્યાલય, વાચનાલય, સભાગૃહ તથા અતિથિગૃહ માટે અઢાર કમરાઓ' (આધુનિક સાધનોથી સુસજ્જ) બે પલંગવાળા સાદા ત્રણ કમરાઓ, સ્ટોરરૂમ અને ભોજનાલય આવેલ છે. જેની ચારે બાજુ હરિયાળી સર્વદા લહરી રહે છે.

**પહેલો માળ :** વ્યક્તિગત પલંગ અને લોકરવાળો સામાન્ય ખંડ, વિદ્યાર્થીઓનાં જૂથો તથા એકલદોકલ વ્યક્તિ માટેનો સામાન્ય ખંડ, અતિથિ માટેનો એક સ્વતંત્ર બ્લોક તથા સન ૧૯૬૩માં શાળાનું મકાન બંધાયેલું ન હતું તેથી ગુજરાત હાયર સેકન્ડરી સ્કૂલના ૧૧ વર્ગો માટે કમરાઓ અને પ્રયોગશાળા ખંડવપરાશ માટે આવતાં.

આમ શ્રી દિલ્હી ગુજરાતી સમાજના લુડલો કેસલ રોડ, પ્લોટ નં. ૨ પરના ૩૬૦૦ ચો. વાર જમીન પર (જેમાંથી ૩૦ ફૂટ જમીન એપ્રિલ ૧૯૬૩માં રસ્તો પહોળો કરવા સરકારે કાપી છે) ૧૨૦૦ ચો. વારના બાંધકામવાળું સુસંપન્ન ભવન અસ્તિત્વમાં આવતાં સમાજની લગભગ પ્રારંભ કાળથી ચાલી આવતી સેવાપ્રવૃત્તિ–જેવી કે દિલ્હીમાં આવતા ગુજરાતી ભાઈબહેનોને વિશ્રામ તથા આશ્રય આપવાની પ્રવૃત્તિ ફરીથી ધમધમાટ ચાલુ થઈ. હજારોની સંખ્યામાં ગુજરાતીઓ આવતા રહ્યા છે અને સૌ કોઈને પ્રસન્નતા પ્રાપ્ત થઇ છે.

## શાળાની પ્રગતિ

આગવું મકાન તૈયાર થાય ત્યાં સુધીનો શાળાને બેસાડવાનો કોયડો પણ ઉકેલ્યો જ અને તેની અસર શાળાનાં કાર્યક્ષમતા પર સ્વાભાવિક રીતે પડી. બાગદિવારમાં ૧ થી ૫ ધોરણ ચાલુ જ રહ્યા પણ ૬થી ઉપરના ધોરણો આ નવા ભવનમાં આવ્યા. તા, ૨૬-૮-૬૨ની સામાન્યસભાએ ઠરાવ્યું હતું અને સરકારી મંજુરી મળી હતી તે પ્રમાણે



નવા સત્ર તા. ૨૬-૪-૬૩થી ૯મું ધોરણ ખોલવામાં આવ્યું. આમ આજ સુધી ચાલતી 'શ્રી હરખબા નંદવાણા ગુજરાતી જ્ઞાનોદય શાળા'ને પોતાનામાં સમાવી શાળાએ નવું નામ 'ગુજરાત હાયર સેકન્ડરી સ્કૂલ' ધારણ કર્યું. હાયર સેકન્ડરી સ્કૂલને લાયક પ્રિન્સિપાલની ખોજ કરતાં અત્યારના પ્રિન્સિપાલ શ્રી દીનાનાથ મહેતાની નિમણૂંક તા. ૧-૭-૬૩ને રોજ થઈ. શાળાનો ઇરાદો પ્રતિ વર્ષ એક એક ધોરણ આગળ વધારી 'હાયર સેકન્ડરી' બનાવવાનો હતો જ તેથી આ શાળાનું ઉદ્‌ઘાટન ભવનના મકાનમાં તા. ૧૭-૭-૬૩ બુધવારને રોજ દિલ્હી સ્ટેટના તે વખતના ચીફ કમીશ્નર શ્રી ભગવાન સહાયને વરદ હસ્તે થયું. આ તબક્કે શ્રી ભગવાન સહાયનો આભાર માનવા સાથે ખાસ નોંધ લેવી જરૂરી છે કે તેમના પ્રયત્નોથી ભવનની બાજુનો જ પ્લોટ શાળા માટે પ્રાપ્ત થયો હતો. આઠમા ધોરણથી શાળા બદલવી પડતી હતી તેથી બાળકોની સંખ્યા મર્યાદિત રહેતી હતી તે આ નવા નિર્ણયને પરિણામે વધી. તા. ૧-૯-૬૩ને રોજ શાળાની વિદ્યાર્થીસંખ્યા નીચે પ્રમાણે થઈ:

# અતિથિ-ગૃહ વિષે બોલતું

# પાનું

શ્રી હિન્દી ગુજરાતી સમાજની સેવાનો
લાભ લેનાર અતિથિઓની સંખ્યા:

| | |
|---|---|
| ૧૯૨૭માં | ૨૦૫ |
| (ફક્ત ૭ માસ) | |
| ૨૮માં | ૩૮૦ |
| ૨૯ ,, | ૧૧૫૮ |
| ૩૦ ,, | ૧૪૯૭ |
| ૩૮ ,, | ૩૫૬૮ |
| ૪૮ ,, | ૭૯૫૮ |
| ૫૭ ,, | ૧૩૬૭૬ |
| (ફક્ત નવ માસ) | |

મકાન પડી જતાં અતિથિગૃહ બંધ કરવાની
ફરજ પડી.

★

સરદાર વલ્લભભાઇ ભવન-અતિથિગૃહ

| | |
|---|---|
| ૧૯૬૩માં | ૧૦૩૦૦ |
| (ફક્ત આઠ માસ) | |
| ૬૩માં | ૧૮૦૧૭ |
| ૬૪ ,, | ૧૮૭૫૪ |

સુધી પહોંચી ને પછી

૧૯૬૬માં ૩૦૮૮૪

અને

૧૯૬૭માં ૩૫૯૧૨

## નવી ટોચે ગઈ છે.

સમાજની ઉપયોગિતા અને લોકપ્રિયતાનો આથી
*વિશેષ પુરાવો શો હોઈ શકે ? ભવનના વિકાસ*
અર્થે સહાય આપી અમારી સેવા શોભાવશો.

સરદાર વલ્લભભાઈ ભવન
અતિથિગૃહ





**વિદ્યાર્થીઓની સંખ્યા :**

| | |
|---|---|
| ધોરણ ૬ થી ૯ | ૨૯૪ |
| ધોરણ ૧ થી ૫ | ૨૫૦ |
| બાલમંદિર | ૩૦ |
| કુલ | ૫૭૪ |

તદ્દન જુજ (૮-૧૦) સંખ્યાના બાળકોથી શરૂ થએલી જ્ઞાનોદય શાળા આમ નવા નામે વિકસિત થઈ રહી હતી.

આમ ભવનના પ્રશ્નના સમાધાનથી કાર્યકરો ઉત્સાહી થયા પણ સંતુષ્ટ ન થયા. તેમણે ફરી કમર કસી અને નવા મળેલા પ્લોટ પર બાલમંદિર થી માંડી હાયર સેકન્ડરી સુધીના લગભગ ૧૨૦૦ વિદ્યાર્થીઓનો સમાવેશ કરી શકે તેવું શાળાના મકાનનું બાંધકામ સત્વરે કરવું તેવો નિર્ણય કર્યો. અલબત્ત સરદાર વલ્લભભાઈ ભવન નિર્માણમાં ખૂબ ધન વપરાઈ ગયું હતું.

આર્થિક સંક્રાંમણ હતી પણ પહેલાના પ્રયત્નોની સફળતાથી-અને હવે વિદ્યાદાન માટે દાન માંગવું છે-બળી રહેશે માની કાર્ય પ્રારંભ્યું.

## શ્રી જવાહરલાલ નહેરુના હસ્તે શિલારોપણ-વિધિ

અને તા. ૧-૧૨-૬૩ને રોજ સરદાર વલ્લભભાઈ ભવન માટે મુંબઈમાં ખૂબ સહકાર અને મદદ આપનાર શ્રી બાબુભાઈ ચિનાઈને હસ્તક આ શાળાના નવા પ્લોટ પર ભૂમિપૂજન થયું અને તા. ૧૨-૧૨-૬૩ને રોજ તે વખતના ભારતના પ્રથમ વડાપ્રધાન પંડિત જવાહરલાલ નેહરુને હસ્તે તેનો શિલારોપણ-વિધિ સંપન્ન થયો.

પંડિતજીએ વિદ્યાલયના શિલારોપણથી પોતાને મળતા વિશેષ આનંદની વાત કરી કહ્યું : "વિદ્યાલયમાં આદમી બને છે. ગુજરાતીઓનું જ ગુજરાત છે એટલું જ નહિ-સૌનું ગુજરાત અને ગુજરાતીઓનો સારો ય દેશ. ભારતમાતા એટલે આપણે સૌ. એને ઊંચે ઉઠાવવા સૌની ફરજ છે." વિદ્યાર્થીઓને આશીર્વાદ આપતા કહ્યું "તમે ખૂબ સ્વસ્થ હો, તમારું દિમાગ મજબુત હો, સારી વાત શીખો અને મોટા માણસ બનો." આ પ્રવચને શાળાને ઘણી પ્રેરણા આપી. ત્યારબાદ જેચાંદીના



ચુનારડાથી શ્રી નહેરુએ શિલાન્યાસ કર્યો હતો તેનું લિલામ થતાં રૂા. ૨,૦૦૧માં મેસર્સ મધુસૂદન ગોવિંદલાલવાળા શ્રી ગોવિંદલાલ પરીખ તે મેળવી જવામાં ભાગ્યશાળી બન્યા હતા.

**શાળામકાનનાબાંધકામમાં આકસ્મિક મદદ**

શાળાના મકાનનું શિલારોપણ તા. ૧૨-૧૨-૬૩ને રોજ થયું. તે અગાઉ તા. ૨૬-૮-૬૨ની સામાન્ય સભામાં દિલ્હીના ગુજરાતીઓએ સૌ પ્રથમ રૂા. ૨૧,૮૯૭નો ફાળો નોંધાવ્યો હતો તે તથા તા. ૨૯-૧૦-૬૨ને રોજ નૂતન વર્ષાભિનંદન મેળાવડામાં પ્રાપ્ત થએલ દાનમાં તથા તા. ૨૧-૪-૬૩ને રોજ ભવનઉદ્ઘાટન પ્રસંગે મળેલી મદદ—આમ બધું મળી સ્થાનિક ભાઈઓ તરફથી લગભગ રૂપિયા એક લાખની જોગવાઈ આ શાળા મકાન ફંડમાં થઈ હતી. ભવનઉદ્ઘાટન પ્રસંગે ગુજરાત રાજ્યે રૂા. પચાસ હજારની મદદ કરી હતી. એ સમગ્ર ધનમાંથી શાળાનું બાંધકામ ધીરે ધીરે પ્રારંભ કર્યું.

અલબત્ત જરૂર તો ઘણી મોટી હતી પણ કાર્યકરોએ કાર્ય આગળ ધપાવવા હિંમત કરી અને હિંમત કરી તો ફળ પણ મળ્યું. તા. ૫-૧૧-૬૪ને રોજ શ્રી સમાજના પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન મનુભાઈ શાહ પર મેસર્સ વોરા એન્ડ કું., પ્રા. લી. પોસ્ટઃ ઝરીયાથી શ્રી જશવંતરાય વોરાનો પત્ર આવ્યો. તેઓ અકસ્માત્ સરદાર વલ્લભભાઈ ભવનની મુલાકાતે આવ્યા હતા અને ભવનમાં ચાલતી સમાજની અતિથિગૃહ તથા શાળાની પ્રવૃત્તિઓની તેમની પર ખૂબ જ અસર પડી હતી. 'અતિથિ દેવો ભવ'નીતથા શિક્ષણની આમ બે ભાવનાઓને ક્ષેત્રેઉત્તમ કાર્ય કરતી આ સંસ્થાને તેમનું ટ્રસ્ટ મદદરૂપ થવા ઇચ્છે છે તેવી ઇચ્છા તેમણે પત્રમાં વ્યક્ત કરી હતી. પરિણામે તા. ૨૮-૧૨-૬૪ને રોજ શ્રી સમાજના તે વખતના મંત્રી શ્રી ગૌરીશંકર રાવલ ઝરીયા ગયા. દાનની રૂપરેખા સમજ્યા અને ત્યારબાદ પત્રવ્યવહાર અને વિચારવિનિમય



**શ્રી હરિશંકર કલ્યાણજી વોરા**

દ્વારા તા. ૨૯-૩-૬૫ને રોજ સંયુક્ત સભાના ઠરાવથી આ ટ્રસ્ટ (શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ)નું રૂા. ત્રણ લાખનું દાન શાળા-ભવન બાંધકામ માટે સ્વીકાર્યું. ટ્રસ્ટની નીચેની શરતો પણ તા. ૨-૫-૬૫ની સામાન્ય સભાએ ઠરાવ કરી સ્વીકારી.

(૧) શાળાના બંધાઇ રહેલ મકાન સાથે ટ્રસ્ટનું નામ સંયોજિત કરવું એટલે કે શ્રી સમાજે શાળાનું નામ "શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ ગુજરાત હાયર સેકન્ડરી સ્કૂલ" રાખવું.

(૨) શ્રી સમાજે પોતાની વ્યવસ્થાપક સમિતિમાં આ ટ્રસ્ટના એક ગુજરાતી સભ્યનું પ્રતિનિધિત્વ હમેશાં જાળવવું.

શ્રી સમાજ આ બંને બાંહેધરી સ્વીકારે છે સાથોસાથ આ ટ્રસ્ટ સમાજને પ્રસંગોપાત્ત શાળાના વિકાસ અર્થે ચાલુ ખર્ચને પહોંચી વળવા સમયોચિત સહાય કરશે એમ પણ સમાજે પ્રાર્થના

## શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ ગુજરાત હાયર સેકન્ડરી સ્કૂલ



શાળાના બાળકો



શાળા ના પ્રાંગણમાં શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ ના મુખ્ય
સંચાલક શ્રી જશવંતરાય વોરાને હસ્તે
અશોક વૃક્ષારોપણ

કરી. ખુબ હર્ષની વાત છે કે 'શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટે' એ પ્રાર્થનાને ખરેખર સ્વીકારી છે અને આજ સુધીમાં રૂા. ૩,૩૦,૦૦૦/-ની સખાવત અને શાળાના ભવનમાં પંખાઓ વસાવી આપવા રૂા. ૨૧,૧૦૯-૯૮ અલગ આપ્યા છે. ખરેખર શાળાની આજની સજ્જતા અને તજ્જન્ય પ્રગતિનું કારણ આ શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ છે. આ ટ્રસ્ટના સ્થાપક શ્રી હરિશંકર કલ્યાણજી વોરા તથા મેનેજિંગ ટ્રસ્ટી શ્રી જસવંતરાય વોરાનો સમાજ જેટલો આભાર માને તેટલો ઓછો છે. શ્રી સમાજના આ પરમ હિતૈષીનું નામ શાળાના ઇતિહાસમાં તો અમર છે જ. સમાજના ઇતિહાસમાં પણ એવું જ માનવંતુ છે.

### સંસ્થાઓ વચ્ચેના સદ્ભાવનું પ્રતીક

શ્રી સમાજનું એ સદભાગ્ય રહ્યું છે કે દિલ્હીની બધી જ ગુજરાતી સંસ્થાઓ એને માતૃ-સંસ્થા તરીકે સ્વીકારે છે અને શ્રી સમાજના હરએક કાર્યમાં હમેશાં સાથ આપે છે. અહીં 'ગુજરાત યંગમેન્સ એસોસીએશન'ને વિશેષરૂપે યાદ કરવું જોઈએ. એણે શાળાભવનના બાંધકામ માટે 'ફુલ નહિ તો ફુલની પાંખડી' રૂપે કંઇક કરવાના હેતુથી બે નાટ્યપ્રયોગો યોજ્યા અને બ્રોશર કાઢ્યું જેમાં પણ જાહેર ખબરો મેળવી—એ બધામાંથી જે પ્રાપ્તિ થઈ તે બધી રૂા. ૨૬,૦૦૧ શ્રી મોરારજીભાઈ દેસાઇને હસ્તક સમાજના પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન શાહને તા. ૨૮-૨-૬૫ને રોજ અર્પણ કર્યા.

ફરી જાન્યુઆરી ૧૯૬૬માં 'ફિલ્મ શો' યોજી રૂા. ૬,૦૦૧ શાળા બસ રાહત ફંડમાં અર્પણ કર્યા. 'ગુજરાત યંગમેન્સ એસોસીએશન'ની આ પ્રવૃત્તિ માત્ર દ્રવ્ય દાનને કારણે જ મૂલ્યવંતી નથી પણ તે સંસ્થાઓ વચ્ચેનો સદભાવના પ્રતીકરૂપ પણ છે. અને તેથી એનું શ્રી સમાજને મન બહુ મોટું મૂલ્ય છે.

### શાળા મકાન બાંધકામ માટે લોન

આમ દ્રવ્યની રાહત થતાં શાળાના મકાનનું બાંધકામ પૂરબહાર ચાલ્યું. **શ્રી નરેન્દ્રભાઈ કોઠારી**



પણ વખતે અવૈતનિક સેવા માટે આગળ આવ્યા. તેઓ તથા તેમના પુત્ર શ્રી અનુપભાઈ કોઠારીએ ચીવટ ભરી દેખભાળ કરી તેથીજ શાળાનું અદ્યતન મકાન ખડું થયું છે. કાર્યકરોએ પણ હિંમત કરીને આગળના બ્લોકની સાથોસાથ પાછળના બ્લોકનો પણ કોન્ટ્રેક્ટ આપ્યો. અલબત્ત બન્ને બ્લોકના બાંધકામનું ખર્ચ દસ—બાર લાખનું હતું પણ હવે તો કાર્યકરોને હિંમત આવી ગઈ હતી. પહેલાં તો બરોડા બેંકમાંથી મકાન ઘરાણે મૂકી લોન લેવા વિચાર્યુ. પણ દિલ્હીના ગુજરાતીઓ આ વખતે પણ આગળ આવ્યા ને વ્યાજે કે વગર વ્યાજે શ્રી સમાજને ચરણે રૂ. અઢી લાખથી વધુ લોનો અર્પણ કરી. જેમાં રૂ. ૫૦,૦૦૦ની મોટી લોન ગુજરાત એજ્યુકેશન સોસાયટી દિલ્હીની માત્ર ૬ ટકા દરની છે. જ્યારે ગુજરાત યંગમેન્સ એસોસીએશનની લોન રૂ. ૫,૦૦૦ની વગર વ્યાજે છે.

ઇતિહાસ પુનરાવર્તિત થયો. ક્વીન્સ રોડવાળું મકાન જ્યારે ખરીદ્યું હતું ત્યારે આજ પ્રમાણે દિલ્હીના ગુજરાતીઓ એક પગે ખડા થઈ ગયા હતા. સંકટ સમયે ફરી આજ પ્રમાણે ખડા થયા ને લોન પૂરી એક અનુપમ ઉદાહરણ પુરૂં પાડ્યું. આ સાથે દિલ્હી એડમિનિસ્ટ્રેશનની સેવાઓ પણ યાદ કરવા ... ન માં ... માં પણ સિમેન્ટની ... ની પણ આપણા શાળાના મકાન માટે દિ... નિસ્ટ્રેશને 'ક્વોટા' ચાલુ રાખ્યો. ... ન બન્યું હોત તો શાળાનું મકાન આ... ની ... ને તૈયાર ન થયું હોત.

## શાળાના મકાનમાં શાળા

શાળાનું ભવનનિર્માણ પૂરું થયું ને તા. ૪-૭-૬૫ને રોજ તેનું વાસ્તુવિધાન કરવામાં આવ્યું. એ વખતે શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટના પ્રતિનિધિ શ્રી ઇન્દુલાલ પાઠક તથા શ્રીમતી ઇન્દુલાલ પાઠકે પૂજા કરી ને સમાજના પ્રમુખશ્રીમતી વિદ્યાબહેને પૂર્ણાહુતિ કરી. સૌના ઉલ્લાસ વધ્યો ને હાજર રહેલા સદસ્યોએ ઉત્સાહની પ્રતિક્રિયા રૂપે સમાજના સંરક્ષક, મુરબ્બી કે આજીવન સભાસદ બની રૂ. ૧૫,૦૦૦ જેટલી મદદ કરી.

આ પછી તરતજ ૬ થી ૧૧ સુધીના વર્ગો જે સરદાર વલ્લભભાઈ ભવનમાં ચાલતા હતા તેને શાળાના આ નવા મકાનમાં જુલાઈ ૧૯૬૫થી લાવવામાં આવ્યા અને બાગદિવારવાળા મકાનમાં ચાલતા ૧ થી ૫ સુધીના પ્રાથમિક શાળાના વર્ગો પણ તા. ૧૬-૮-૬૬ને રોજ અગ્રણી ઉદ્યોગપતિ શ્રી બાબુભાઈ ચિનાઈ પદ્મશ્રીના સાન્નિધ્યમાં નવા મકાનમાં આવ્યા.



## શાળાનું સંગીન કાર્ય

આમ શાળાને સુવિધા મળી તો શૈક્ષણિક દૃષ્ટિએ પણ કમર કસવામાં તેણે પાછી પાની ન કરી. સમાજના તે વખતના મંત્રી શ્રી ગૌરીશંકર રાવલ કે જેમના સતત પરિશ્રમના પરિણામે આજની જે ભવ્ય ઈમારતો ખડી છે તેમની અસાધારણ સેવાઓ શાળાને પણ મળી. તેમની કાર્યદક્ષતા તથા પ્રધાન આચાર્ય શ્રી ડી. એન. મહેતાના ખંતપૂર્વકની મહે-

નતના સુમેળથી શાળાનું પહેલીવારનું હાયર સેકન્ડરીનું પરિણામ અદ્ભુત આવ્યું. માર્ચ ૧૯૬૬ની હાયર સેકન્ડરી બોર્ડની પરીક્ષામાં આપણી શાળાના પ્રથમજ બેઠેલા ૩૧ વિદ્યાર્થીઓમાંના પ્રત્યેક સફળ થયા. શાળાનું પરિણામ ૧૦૦% આવ્યું.

બીજે વર્ષ ૧૯૬૭માં ૪૭ વિદ્યાર્થીઓનું ૧૦૦% પરિણામ તો આવ્યું. એ ઉપરાંત ૬ પહેલી શ્રેણી,૨૧ બીજી શ્રેણી અને ૧૯ત્રીજી શ્રેણી ઉપરાંત ૧ વિદ્યાર્થી કમ્પાર્ટમેન્ટ સાથે પસાર થયા. ત્રણ વિદ્યાર્થીઓ ગણિતમાં ડિસ્ટીંકશન લાવ્યા.

આ તો થઈ પરીક્ષાપરિણામની વાત શાળાની સમગ્ર પ્રગતિનો સૂચક તો એજ્યુકેશન ડિપાર્ટમેન્ટ તરફથી શાળાનો પ્રથમ ઈન્સ્પેકશનરિપોર્ટ 51/Z IV B/AI/ Gujerat—Mss/ 66/1216 તા ૨૦-૧૨ ૬૬નો બોલે છે.

શાળાએ ઉચ્ચ પ્રકારના શિક્ષકો પૂરતા પ્રમાણમાં નીમ્યાં છે. આ સૌ ભાઈબહેનો પોતપોતાના વિષયમાં સંપૂર્ણપણે નિષ્ણાત છે. અને ખાતાને જરૂરી લાયકાત ધરાવે છે.

## શાળાનો સ્ટાફ તથા અન્ય ગતિવિધિઓ

શાળામાં પ્રધાન આચાર્યશ્રી ઉપરાંત નવ પોષ્ટ ગ્રેજ્યુએટ શિક્ષકો, તેર ટ્રેઈન્ડ શિક્ષકો (તેમાં સાત શિક્ષિકા બહેનો છે), એક ચિત્ર શિક્ષક, એક સંગીત શિક્ષક, બે વ્યાયામ શિક્ષકો તથા પ્રાથમિક શાળામાં નવ શિક્ષકો છે(જેમાં ૭ શિક્ષકા બહેનો છે). બાલમંદિરની શિક્ષિકા પણ એવું જ ઉમદા કાર્ય કરી રહ્યા છે. શાળાની વહીવટી સરળતા માટે એક યુ. ડી. સી. કલાર્ક છે. તે ઉપરાંત એક ટ્રેઈન્ડ ગ્રંથપાલ તથા ત્રણ પ્રયાગશાળા સહાયક છે ચોથા વર્ગમાં માળી, ચોકીદાર ઉપરાંત ત્રણ ચપરાશીઓ, બે સ્વીપર,બે ફરાસ છે. આ મ શાળાનું સમગ્ર કુટુંબ એકાવન ભાઈબહેનોનું છે-જે સતત શાળાની પ્રગતિ પર નિગાહ રાખે છે.

શાળામાં અધ્યયન કરતાં વિદ્યાર્થી ભાઈઓ તથા બહેનોની કુલ મળી તા. ૩૧-૧૨-૬૭ની સંખ્યા નિમ્ન લિખિત છે.

શાળાનું માધ્યમ નીચલા વર્ગોમાં અલબત્ત ગુજરાતી છે. જ્યારે દિલ્હીની જરૂરિયાતો અનુસાર ઉપલા વર્ગોમા અંગ્રેજી તથા હિંદી છે. શાળામાં કલા(વિનયન) વિજ્ઞાન અને વ્યાપાર ત્રણેયનું શિક્ષણ આપવામાં આવે છે. જેમાં પ્રત્યેક વિભાગોમાં નિમ્નલિખિત વિષયો શીખવાય છેઃ—

| વિનિયન | વિજ્ઞાન | વ્યાપાર |
|---|---|---|
| હિંદી, ગુજરાતી | અંગ્રેજી | અંગ્રેજી |
| અંગ્રેજી | ઉચ્ચ ગણિત | હિંદી |
| અર્થશાસ્ત્ર | પદાર્થ વિજ્ઞાન | અર્થશાસ્ત્ર |
| ભૂગોળ | રસાયણશાસ્ત્ર | વ્યાપાર |
| ધરગથ્થુવિજ્ઞાન | ભૂમિતિ | ભૂગોળ |
| | પ્રાણી વિજ્ઞાન | |
| | ને ચિત્રકલા | |

| વિભાગ | વિદ્યાર્થી | વિદ્યાર્થીની | કુલ સંખ્યા | કુલ ગુજરાતી બાળકો |
|---|---|---|---|---|
| બાલ મંદિર | ૧૪ | ૨૨ | ૩૬ | ૩૬ |
| પ્રાથમિક વિભાગ | ૧૧૬ | ૧૩૩ | ૨૪૯ | ૨૪૯ |
| માધ્યમિક વિભાગ | ૧૩૪ | ૮૮ | ૨૨૨ | ૧૪૫ |
| ઉચ્ચતર માધ્યમિક | ૨૧૨ | ૮૭ | ૨૯૯ | ૧૨૩ |
| | ૪૭૬ | ૩૩૦ | ૮૦૬ | ૫૫૩ |

શાળામાં જાતિભેદ, પ્રાંતભેદ કે અન્ય ભેદ નથી. ગુજરાતી શાળા—ગુજરાતીઓની તો છે જ પણ એ ઉપરાંત કોઈપણ પ્રદેશના વિદ્યાર્થી-વિદ્યાર્થિની ને અહીં દાખલ કરવામાં આવે છે. એટલુંજ નહિ સૌને માધ્યમિક કક્ષા સુધી શિક્ષણ નિઃશુલ્ક આપવામાં આવે છે. ધોરણ ૯, ૧૦, ૧૧નું શિક્ષણ સામાન્ય ફી લઈ આપવામાં આવે છે. હોશિયાર પણ ગરીબ વિદ્યાર્થીઓને તો સામેથી શિક્ષણ ફી, ગણવેશ, પુસ્તકો વગેરેમાં સહાય પણ આ લવામાં આવે છે.

## વાલી-શિક્ષક સંઘ

શિક્ષણ ઉપરાંત શાળા અન્ય પ્રવૃત્તિઓમાં પણ મોખરે છે. જેમાં સૌથી આકર્ષક પ્રવૃત્તિ વાલી શિક્ષણ સમ્મેલન છે. આ સમ્મેલનનો ઉદ્દેશ વાલીઓ અને શિક્ષકોના સંપૂર્ણ સહકારદ્વારા વિદ્યાર્થીઓનું કલ્યાણ સાધવાનો છે. આ સમ્મેલન તેના મંત્રી શ્રી જયંતિલાલ પટેલની સક્રિય રાહબરી નીચે સુંદર કાર્ય કરી રહ્યું છે. આજે એના ૨૬૩ સભ્યો છે.. શાળાના બાળકોને આ સમ્મેલને સુંદર H. M. V સેટ તો ક્યારનોય અર્પણ કરેલ છે જ્યારે શાળાને એક ફિલ્મ પ્રોજેક્ટર ભેટ ધરાવાનો નિર્ણય પણ છે.

## કો-ઓપરેટિવ ક્રેડિટ એન્ડ થ્રિફ્ટ સોસાયટી

શાળાના નોકરોમાં કરકસર અને સહકારની ભાવના જાગૃત થાય તે માટે 'કોઓપરેટિવ ક્રેડિટ એન્ડ થ્રિફ્ટ સોસાયટી'ની સ્થાપના કરી સરકારમાં રજિસ્ટર્ડ કરાવી છે જેના હાલ ૪૫ સભ્યો છે.

શાળાના બાળકોમાં સુગુપ્ત રહેલા સર્જનાત્મક ઉન્મેષોને બહાર લાવવામાં સહાયભૂત થવા શાળા એક વાર્ષિક પત્રિકા 'વિદ્યા'નું પણ સંપાદન કરે છે. પહેલો અંક મે-૬૫માં જ્યારે બીજો અંક નવેમ્બર' ૬૬માં પ્રગટ થયો છે. પ્રથમ અંકના અપર્ણના પણ પ્રત્યુત્તર રૂપે શ્રીમતી વિદ્યાબહેનના ઉદ્‌ગારો :–

—વિદ્યાર્થીઓના વ્યક્તિત્વ પૂર્ણ તયા પ્રફુલ્લન થાય અને તેઓ દેશના સાચા નાગરિક બનાવાની કસોટીમાંથી પાર ઉતરે–તેવા આશીર્વાદ પ્રાપ્ત થયા છે.

આમ વર્ષો પહેલાં ૭ જુલાઈ ૧૯૦૫માં આઠ–દશ વિદ્યાર્થીઓ સાથે એક ઓરડામાં શરૂ થએલી. પોતાના નામ–રૂપ, ગુણબદલતી બદલતી શાળા આજે વિરાટ સ્વપ્નને આકાર આપીને ખડી છે. આ ૬૦–૬૨ વર્ષોમાં શાળાની યત્‌કિંચિત સેવા કરનાર નામી અનામી સૌને આ દૃશ્ય જોઈને અવશ્ય નિરવધિ આનંદ પ્રાપ્ત થશે.

## ઉપસંહાર

શ્રી દિલ્હી ગુજરાતી સમાજની સીત્તેર વર્ષની આ યાત્રા એક રોમાંચક ઇતિહાસ છે. વ્યક્તિ કે રાષ્ટ્રના ઇતિહાસમાં જેમ ચડતી અને પડતી આવે છે તેમ સમાજના ઇતિહાસમાં પણ આવી છે. પણ આ ઇતિહાસ બોલે છે તેમ સીત્તેર સીત્તેર વર્ષો સુધી દિલ્હી ગુજરાતી સમાજના કાર્યકરોની નિષ્ઠા અખંડ અને અવિચલ રહી છે. ક્યાંય ઊનતા આવી નથી. ક્યાંય નિર્બળતા આવી નથી. પહાડ જેવી મુશ્કેલીઓ આવી છે–પણ સમાજે વણથંભી મજલ ચલાવી છે. એક જ ધ્યેય, સમગ્ર ગુજરાતીઓની સેવા, એ એમને સતત કાર્યશીલ રાખ્યા છે.

શ્રી દિલ્હી ગુજરાતી સમાજ એક સૌભાગ્યશાળી સંસ્થા છે. વ્યક્તિઓના પારસ્પરિક પૂર્વગ્રહો સમાજ આગળ ઓગળી જાય છે. સંસ્થાના પારસ્પરિક પૂર્વગ્રહો સમાજ આગળ નહિવત્ થાય છે. સૌની વ્યક્તિક નિષ્ઠા અલગ અલગ હશે પણ સમાજ પ્રત્યે સૌની નિષ્ઠા સમાન છે. દિલ્હીની સમગ્ર ગુજરાતી સંસ્થાઓ,—સમગ્ર રાષ્ટ્રની ગુજરાતી સંસ્થાઓ, ગુજરાતની એક એક વ્યક્તિ શ્રી સમાજ પ્રત્યે મમતાથી જુએ છે. પરિણામે સમાજની દડમજલ ચાલુ છે. અને છતાંય કાર્યકરોને તૃપ્તિ નથી. હજુ એમને મન 'શ્રી દિલ્હી ગુજરાતી સમાજ' રાષ્ટ્રની મોખરાની સંસ્થા બની નથી. હજી તો હળ ખેડાયું છે–બીજ નંખાય છે–વર્ષા આવી છે–કંઈક કંઈક

ફૂટયું છે–પણ એને મબલખ પાક ઉતારવો બાકી છે.

## આકાંક્ષાઓ

* હજી તો અતિથિગૃહને વિસ્તૃત કરવું છે. આટ આટલી જગ્યા (બે માળમાં આવેલા ૪૦ ઓરડા અને ચાર મોટા હોલ તથા એસેમ્બલી હોલ) છતાં ગુજરાતથી યાત્રીઓ એટલા પ્રમાણમાં આવે છે કે અતિથિગૃહ સાંકડું પડે છે. આથી સરદાર વલ્લભભાઈ ભવન અતિથિગૃહનો વિકાસ કરવો છે અને વધુ એક માળ લગભગ અઢી લાખના ખર્ચે તાત્કાલિક ચણાવવાની જરૂરિયાત ઊભી થઈ છે.

* શાળામાં બાળકોને દિલ્હી જેવા વિસ્તારવાળા શહેરમાંથી અલગ અલગ વિભાગમાંથી લાવવા માટે ભાડાની બસની જગ્યાએ સમાજની માલિકીની બસો હવે વસાવવી જોઈએ. એનું ખર્ચ દોઢ લાખનું છે.

* કવીન્સ રોડવાળા પ્લૉટ પર એક 'મહાત્મા ગાંધી સાંસ્કૃતિક કેન્દ્ર' આ હીરક–જયંતિ મહોત્સવ નિમિત્તે ઊભું કરવાની વિશાળ યોજના હાથ ધરી છે. અનેકવિધ પ્રકારની સામાજિક–સાંસ્કૃતિક પ્રવૃત્તિઓના વિકાસ અર્થે આ કેન્દ્રના બાંધકામનો ખર્ચ રૂા. આઠ લાખનો અંદાજવામાં આવ્યો છે.

* આગળ એક આયુર્વેદિક ઔષધાલય ચલાવ્યું હતું જે સંજોગવશાત્ બંધ થયું પણ–જ્યાં આટ આટલા ગુજરાતી ભાઈઓ અને બહેનો સ્થાનિક અને બહારના રોજ આવતા હોય ત્યાં ચિકિત્સાનો અભાવ ચાલે જ નહિ. તેથી કંઈ નહિ તો એક નાનકડી હોસ્પિટલ તથા મેટરનીટી હોમની સગવડ ઊભી કરવી છે.

* દિલ્હી હવે અદ્યતન વિદ્યાઓની અનેકવિધ શાખાઓનું કેન્દ્ર બની રહ્યું છે. પરિણામે અનેક પ્રકાર સ્નાતક—અનુસ્નાતકનો અભ્યાસ કરવા તથા વિવિધ પ્રકારની ટ્રેઈનિંગ લેવા ગુજરાતના જિલ્લે જિલ્લામાંથી વિદ્યાર્થીઓ દિલ્હી આવે છે. દિલ્હીમાં અન્યત્ર એમને ખાન-પાન, રહન-સહનની અનેકવિધ મુશ્કેલીઓ નડે છે. પરિણામે ગુજરાતી વિદ્યાર્થીઓની એક હોસ્ટેલ ઊભી કરવાની એક ખાસ આવશ્યકતા ઊભી થઈ છે.

* –અને દિલ્હીમાં ગુજરાતની ઉચ્ચ વિદ્યાસંસ્થા કયાં? મહારાષ્ટ્રે અહીં 'શિવાજી કોલેજ' ખોલી નાખી છે. દૂર દૂરના દક્ષિણે અહીં 'વેંકટેશ્વર' કોલેજ ખોલી. પણ ગુજરાતીઓએ અહીં હજી કોલેજ ખોલી નથી. દિલ્હી વિશ્વવિદ્યાલયે તો કયારની પહેલ કરી છે અને ગુજરાતી શિક્ષણનો સ્નાતક અને અનુસ્નાતકનો અભ્યાસક્રમ પણ ઘડયો છે. અનુસ્નાતક કક્ષાએ પ્રાધ્યાપકો પણ આજ વર્ષોથી વિશ્વવિદ્યાલયમાં કાર્ય કરે છે. ગુજરાતી પુસ્તકોની કોઈપણ ગુજરાતની યુનિવર્સિટીમાં હોય તેવી લાયબ્રેરી પણ દિલ્હી વિશ્વ વિદ્યાલયે વસાવી છે. આમ વિશ્વવિદ્યાલય લગભગ તૈયાર છે. રાહ માત્ર આપણી જ છે. આપણે કૉલેજ ખોલીએ એટલી જ વાર છે હીરક–જયંતિ મહોત્સવ નિમિત્તે આપણે સ્વપ્ન સેવીએ કે દિલ્હી વિશ્વવિદ્યાલય સાથે સંબંધિત ગુજરાતી સંસ્કારના કેન્દ્ર સમું મહાવિદ્યાલય વહેલી તકે શ્રી સમાજ ખોલે. આનું રૂા. દસ લાખનું બજેટ અંદાજવામાં આવે છે.

આ બધી યોજનાઓ કોઈ વિરાટ હરણફાળ નથી પણ આજે જે પ્રવૃત્તિઓ ચાલે છે તેનું માત્ર બીજું પગથિયું છે અને ઇતિહાસ ગવાહી દે છે તેમ 'શ્રી સમાજ' શકુનિયાળ છે તેથી પૂર્ણ શ્રદ્ધા છે કે ઉપરના સ્વપ્નો પણ પાર પડશે.

અને અંતે આભાર કોનો માનવો ને કોનો નહિ. ગંગામાં જેમ અસંખ્ય દીવડાઓ તરતા હોય, ગંગાને અજવાળી પોતાની જાતને અજવાળતા હોય અને તેમ અનેકાનેક વ્યક્તિઓએ પોતપોતાની શક્તિ અનુસાર આ સીત્તેર વર્ષોમાં સમાજને મદદ કરી છે. કોઈએ પોતાની બુદ્ધિ સમાજને ચરણે ધરી છે. કોઈએ પોતાની વિદ્યા સમાજને ચરણે ધરી છે. કોઈએ પોતાનું દ્રવ્ય સમાજને ચરણે ધર્યું છે.

કોઈએ પોતાની વહીવટશક્તિ સમાજને ચરણે ધરી છે–પણ આખર તો સૌએ પોતાની નિષ્ઠા જ સમાજ-ને ચરણે ધરી છે. સમાજનું નામ આવતા કોઈએ જાતને આગળ ધરી નથી–ચૂપચાપ સેવા જ કરી છે એ સમાજનું સૌભાગ્ય છે અને—છતાંય યુગ સાક્ષી છે–બૃહદ્ ગુજરાતનો પ્રત્યેક ગુજરાતી સાક્ષી છે— તેથી સમાજનો ઇતિહાસકાર આધુનિક સમયમાં સમાજની જે પ્રગતિ અને પ્રતિષ્ઠા છે તેને માટે એ મૂલ્યવંતા નામો અવશ્ય નોંધશે જ. અને તે છે શ્રીમતી વિદ્યાબેન મનુભાઈ શાહ અને શ્રી ગૌરીશંકર હીરજી રાવલ. આ નિષ્ઠાવાન–સેવાભાવી પ્રમુખ અને આ સતત કાર્યરત–ત્યાગી મંત્રીએ ગુજરાતી સમાજના આ ઉજ્જ્વલ દસકાનું નિર્માણ કર્યું છે. આ બન્નેએ નથી દિવસ જોયો, નથી રાત. સતત સેવા કરી છે. સવારથી ઉઠી સાંજ સુધીમાં કાર્ય સમાજનું કર્યું છે. સારોય દિવસ આપ્યો છે અને રાત્રે પણ શ્રી સમાજને આગળ વધારવાના સ્વપ્નો સેવ્યાં છે. શ્રી સમાજ બન્નેનું સદાનું ઋણી રહે.

## સમાજના નક્ષત્રમંડળમાં ગુર્જરભારતવાસી

આ પ્રોજ્જ્વલ મણિઓ છે. એમને અનેકાનેક સાથીઓનો સક્રિય સહકાર મળ્યો છે તેથી જ સમાજ આગળ વધ્યો છે. અને એ સાથીઓની સેવા પણ તેટલી જ ઉજ્જ્વલ છે–અને ખરેખર તો બહારની ભૌતિક સિદ્ધિઓ કરતાં સમાજની આજ પરમ સિદ્ધિ માનવી જોઈએ. અને એથી જ શ્રદ્ધા છે કે 'શ્રી દિલ્હી ગુજરાતી સમાજ' થોડા જ દિવસમાં હિમાલયનું એ ઉત્તુંગ શિખર બનશે અને પરથી ગુર્જર ભારતીય સંસ્કારો (ઇતિહાસ કહે છે તેમ રાષ્ટ્રજીવનમાં પણ અગત્યના બનાવોમાં સમાજ રાષ્ટ્ર સાથે પહેલેથી સમરસ થતો આવતો હોઈ) ની હજારો સરવાણીઓ નિત્ય નિત્ય વહી અનેકાનેક લોકોનું શ્રેય સાધતી રહેશે.



# શ્રી દિલ્હી ગુજરાતી સમાજ (રજિ.) દિલ્હી

## બંધારણ અને ટ્રસ્ટ ડીડ



શ્રી દિલ્હી ગુજરાતી જ્ઞાનોદય સ્કૂલની સ્થાપના સંવત ૧૯૬૧ અષાઢ શુક્લ પંચમી તા. ૭ જુલાઈ ૧૯૦૫ને રોજ થઈ ત્યારથી શાળાને માટે અનુકૂળ બંધારણ વર્ષો થયા ચાલતું આવતું હતું. પરંતુ શ્રી દિલ્હી ગુજરાતી સમાજની વિધિસરની સ્થાપના બાદ તે મુજબનું તેનું બંધારણ રજિસ્ટર્ડ કરવાના શુભ આશયથી તા ૧૨–૯–૧૯૩૧ની સામાન્ય સભાએ બંધારણના વ્યવસ્થિત નિયમો મંજૂર કર્યા–જે સને ૧૮૬૦ના ૨૧માં એક્ટ મુજબ તા. ૨૬–૭–૧૯૩૨ના રોજ સરકારમાં રજિસ્ટર્ડ થયા.

ત્યાર બાદ સ્થાવર મિલકતનું ટ્રસ્ટ–ડીડ ઘડાયું ને તે પણ તા.૨૫–૩–૧૯૩૪ની સામાન્ય સભાએ યોગ્ય સુધારા વધારા સાથે પસાર કર્યું, જે તે અનુસાર સમાજે પોતાની મિલકતનું ટ્રસ્ટ–ડીડ તા. ૨૬–૧૧–૧૯૩૪ને રોજ રજિસ્ટર્ડ કરાવ્યું.

**સમયોચિત બંધારણમાં થયેલ ફેરફારોની ટુંકી રૂપરેખા**

આજ સુધી સમાજની સેવા કરવાનું સદ્ભાગ્ય ઘણાને પ્રાપ્ત થયું છે. પરંતુ સમાજ પ્રતિ એક નિષ્ઠાથી જેઓએ સમાજને સેવા આપી છે તેમના તરફનું ઋણ યત્કિંચિત અદાકરી શકાય એ હેતુથી અત્યારના બંધારણ કલમ ૪–બ મુજબ માનદ્ સભ્યપદની શ્રેણી તા. ૬–૫–૧૯૫૬ની સમાન્ય સભાએ મંજૂર કરી આ શ્રેણીમાં અત્યાર સુધી નીચેના ભાઈઓને તેમની અસાધારણ સેવાઓ બદલ સ્થાન આથી સન્માન્યા છે.

સ્વ. હીરાચંદ ત્રિભોવનદાસ ઓઝા
સ્વ. જાદવજી હીરજી વગીઆ

શ્રી હરિશંકર કલ્યાણજી વોરા
શ્રી જશવંતરાય હરિશંકર વોરા

**તા. ૧૫-૭-૧૯૫૬ની સામાન્ય સભામાં થએલા અન્ય બે મહત્વના ફેરફારો**

અત્યાર સુધી સમાજના બંધારણમાં ફેરફાર માટે સભ્યોની ૨/૩ બહુમતિ જરૂરી હતી. સમાજના સભ્યોની સંખ્યા સમાન્ય રીતે ૩૫૦ થી ૪૦૦ દરમિયાન રહે છે. આમાંથી ૨/૩ સભ્યોની હાજરી ઘણી-વાર મુશ્કેલ બનતી. તેથી સમયાનુકૂલ તા. ૧૫ જુલાઈ ૧૯૫૬ને રોજ નીચેનો ઠરાવ પ્રસાર કરવામાં આવ્યો.

ઠરાવઃ 'આ બંધારણમાં ફેરફાર કરવાની સત્તા સામાન્ય સભાને રહેશે, પરંતુ બંધારણમાં ફેર-ફાર કરવા મળેલી સભામાં કોરમ માટે ૧૦૦ સભ્યોની હાજરી તથા મતદાન હોવા જોઈશે અને આ રીતે અપાયેલ મતમાંથી ફેરફાર કરવાના પક્ષમાં હાજર રહેલાની ૨/૩ બહુમતિ જરૂરી રહેશે.' (કલમ નં. ૨૦)

બીજો મહત્ત્વનો ઠરાવ બહેનોને સમાજમાં સભ્યપદ આપવાનો છે. આજ સુધી બંધારણ અનુસાર બહેનો સમાજના સભ્ય થઈ શકતા ન હતા. આથી બહેનો પણ સમાજની પ્રવૃત્તિઓમાં સમભાગી બને એ હેતુથી તા. ૧૫–૭–૫૬ના રોજ ઠરાવ કરેલ છે કેઃ–

ઠરાવઃ 'ઓછામાં ઓછી ૧૮ વરસની ઉંમરના કોઈપણ ગુજરાતી પુરૂષ અથવા સ્ત્રી પ્રવેશ-પત્ર પર સહી કરી, માસિક લવાજમ ઓછામાં ઓછું રૂા ૧–૦૦ લેખે, પાંચ માસનું લવાજમ આપી સભાસદ તરીકે દાખલ થઈ શકશે.' (કલમ નં. ૪–અ/૧)

ઉપરોક્ત બંન્ને ફેરફારો તે વખતના પ્રમુખ શ્રી એચ. એમ. પટેલને આભારી છે. જેના પરિણા-મેજ આજના પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન શાહ સભ્ય થઈ શકયા અને એક સફળ પ્રમુખ તરીકે સમાજનું કાર્ય સિદ્ધ કરી મહત્ત્વનો ફાળો આપી શકયા છે.

ઉપર્યુક્ત સુધારાઓ થયા પછી શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ, ઝરીઆ તરફથી શાળા બાંધકામમાં મળેલ રૂા. ત્રણ લાખની સહાયને અનુલક્ષી બંધારણમાં સમુચિત ફેરફારો તા. ૨–૫–૧૯૬૫ની સામાન્ય સભામાં થયા, જેની મુખ્ય મુખ્ય વિગતો ચાલુ બંધારણમાં ટૂંકમાં આ પ્રમાણે છે.

૧ કલમ ૨–બ મુજબ હેતુઓમાં થોડો ફેરફાર થયો.
૨ કલમ ૪–ઈ મુજબ સંરક્ષણ સભાસદનો પ્રકાર ઉમેરાયો.
૩ કલમ ૮ અનુસાર કોરમ ૨૫થી વધારીને ૫૧ કર્યું.
૪ કલમ ૯ મુજબ વ્યાવસ્થાપક મંડળ ૧૧થી વધારી ૧૬નું કર્યું, જેમાં એક મુખ્ય મંત્રી અને બે મંત્રીઓનો સમાવેશ થયો.

૫ કલમ ૧૭ મુજબઃ 'સ્વીકારાયેલ સખાવતને અનુલક્ષી આવશ્યક લાગે તો વ્યવસ્થાપક મંડળ અને ટ્રસ્ટી મંડળ સામાન્ય સભાની મંજુરીથી વ્યવસ્થાપક–મંડળમાં વધુ એક ગુજરાતી પ્રતિનિધિનો સમાવેશ કરી શકશે.'

## આપણા ઉદ્દેશ

કલમ નં ૨—અઃ દિલ્હીમાં વસતાં ગુજરાતીઓમાં પરસ્પર સ્નેહની વૃદ્ધિ કરવી અને તેમની શારીરિક, માનસિક અને નૈતિક ખિલવણીનાં સાધનો બને તેટલાં પૂરાં પાડવાં અને નિભાવવાં.

બઃ બાલમંદિર, વિદ્યાલય, મહા વિદ્યાલય, કલા મંદિર, ઉદ્યોગ મંદિર, છાત્રાલય, ઔષધાલય, પુસ્તકાલય, વાચનાલય, અતિથિગૃહ, રમત—ગમત તથા સાંસ્કૃતિક ઇત્યાદી એક યા વધુ પ્રવૃત્તિઓ ચલાવવી, નિભાવવી તથા વિકસાવવી.

## આ ઉદ્દેશોની પૂર્તિ અર્થે

* શ્રી દિલ્હી ગુજરાતી સમાજે સન્ ૧૮૬૦ના ૨૧માં એક્ટ મુજબ તા. ૨૬—૭—૧૯૩૨ના રોજ પોતાનું બંધારણ સરકારમાં રજિસ્ટર્ડ કરાવેલ છે.

* આ સંસ્થાના નોંધાયેલ બંધારણ મુજબ પબ્લીક ટ્રસ્ટ એકની રુએ તા. ૨૬-૧૧-૧૯૩૨ ને રોજ ટ્રસ્ટ—ડીડ રજિસ્ટર્ડ કરવામા આવેલ છે.

* પ્રતિ વર્ષ ૧૬ સભાસદોનું વ્યવસ્થાપક મંડળ ગુપ્ત મતદાનથી ચૂંટાઈ આવે છે. તેવીજ રીતે દર પાંચ વર્ષે ગુપ્ત મતદાનથી પાંચ ટ્રસ્ટીઓની વરણી થાય છે.

* પ્રતિ વર્ષ માનદ્ અને ચાર્ટર્ડ આડિટરોની નિમણૂક સામાન્ય સભા કરે છે અને દર વર્ષે હિસાબ ઑડિટ કરાવી સમાજના સભ્યો સમક્ષ રજૂ થાય છે.

* સંરક્ષક, મુરબ્બી, આજીવન, માનદ્ અને સામાન્ય સભાસદો મળી સમાજની સામાન્ય સભા બને છે.

### આ પ ણું પ્ર તી ક




ગુલ્ર કમળનાં સુંદર આકારમાં દીપક, પુસ્તક અને પુષ્પ સમાવવામાં આવ્યાં છે. દીપક દ્વારા સ્નેહની ભાવના મૂર્ત થાય છે. પુસ્તકના પાનાઓથી સંપ પ્રત્યક્ષ થાય છે અને પુષ્પથી સેવાનું વ્રત સિદ્ધ થાય છે. વિશેષમાં દીપકથી પ્રકાશ પુસ્તકથી જ્ઞાન અને પુષ્પથી સુવાસ ફેલાય છે. આપણે આ ભાવનાઓના અધિકારી બનવાનો સંકલ્પ કરીએ.'

# શ્રી દિલ્હી ગુજરાતી સમાજની નોંધપોથી



તા. ૨૭-૧૧-૧૯૧૭ : લોકમાન્ય બાલ ગંગાધર તિલકનું સ્વાગત. આગમનનું કારણ હિન્દ ખાતાના પ્રધાન મોન્ટેગ્યુની મુલાકાત. શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ ધર્મશાળા, ફતેહપુરીમાં સ્વ. જાદવજી હીરજી વળિયાના પ્રમુખપદે ચાંદીના કાસ્કેટમાં માનપત્ર અર્પણ. તે વખતના મંત્રીઓ હતા, સ્વ. રતિલાલ નારણદાસ ગાંધી અને શ્રી ચંદુલાલ બાપુજી.

સન્ ૧૯૩૧ : પૂ. મહાત્મા ગાંધીજીનું સ્વાગત. શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ ધર્મશાળા, ફતેહપુરીમાં સ્વ. રાવજીભાઈ ઉમેદભાઈ પટેલ હસ્તે શ્રી સમાજ તરફથી રૂા. ૩૨૦૦ની થેલીનું અર્પણ.

મહાત્માજીની સાથોસાથ પં જવાહરલાલ નેહરુ, સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ, શ્રી ભૂલાભાઈ દેસાઈ તથા શ્રી મહાદેવભાઈ દેસાઈનું પદાર્પણ.

તા. ૯-૪-૧૯૩૧ : શ્રી ગુજરાતી જ્ઞાનોદય શાળાનો વાર્ષિક પુરસ્કાર વિતરણ સભારંભ. શ્રી શિવલાલ પાનાચંદ શાહને પ્રમુખ સ્થાને.

નિમ્ન લિખિત મહાનુભાવોની સમાજમાં ઉપસ્થિતિ : –

| | |
|---|---|
| ૧. સર પરસોત્તમદાસ ઠાકોરદાસ | ૨. શેઠ ઘનશ્યામદાસ બિરલા |
| ૩. શેઠ. ડી. પી. ખાયતાન | ૪. શેઠ એમ. એ. માસ્તર |
| ૫. શ્રી બી. એન. કરંજીઆ | ૬. શ્રી ચુનીલાલ બી. મહેતા |
| ૭. શેઠ નંદલાલ કિલાચંદ દેવચંદ | ૮. શ્રી રાજેન્દ્ર સોમનારાયણ |

૯. શેઠ વાલચંદ હિરાચંદ

તા. ૧-૧-૧૯૪૦ : પૂ. ઠક્કર બાપા (સ્વ. અમૃતલાલ વી. ઠક્કર)ની ૭૦મી વર્ષ ગાંઠ નિમિત્તે, હીરક જન્મ મહોત્સવ પ્રસંગે શ્રી સમાજે માનપત્ર દ્વારા સન્માન કર્યું તથા રૂા. ૬૫૪-૮૭ની થેલી દિલ્હી ગુજરાતી ભાઈબહેનો તરફથી ભેટ કરી.

અધ્યક્ષપદે પૂજ્ય કસ્તુરબા ગાંધી હતા. સભારંભનું પ્રમુખ સ્થાન સ્વ. જાદવજી હીરજી વળિયાએ શોભાવ્યું હતું. મંત્રીઓ શ્રી છોટુભાઈ પટેલ તથા શ્રી નંદલાલ કે. દલાલ હતા.

તા. ૨૩-૩-૧૯૪૧ : સ્વ. શ્રી ઝવેરચંદભાઈ મેઘાણીનું સમાજમાં પદાર્પણ. એમના દ્વારા સ્વરચિત કાવ્યોની તથા અન્ય લોક સાહિત્યની રજૂઆત થઈ. શ્રી સમાજના ઇતિહાસમાંનો આ અનોખો આનંદપ્રદ સમારંભ હતો.

સંસાર ચિત્રાવલી–ચિત્રોનું સુંદર પ્રદર્શન આ પ્રસંગે કલા ગુરુ શ્રી રવિશંકર રાવળનું અનોખું ભાત પાડતું હતું.

તા. ૨૪-૩-૧૯૪૧ : ફેડરેશન ઓફ ધી ઇન્ડિયન મર્ચન્ટસ ચેમ્બર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝની વાર્ષિક સમારંભ નિમિત્તે દિલ્હીમાં આવેલા મહાનુભાવોનું શ્રી સમાજ દ્વારા સ્વ. જાદવજી હીરજી વળિયાના પ્રમુખ પદે સ્વાગત :–

શેઠ શ્રી ગીરધરલાલ ડી. પારેખ
ડાયરેક્ટર, ધી બેંક ઓફ બરોડા.

રાજરત્ન શ્રી ભાઈલાલભાઈ
દાજીભાઈ અમીન
ધી એલેમ્બીક કેમીકલ વર્કસ

શેઠ શ્રી ચતુર્ભુજભાઈ ચીમનલાલ
,, પોપટલાલ ભાલકીઆ
,, શાંતિલાલ મંગળદાસ
,, અંબાલાલ હિંમતલાલ — મિલ માલિકો.

તા. ૨૧-૧૦-૧૯૪૧ : સ્વ. નાનાભાઈ કાલીદાસ ભટ્ટના સન્માનાર્થે સત્કાર સમારંભ રા. સા. સ્વ. ઇશ્વરલાલ દેસાઈના પ્રમુખ સ્થાને.

ફરિ એકવાર સૌરાષ્ટ્રના શિક્ષણ અને આરોગ્ય પ્રધાન તરીકે તા. ૪-૮-૪૮ને રોજ સ્વ. શ્રી ઠક્કર બાપાના પ્રમુખ સ્થાને સ્વ. નાનાલાલ ભટ્ટનો સત્કાર.

સન્ ૧૯૪૧ : વડોદરાના નામદાર મહારાજા સાહેબ શ્રીમંત પ્રતાપસિંહરાવ ગાયકવાડ તથા દિવાન સાહેબ શ્રી દી. બ. કૃષ્ણમાચારીને મળવા સમાજ તરફથી એક ડેપ્યુટેશન રા. સા. ઇશ્વરલાલ એચ. દેસાઈની આગેવાની નીચે બરોડા હાઉસ, ન્યુ દિલ્હીમાં ગયું તથા શ્રી સમાજની પ્રવૃત્તિઓથી માહિતગાર કર્યાં.

તા. ૨૯-૧-૧૯૪૨ : શ્રી દિલ્હી ગુજરાતી જ્ઞાનોદય શાળાનો વાર્ષિક સમારંભ. શ્રીયુત એચ એમ. પટેલ પ્રમુખ સ્થળ શ્રી છુન્નામલની ધર્મશાળા. શ્રી દેવશંકર ભટ્ટ દ્વારા

માલા અર્પણ. મંત્રી તરીકે શ્રી રમણિકલાલ જગનલાલ શાહ. માજી ખજાનચી શ્રી ગોવિંદભાઈ પટેલની એક મુક સેવક તરીકે પ્રસંશા.

તા. ૩૧-૭-૧૯૪૩ : સુરત વણાટ ટેક્ષટાઈલ યુનિયન પ્રતિનિધિઓ શ્રી ભુપતરાય શાસ્ત્રી, શ્રી રણછોડલાલ પેપાવાળા, શ્રી કંચનલાલ કાપડીયા, શ્રી જેકીશનદાસ વખારીયા તથા શ્રી મોહનલાલ ખુનકીનું સમાજના આંગણે સ્વાગત.

તા. ૬-૩-૧૯૪૪ : શેઠ શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીભાઈનું સમાજમાં શ્રી ડાહ્યાભાઈ વી. પટેલ દ્વારા માલ્યાર્પણ કરી સન્માન કર્યું.

તા. ૨-૪-૧૯૪૪ : શાળાનો વાર્ષિક સમારંભ, જાણીતા ઉદ્યોગપતિ અને દાનવીર શેઠ શ્રી જુગલ કિશોર બિરલાના પ્રમુખ સ્થાને શેઠ શ્રી તુલસીદાસ કીલાચંદ, શેઠ શ્રી રામજી હંસરાજ કામાણિ શેઠ શ્રી જાદવજી હીરજી વણિયા, શેઠ શ્રી વિઠ્ઠલદાસ ધનજીભાઈ તથા શેઠ શ્રી જે. સી. પરીખ આ પ્રસંગે સમાજના મુરબ્બી બન્યા સમાજના પ્રમુખ તરીકે સ્વ. સવાઈલાલ ચુનિલાલ યાજ્ઞિક જ્યારે મંત્રીઓ શ્રી છોટુભાઈ પટેલ અને શ્રી જયંતિલાલ મહેતા હતા.

તા. ૧૬-૭-૧૯૪૪ : કવિ શ્રી મેરૂભા (ગઢવી) તથા કવિ શ્રી ગોકુળદાસ રાયચુરા દ્વારા સ્વ. રચિત કાવ્યો તથા અન્ય લોક સાહિત્યની રજૂઆત સમારંભના પ્રમુખ શેઠ શ્રી નાનજી કાલિદાસ મહેતા દ્વારા સમાજને રૂા. ૨૫૦૦૦ની ઉદાર સખાવત.

તા. ૩-૧૨-૧૯૪૪ : સમાજના પ્રમુખ ડો. લાભશંકર અંબાશંકર ભટ્ટનો વિદાય સમારંભ. એમની સેવાઓના પ્રતીકરૂપે ચાંદીના કાસ્કેટમાં માનપત્ર અર્પણ.

તા. ૧-૪-૧૯૪૫ : શાળાને રૂા ૨૫૦૦૦ની ઉદાર સખાવત આપનાર દાનવીર શેઠ શ્રી અજરામર મદનજી વોરાના પ્રમુખ સ્થાને શ્રી હરખમા નંદવાણા ગુજરાતી જ્ઞાનોદય શાળાનો વાર્ષિક સમારંભ. જાણીતા કલાકાર શ્રી કનુભાઈ દેસાઈનું પદાર્પણ.

તા ૨૪-૩-૧૯૪૬ : શ્રી ગણેશ વાસુદેવ માવલંકર વડી ધારાસભામાં પ્રમુખ ચુંટાયા તે નિમિતે શ્રી સમાજે ચાંદીની કાસ્કેટમાં માનપત્ર આપી તેમનું અભિવાદન કર્યું. આ પ્રસંગે તેમણે શૈશવ કાળથી આજ સુધીના તેમના જીવન પ્રસંગો વર્ણવ્યા. સમાજના પ્રમુખ શ્રી છોટુભાઈ વી. દેસાઈ તથા મંત્રીઓ શ્રી ગૌરીશંકર રાવળ, શ્રી રમણલાલ રાવળ હતા.

તા. ૩૧-૩-૧૯૪૬ : સમાજના જૂના અને અગ્રણી કાર્યકર તથા સમાજની તન મન ધન દ્વારા અસાધારણ સેવા કરનાર શ્રી હીરાચંદ ત્રિભોવનદાસ ઝોંસાને વિદાયમાન. શાળાનો વાર્ષિક સભારંભ. પ્રમુખ સ્થાન શેઠ શ્રી વાડીલાલ લલ્લુભાઈ મહેતા. તેમના તથા સુરતના જરી વેપારી શેઠ જગનલાલ ભીખાભાઈ દ્વારા રૂા. એક એક હજારનું દાન ધર્મશાળા ફંડમાં.

તા. ૨૨–૧–૧૯૪૭ : યતિ શ્રી રાજચંદ્રનું સમાજમાં 'વર્તમાન યુગ–ધર્મ' પર બોધક વ્યાખ્યાન.

તા. ૨૨–૫–૧૯૪૭ : સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ આરઝી હકૂમતના ગૃહમંત્રી બનવા બદલ તેમનું સમાજમાં ભવ્ય મેળાવડો યોજી માનપત્ર દ્વારા સન્માન. સમાજના પ્રમુખ શ્રી નંદલાલ મહેતા દ્વારા માનપત્ર વાચન અને ચાંદીની કાસ્કેટમાં અર્પણ.

આચાર્ય શ્રી કૃપલાણી દ્વારા વલ્લભભાઈની સેવાઓને અંજલી.

શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી દ્વારા સરદારશ્રીની કાર્ય પદ્ધતિની પ્રશંસા.

કુ. મણિબેન, સ્વ. શ્રી સી. એચ. ભાભા તથા શ્રી એમ. એસ. ફન્ધાવાની અતિથિરૂપે ઉપસ્થિતિ. સરદારશ્રીનું પ્રેરણા જનક ઉદ્બોધન. (જે અન્યત્ર આ જ ગ્રંથમાં છપાયું છે.)

તા. ૧૬–૬–૧૯૪૭ : શ્રી અંબાલાલ પુરાણીનું જાહેર સન્માન, તેમના દ્વારા 'શ્રી અરવિંદ શ્રમનો ઉદ્દેશ' પર પ્રવચન. પ્રમુખ સ્થાન સ્વ. શ્રી દુર્ગાશંકર ભટ્ટ.

તા. ૨૭–૭–૧૯૪૭ ; કવિ શ્રી દુલાભાઈ કાગ તથા ગઢવી શ્રી મેરૂભા દ્વારા સ્વ–રચિત કાવ્યો તથા અન્ય લોક સાહિત્યની રજૂઆત. પ્રમુખ સ્થાન શ્રી ઠક્કર બાપા.

તા. ૬૫–૯–૧૯૪૭ ; સમાજને આંગણે સ્વાતંત્ર્યોત્સવ. દરબાર શ્રી ગોપાળદાસ ભાઈના વરદ હસ્તે ધ્વજવંદન

તા. ૧૧–૧૦–૧૯૪૭ : . પૂજ્ય ગાંધીજીની રેંટિયા બારસ. ભારતીય તિથિ પ્રમાણે ૭૯મી વર્ષગાંઠ.

દિલ્હીની ગુજરાતી જનતાએ સમાજના આશ્રયે બિરલા હાઉસમાં એકત્ર થઈ તેમનું અભિવાદન કર્યું, સમાજના પ્રમુખ શ્રી નંદલાલ મહેતાએ રૂા. ૯૦૦૦ ની થેલી સમાજ તરફથી અર્પણ કરી. આ પ્રસંગે પૂ. બાપુના સમાજને સાંપડેલ આશીર્વચનો આ ગ્રંથમાં અન્યત્ર આપવામાં આવ્યાં છે. પૂ. સરદારશ્રીની આ પ્રસંગે ઉપસ્થિતિ હતી.

તા. ૯–૫–૧૯૪૮ : શાળાનો વાર્ષિક સમારંભ. મેળાવડાના પ્રમુખ ડૉ. જીવરાજ મહેતા હસ્તક શાળાના બાળકોને પારિતોષિક વિતરણ.

તા. ૧૫–૮–૧૯૪૮ : સ્વાતંત્ર્ય દિનની ઊજવણી. સમાજના પ્રાંગણમાં જાણીતા મજૂર નેતા અને રાષ્ટ્રીય મજદુર સંઘના પ્રમુખ શ્રી ખંડુભાઈ દેસાઈના હસ્તે ધ્વજ–વંદન.

તા. ૨૯–૮–૧૯૪૯ : શ્રી કાકા સાહેબ કાલેલકર તથા શ્રી ગણેશ વાસુદેવ માવલંકરનું સમાજમાં પદાર્પણ.

'ગુજરાત અને બૃહદ્ ગુજરાત' એ વિષય પર શ્રી કાકા સાહેબનું પ્રવચન. પ્રમુખ શ્રી યશવંત પંડ્યા. મંત્રીઓ શ્રી ચંદુલાલ ઝવેરી અને શ્રી ચિમનલાલ શાહ.

તા. ૨૨–૧૦–૧૯૪૮ : વિજયા દશમી. હૈદરાબાદ પરના ભારતના વિજય નિમિત્તે સરદાર પટેલનું શ્રી દિલ્હી ગુજરાતી સમાજ તથા મહારાષ્ટ્ર સમાજ દ્વારા સ્વ. કાકા સાહેબ ગાડગીલના નિવાસ સ્થાન-૨૬, ફીરોજશાહ રોડ. ન્યુ દિલ્હી પર બહુમાન

બંન્ને સમાજો વતી શ્રી નંદલાલ મહેતાએ વિજયના પ્રતીકરૂપે ચાંદીનો ટી-સેટ સરદારશ્રીને ભેટ આપ્યો.

તા. ૨૪–૪–૧૯૪૯ : શ્રી હરખબા નંદવાણા ગુજરાતી જ્ઞાનોદય શાળાનો વાર્ષિક પ્રમાણ પત્ર-પારિતોષિક વિતરણ સમારંભ : પ્રમુખ સ્થાન તે વખતના ભારત સરકારના વ્યાપાર મંત્રી શ્રી સી. સી. દેસાઈ.

તા. ૧૨–૯૪–૧૯૪૯ : મધ્ય પ્રાંત નિવાસી તથા શ્રી દિલ્હી ગુજરાતી સમાજના આત્મીય બીડી-તંબાકુના વ્યાપારી ભાઈઓ—મેસર્સ મોહનલાલ હરગોવિંદદાસવાળા શેઠ શ્રી મણિભાઈ, મેસર્સ તળશીભાઈ ગોરધનભાઈવાળા શેઠ શ્રી ગોરધનભાઈ અને શેઠ શ્રી તળશીભાઈ, મેસર્સ પુરૂષોત્તમ જેરાભાઈવાળા શેઠ શ્રી પ્રભુદાસ ભાઈનું સમાજમાં ફૂલ હાર દ્વારા સ્વાગત.

તા. ૨૦–૮–૧૯૫૦ : મેસર્સ છોટાભાઈ જેઠાભાઈ પટેલ એન્ડ કું., ના ભાગીદાર શેઠ શ્રી મનોહરભાઈ આશાભાઈ પટેલનું શ્રી દિલ્હી ગુજરાતી સમાજની સામાન્ય સભામાં વિશિષ્ટ સન્માન. પ્રમુખ સ્થાને શ્રી યશવંત પંડ્યા અને મંત્રીઓ તરીકે શ્રી રમણીકલાલ શાહ અને શ્રી ચંદુલાલ ઝવેરી હતા.

શેઠ શ્રી મનોહરભાઈએ તેમના પત્ની ડાહીબહેનને નામે શ્રી સમાજને બાલમંદિર બાંધવા રૂા. ૧૧,૦૦૦ના ઉદાર સખાવત કરી છે.

તા. ૨૬–૨–૧૯૫૦ : દિલ્હીના અગ્રગણ્ય ગુજરાતી નાગરિક તથા વર્ષો સુધી સમાજના કાર્યમાં આગેવાની ભર્યું કાર્ય કરી.સમાજને સુદૃઢ કરનાર શેઠ શ્રી નથવજી હીરજી વણીઆના મુંબઈ પ્રસ્થાન વખતે સમાજ દ્વારા ભવ્ય સમારોહમાં એમનું માનપત્ર દ્વારા બહુમાન.

તા. ૨૬–૩–૧૯૫૦ ; મેસર્સ વ્રજલાલ મણિલાલ એન્ડ કું., ના ભાગીદાર શેઠ શ્રી ચિંતામણિ-રાવ (સાગર) દિલ્હી આવતાં સમાજમાં તેમનું સ્વાગત. આ સમારંભમાં તેમણે અગાઉ આપેલા દાનમાં વધારો કરી રૂા. ૭૦૦૧નું દાન જાહેર કર્યું.

તા. ૬–૮–૧૯૫૦ : સાક્ષર શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી (તે વખતના ભારત સરકારના ખોરાક અને ખેતીવાડીના પ્રધાન)નું સમાજમાં ચાંદીના સુશોભિત રાજ્ય ચિહ્ન અર્પણ અને માન પત્ર દ્વારા સન્માન.

તા. ૨૦-૮-૧૯૫૦ : ભારત સરકાર યોજિત વનમહોત્સવ પ્રસંગે શ્રી દિલ્હી ગુજરાતી સમાજ દ્વારા—પૂજ્ય મહાત્માજીની સમાધિ સ્થળ, રાજઘાટ પર સમાજના પ્રમુખ શ્રી યશવંત પંડ્યાની પ્રેરણાથી સમાજના સભ્યો દ્વારા ૧૦૮ વૃક્ષોની 'મહાદેવ વાટિકા' બનાવવા માટે વૃક્ષારોપણ વિધિ. ઉદ્ઘાટન શ્રી કન્હૈયાલાલ મુનશી.

શ્રીમતી લીલાવતી મુનશી, શ્રીમતી દેવદાસ ગાંધી. શ્રી નરહરિભાઈ પરીખ, શ્રી બેનરજી તથા તે વખતના મુંબઈ રાજ્યના, પુરવઠા ખાતાના પ્રધાન શ્રી દિનકરરાવ દેસાઈએ સમારંભમાં રસપૂર્વક ભાગ લીધો હતો. મંત્રીઓ શ્રી વિષ્ણુભાઈ પટેલ અને શ્રી હિંમતલાલ શાહ.

તા. ૮-૧૦-૧૯૫૦ : 'રેંટિયા બારસ'—બાપુના જન્મદિન નિમિત્તે રાજઘાટ પર પ્રાર્થના. સમગ્ર ગીતાનો પાઠ. તે વખતના રાષ્ટ્રપતિ સ્વ. ડૉ. રાજેન્દ્રપ્રસાદની વિશેષ ઉપસ્થિતિ. સૌ. પુષ્પાબહેન ભટ્ટ તથા મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ નટ બાલગાંધર્વ દ્વારા ભજન ગાન 'રેંટિયા બારસ' રાજઘાટ પર પ્રાર્થના એ ત્યાર પછી સમાજની આજસુધી ચાલતી પરંપરા છે.

તા. ૨૬-૨૨-૧૯૫૦ : ગુજરાતના જાણીતા હાસ્યકાર અને સાક્ષરશ્રી જ્યોતીન્દ્ર દવેનું સમાજમાં પદાર્પણ. એમના દ્વારા સભ્યોને ઉદ્બોધન, ઉચ્ચ હાસ્યની લહાણ. પ્રમુખ શ્રીમતી સૌદામિની બહેન મહેતા.

તા. ૨૦-૧-૧૯૫૨ : શ્રી સમાજના ભૂતપૂર્વ પ્રમુખ તથા સમગ્ર ભારતમાં દીનદુઃખી અને દલિતના ઉદ્ધારક રૂપે કાર્ય કરી—'ઠક્કર બાપા'નું અભિધાન પ્રાપ્ત કરનાર શ્રી અમૃતલાલ ઠક્કરનું ભાવનગરમાં અવસાન થતાં સમાજના પ્રાંગણમાં શોક સભા. ડૉ. સુશીલા નાયરની ભાવભીની શ્રદ્ધાંજલિ.

તા. ૧૮-૩-૧૯૫૬ : અખિલ ભારતીય સંસ્કૃતિ સંગમ નિમિત્તે ગુજરાતના પ્રતિનિધિ તરીકે દિલ્હી પધારેલ સાક્ષરો—સ્વ. રમણલાલ વસંતલાલ દેસાઈ, ડૉ. મંજુલાલ મજમુદાર, શ્રી વિજયરામ વૈદ્ય, શ્રી કેશવરામ શાસ્ત્રી, કલાગુરુ શ્રી રવિશંકર રાવળ તથા શ્રી હિંમતલાલ વ્યાસનો સમાજના પ્રાંગણમાં સત્કાર સમારંભ.

તા. ૩૦-૩-૧૯૫૧ : ફેડરેશન ઓફ ઇન્ડિયન ચેમ્બર્સ ઓફ કોમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝના પ્રમુખ અને અગ્રગણ્ય ઉદ્યોગપતિ શેઠ શ્રી તુલસીદાસ કીલાચંદનો શ્રી-સમાજ દ્વારા હોટેલ ઇમ્પીરિયલમાં સન્માન સમારંભ. આ સમારંભમાં દેશના અગ્રગણ્ય નાગરિકો તે વખતના સુપ્રિમ કોર્ટના ચીફ જસ્ટીસ કણિયા, મધ્યસ્થ સરકારના પ્રધાન શ્રી એન. વી. ગાડગીલ, ઉપ-પ્રધાન શ્રી સંતનમ, જાણીતા મિલમાલિક શેઠ શ્રી શાંતિલાલ મંગળદાસ, શ્રી એમ. ઓ. માસ્ટર તથા શ્રી જગમોહનદાસની વિશેષ ઉપસ્થિતિ હતી.

તા. ૫-૪-૧૯૫૧ : મેસર્સ મોહનલાલ હરગોવિંદદાસ (જબલપુર) વાળા ઉજમબા હરગોવિંદદાસ મગનલાલ પટેલ તરફથી રૂ. ૭,૦૦૧નું દાન મળતા સમાજના વાચનાલય 'શ્રી ઉજમબા વાચનાલય' નામકરણ.

તા. ૧૫-૪-૧૯૫૧ : શાળાનો વાર્ષિક પારિતોષિક વિતરણ સમારંભ, તે વખતના ભારત સરકારના પછાત કોમ માટેના ખાસ અધિકારી તથા હાલના સમાજના ઉપ-પ્રમુખ શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્તના પ્રમુખપદે ઊજવાયો.

તા. ૩૧-૧૦-૧૯૫૩ : નૂતન વર્ષાભિનંદનનો મેળાવડો. પારસ્પરિક સ્નેહાભિનંદન. જાણીતા ક્રિકેટરો શ્રી વિજય મરચંટ તથા શ્રી વિનુ માંકડની વિશેષ ઉપસ્થિતિ. એમની દિલ્હીમાં વસતા ગુજરાતીઓને મંગલ કામના.

તા. ૨૬-૨-૧૯૫૨ : શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીના પ્રમુખપદે કોન્સ્ટીટ્યુશન કલબમાં શ્રી સમાજ દ્વારા સંસદના સભ્યો શ્રી માવલંકર, શ્રી આર. કે. સીંધવા, શ્રીમતી જય શ્રી બહેન, શ્રી મણિલાલ ચતુરભાઈ શાહ, શ્રી જયસુખલાલ હાથી, શ્રી ગુલાબશંકર ધોળકીઆ, શ્રી વિનાયકરાવ વૈદ્ય, શ્રી મૂળદાસ વૈશ્ય, શ્રી પ્રાણલાલ મુનશી, શ્રી કે. વી. ઠક્કરનો વિદાય સમારંભ.

શ્રીમતી લીલાવતી મુનશી, શ્રીમતી દેવદાસ ગાંધી તથા શ્રી લક્ષ્મીકાન્ત આશરની વિશેષ ઉપસ્થિતિ.

તા. ૬-૪-૧૯૫૨ : સુપ્રસિદ્ધ સંગીતકારો, ઓમકારનાથ ઠાકુર, શ્રી રાવજીભાઈ પટેલ, કુ. મથુરીબહેન ખરે, શ્રી બાબુભાઈ અંધારીઆ, શ્રી સોમનાથ પટપટ, શ્રી પ્રાણલાલ શાહ, શ્રી રામભાઈ ખરે, શ્રી કાન્તિલાલ આર્ય અને શ્રી મકરંદ બાદશાહ—શ્રી ગાંધર્વ મહાવિદ્યાલયના સુવર્ણ જયંતિ મહોત્સવ પ્રસંગે દિલ્હી પધારતાં સમાજમાં તેમનું સ્વાગત અને સન્માન. તેમના દ્વારા સંગીતામૃતનું રસપાન, પ્રમુખસ્થાને શ્રી યશવંત પંડ્યા અને મંત્રીઓ તરીકે શ્રી હિંમતલાલ શાહ અને શ્રી પરશોત્તમદાસ શાહ.

તા. ૧૫-૬-૧૯૫૨ : જૂની ગુજરાતી રંગભૂમિના અગ્રગણ્ય નટ તથા આજના ભારત-ખ્યાત દિગ્દર્શક શ્રી જયશંકર 'સુંદરી'નું બહુમાન. મંત્રીઓ તરીકે શ્રી રતિલાલ ખેતાણી અને શ્રી બાલકૃષ્ણ ગામી.

તા. ૩-૮-૧૯૫૨ : મુ. શ્રી ગગન વિહારી મહેતા (અમેરિકા ખાતે ભારતના રાજદૂત નિમાતાં તેમનું) તથા નવા ગુજરાતી સંસદ સદસ્યોનું મ્યુનિસિપલ દરબાર હોલમાં બહુમાન. સંસદના તે વખતના અધ્યક્ષ દાદા સાહેબ માવલંકર પ્રમુખ સ્થાને હતા. જ્યારે શ્રી કાકા સાહેબ કાલેલકર, શ્રીમતી મણિ બહેન પટેલ, શ્રી કનૈયાલાલ દેસાઈ, શ્રી બળવંતરાય મહેતા, શ્રી જયસુખલાલ હાથી, શ્રી મણિલાલ શાહ તથા ડૉ. જીવરાજ મહેતાની ઉપસ્થિતિ હતી.

પ્રમુખ તરીકે શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત જ્યારે શ્રી ચંદુલાલ ઝવેરી અને શ્રી બાલકૃષ્ણ ગામી મંત્રીઓ હતા.

તા. ૭-૩-૧૯૫૩ : હેમિલ્ટન રોડ પરના ભાડાના મકાનમાં શાળાનો ઉદઘાટન વિધિ—દિલ્હી એડમિનિસ્ટ્રેશનના તે વખતના ડાયરેક્ટર ઓફ એજ્યુકેશન શ્રી ખેનરજીને વરદ હસ્તે.

તા. ૧-૫-૧૯૫૩ : ઓલ ઇન્ડિયા ડેન્ટલ મિશનના સદસ્યો ડૉ. જાવડે, ડૉ. ગુપ્તા તથા ડૉ. લાભશંકર શુકલનું બહુમાન. ડૉ. શુકલ દ્વારા આયુર્વેદિક પદ્ધતિથી દાંત કાઢવાની પોતાની કલાનું કૌશલ દર્શાવ્યું હતું.

તા. ૨૪-૧-૧૯૫૪ : અમદાવાદના સુપ્રસિદ્ધ ભજનિક કવિ શ્રી પુનિત મહારાજનું 'ભક્ત બોડાણા' પર વ્યાખ્યાન તથા સમાજ દ્વારા તેમનું સ્વાગત સન્માન.

તા ૩૧-૧-૧૯૫૪ ; સમાજના આમંત્રણથી મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત તુકડોજી મહારાજ દ્વારા મ્યુનિસિપલ દરબાર હૉલમાં નવી જ ઢબનાં ભજનો-ગીતો આદિનો રોચક કાર્યક્રમ.

તા. ૪-૧૦-૧૯૫૪ : વલ્લભ વિદ્યાનગર આણંદના નિર્માતા શ્રી ભાઈલાલ ભાઈ (ભાઈ કાકા) પટેલનું સમાજમાં સ્વાગત. વિદ્યાનગરની પ્રવૃત્તિઓ સૂચવતી ડૉકયુમેન્ટરી ફિલ્મ તે સમયે સમાજમાં પ્રસ્તુત કરવામાં આવી. સમાજના પ્રમુખ શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત ભાઈએ પરિચય આપ્યો. તે વખતના મંત્રીઓ શ્રી ચિમનલાલ શાહ અને શ્રી ચંપકલાલ મહેતા હતા.

તા. ૭-૩-૧૯૫૫ : શ્રી ઉછરંગરાય ઢેબર અખિલ ભારતીય મહાસભાના પ્રમુખ નિમાતાં તેમને માનપત્ર તથા રૂા. ૫૦૦૧ની થેલી દ્વારા સન્માન. પ્રમુખ સ્થાને શ્રી કનૈયાલાલ દેસાઈ મુખ્ય મહેમાનોમાં શ્રી વિયોગી હરિ, જસ્ટીસ શ્રી ભગવતી, શ્રી આબીદ અલી, શ્રી એચ. એમ. પટેલ, શ્રી જેઠાલાલ જોષી, શ્રી જે. જે. અંજારિયા, કુ. મણિબેન પટેલ, ભક્તિ બા, શ્રી બાબુભાઈ ચિનાઈ અને શ્રી શાન્તિકુમાર મોરારજીની ખાસ હાજરી. શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત દ્વારા માનપત્ર અર્પણ.

તા. ૧૫-૭-૧૯૫૬ : સમાજના ક્વીન્સ રોડવાળા મકાનનું ઉદઘાટન. સામાન્ય સભાની મિટિંગ. બંધારણમાં અગત્યનો ફેરફાર. બહેનોને સમાજના સદસ્ય બનવાની છૂટ. આ સભાના પ્રમુખપદે શ્રી એચ. એમ. પટેલ હતા. સામાન્ય સભા બાદ મકાન ઉદઘાટન નિમિત્તે સમાજ તરફથી પ્રીતિભોજન. મંત્રીઓ તરીકે શ્રી ઠાકોરભાઈ કાપડીયા તથા શ્રી ચંપકલાલ મહેતા હતા.

તા. ૧૪-૧૧-૧૯૫૬ : નવી દિલ્હી સ્ટેશન પર શ્રી મોરારજીભાઈ દેસાઈ (મધ્યસ્થ સરકારમાં નિમાયા તે નિમિત્તે) નું સમાજ દ્વારા ભવ્ય સન્માન.

તા. ૨૬-૪-૧૯૫૭ ; શ્રી સમાજની શાળાનો વાર્ષિક સમારંભ. પ્રમુખપદે શ્રી મોરારજીભાઈ દેસાઈ. તેમના દ્વારા સમાજના કાર્યકર્તાઓને સમાજની અનેકવિધ પ્રવૃત્તિઓ બદલ ધન્યવાદ. ઉપરાંત નિમ્નલિખિત શબ્દોમાં સમાજની સેવા કરવાની તત્પરતા —

> "સમાજ મને કોઈપણ સેવા કરવાની તક આપશે તો હું તેનો આભારી થઈશ."

આ શબ્દો અક્ષરશઃ એમણે આચરી બતાવ્યા.

તા. ૧-૮-૧૯૫૭ : 'શ્રી ડાહીબહેન મનોહરભાઈ બ્રહ્મમંદિર'નું ઉદ્ઘાટન. ઉદ્ઘાટન કર્તા મેસર્સ પીપલ્સ વોચ કું., વાળા શેઠ શ્રી જમનાદાસ ભાઈ. તેમના દ્વારા સમાજને રૂા. ૧૦૦૧ની ભેટ, સમારંભના ખર્ચનું પ્રદાન, તેઓ તે સમયે જ રૂાં. ૫૦૧ ભરી સમાજના મુરબ્બી થયા. પ્રમુખ સ્થાને શ્રી એચ. એમ. પટેલ. મંત્રીઓ તરીકે શ્રી છોટુભાઈ પટેલ અને શ્રી રમણલાલ રાવળ.

તા. ૪-૫-૧૯૫૮ : શાળાનો વાર્ષિક સમારંભ. અધ્યક્ષ સ્થાને શ્રી મનુભાઈ શાહ. સમાજના પ્રમુખ શ્રી એચ. એમ. પટેલ દ્વારા તેમનો પરિચય. શ્રી મનુભાઈ દ્વારા સમાજના કાર્યકરોને શાળા, અતિથિગૃહ, વાચન ક્લબ આદિ ચલાવવા નિમિત્ત ધન્યવાદ. તે વખતની અતિ કપરી હાલતમાં તેમની પરમ આશ્વાસનવાણી, સમાજના શિષ્ટ મંડળોને ફંડાર્થે ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ અને મુંબઈ જવા અનુરોધ કરી સમાજને વિશિષ્ટ પ્રકારની દોરવણી.

તા. ૧૨-૧૦-૧૯૫૮ : ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિના એક પ્રણેતા તથા શ્રી અરવિંદના ઉપાસક શ્રી અંબુભાઈ પુરાણીનું સમાજમાં સન્માન અને તેમના દ્વારા 'અધ્યાત્મવાદ' પર પ્રવચન.

તા. ૧૩-૧૦-૧૯૫૮ : ગુજરાતના જાણીતા ઉદ્યોગપતિ શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ દ્વારા સમાજની મુલાકાત. સમાજને મદદરૂપ થવા તેમનું આશ્વાસન જે તેમણે યથા-સમયે યથાર્થ કરી સમાજને ઋણી કર્યો.

તા. ૬-૪-૧૯૫૯ : સમાજની તે વખતની વર્તમાન કપરી પરિસ્થિતિથી શ્રી મોરારજીભાઈ દેસાઈને વાકેફ કરવા સમાજના ઉપ-પ્રમુખ શ્રી લક્ષ્મીદાસ શ્રી કાન્તની રાહબારી હેઠળ સમાજનું એક પ્રતિનિધિ મંડળ તેમને બંગલે મળ્યું. તેમના દ્વારા શુભેચ્છા, સહાનુભૂતિ તથા યોગ્ય માર્ગદર્શન તથા શ્રી બાબુભાઈ ચિનાઈ (મુંબઈ)ને સમાજને મદદ કરવા અપીલ. મંત્રીઓ શ્રી છોટુભાઈ પટેલ અને શ્રી હિંમતલાલ આચાર્ય.

તા. ૧૪-૫-૧૯૫૯ : ભારત સરકારના વ્યાપારી પ્રતિનિધિમંડળના વિદેશ-ગમન (રશિયા, જાપાન અને ઝેકોસ્લોવકીઆ) જતા તેમના રાહબર શ્રી મનુભાઈ શાહનું પાલમ વિમાની મથકે સમાજ દ્વારા સન્માન. આ પ્રસંગે શ્રી એચ. એમ. પટેલની જગ્યાએ સમાજના નવા વરાયેલા પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન મનુભાઈ

શાહનું સન્માન. મંત્રીઓ શ્રી છોટુભાઈ પટેલ અને શ્રી હિંમતલાલ આચાર્ય.

તા. ૩૧-૧૦-૧૯૫૯ : શ્રી દિલ્હી ગુજરાતી સમાજ, ગુજરાત એજ્યુકેશન સોસાયટી અને નવી દિલ્હી ગુજરાતી કલ્યાણ સંયુક્ત આશ્રયે સરદાર વલ્લભભાઈ પટેલની જન્મ જયંતિની દિલ્હીમાં પ્રથમ ઊજવણી. પ્રમુખ સ્થાને તે વખતના રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદ હતા. ભવિષ્યના વર્ષોમાં આ એક પ્રણાલિકા બની ગઈ છે જેમાં પ્રમુખ સ્થાને ડૉ. રાધાકૃષ્ણન, પંડિત જવાહરલાલ નહેરુ આદિ આવી ચૂક્યા છે.

તા. ૨૩-૧૧-૧૯૫૯ : સમાજના નિવૃત્ત પ્રમુખ (ચાર વર્ષ) શ્રી એચ. એમ. પટેલનો વિદાય-સમારંભ. તેમના દ્વારા સમાજ પ્રત્યેની શુભનિષ્ઠા સૂચક આશ્વાસન વાણી. પ્રમુખ સ્થાને શ્રીમતી વિદ્યા બહેન શાહ. મંત્રીઓ શ્રી ગૌરીશંકર રાવળ, શ્રી હિંમતલાલ આચાર્ય.

તા. ૧-૫-૧૯૬૦ : ગુજરાત રાજ્ય સ્થાપના દિન નિમિત્તે 'શ્રી દિલ્હી ગુજરાતી સમાજ' દ્વારા દિલ્હી ગેટ બહારના સ્ટેડિયમમાં મહોત્સવ. પ્રમુખ સ્થાને ભારતના પાકિસ્તાન ખાતેના ભૂતપૂર્વ રાજદૂત શ્રી સી. સી. દેસાઈ. તેમના દ્વારા ગુજરાતના સર્વ કાલીન મહાનુભાવોને અંજલી. ગુજરાત રાજ્યના માધ્યમ દ્વારા ભારતની સેવા કરવાની તક મળવા બદલ ઈશ્વરને પ્રાર્થના. દિલ્હી નિવાસી ગુજરાતીઓ દ્વારા શુભ કામના વ્યક્ત કરતો ઠરાવ પસાર થયો. હર્ષોલ્લાસના વાતાવરણમાં આ ભવ્ય સમારંભની સમાપ્તિ.

તા ૧૯-૧૦-૧૯૬૧ ; લુડલો કેસલ રોડની ભૂમિ પર શ્રી મોરારજીભાઈ દેસાઈ દ્વારા શિલારોપણ વિધિ. તેમના દ્વારા સમાજના આ નવા મકાનનું નામ 'સરદાર વલ્લભ ભાઈ ભવન' રાખવા શુભ જાહેરાત. ભારત સરકારના તે વખતના ઉદ્યોગ પ્રધાન શ્રી મનુભાઈ શાહ, તે વખતના સિંચાઈ અને વિદ્યુત ખાતાના નાયબ પ્રધાન શ્રી જયસુખલાલ હાથી, શ્રી અને શ્રીમતી સી. એમ. ત્રિવેદી, જસ્ટીસ શ્રી ભગવતી આદિ મહાનુભાવોની સવિશેષ ઉપસ્થિતિ.

સમાજના પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન શાહ, ઉપ-પ્રમુખ શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત તથા મંત્રીઓ શ્રી ગૌરીશંકર રાવલ અને હિંમતલાલ આચાર્ય હતા.

તા. ૧-૬-૧૯૬૨ : ગુજરાતની પરિભ્રમણ સંસ્થાના શ્રી ધ્રુવકુમાર પંડ્યા દ્વારા 'નર્મદાના વિકટ જલ પ્રવાસ'ની દસ્તાવેજી ફિલ્મ સમાજમાં દર્શાવવામાં આવી.

તા. ૪-૨-૧૯૬૩ : ગુજરાતના તે વખતના મુખ્ય પ્રધાન ડૉ. જીવરાજ મહેતાએ ચણાઈ રહેલ "સરદાર વલ્લભભાઈ ભવન'ની મુલાકાત લીધી.

તા. ૨૧-૪-૧૯૬૩ : સરદાર વલ્લભભાઈ ભવનનું ઉદ્ઘાટન. દિલ્હીના ગુજરાતીઓનું વર્ષો જૂનું સ્વપ્ન સિદ્ધ થયું. ઉદ્ઘાટન કર્તા માનનીય શ્રી મોરારજી ભાઈ દેસાઈની

પ્રેરકવાણી. મહાનુભાવોમાં કેન્દ્રીય પ્રધાન શ્રી જયસુખલાલ હાથી, દિલ્હીના તે વખતના ચીફ કમીસ્નર શ્રી ભગવાન સહાય, દિલ્હીના તે વખતના મેયર શ્રી નુરુદ્દીન અહમદ, દિલ્હી મ્યુ. કોર્પોરેશનના કમીસ્નર શ્રી આર. આર. બહલ તથા શ્રીમતી હંસાબેન જીવરાજ મહેતાની ઉપસ્થિતિ.

સમાજના પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન શાહ, ઉપ-પ્રમુખ શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત તથા મંત્રીઓ શ્રી ગૌરીશંકર રાવલ અને શ્રી હિંમતલાલ આચાર્ય હતા.

તા. ૧૭–૭–૧૯૬૩ : શ્રી દિલ્હી ગુજરાતી સમાજ સંચાલિત સમગ્ર કેળવણી સંસ્થાઓનું કેન્દ્રીકરણ. 'ગુજરાત હાયર સેકન્ડરી સ્કૂલ'નું સરદાર વલ્લભભાઈ ભવનમાં વિધિસર ઉદ્‌ઘાટન. ઉદ્ઘાટન કર્તા તે વખતના દિલ્હીના ચીફ કમિશ્નર શ્રી ભગવાન સહાય.

તા. ૧૪–૮ ૧૯૬૩ : સ્વાતંત્ર્ય દિન નિમિત્તે—સ્વાતંત્ર્ય દિનની પૂર્વ સંધ્યાએ માનનીય શ્રી જયસુખલાલ હાથી દ્વારા શાળાના બાળકોને 'સ્વાતંત્ર્યનું મહત્વ' પર માર્ગ-દર્શક મહત્વપૂર્ણ વ્યાખ્યાન

તા. ૬–૧૨–૧૯૬૫ : સરદાર વલ્લભભાઈ ભવનની બાજુના શાળા માટેના પ્લોટનું મુંબઈના જાણીતા ઉદ્યોગપતિ તથા સંસ્થાના સહાયક શ્રી બાબુભાઈ ચિનાઈ દ્વારા ભૂમિ-પૂજન.

તા. ૧૨–૩૨–૧૯૬૩ : 'ગુજરાત હાયર સેકન્ડરી સ્કૂલ'નો તે વખતના ભારતના પ્રધાન મંત્રી શ્રી જવાહરલાલ નહેરુ દ્વારા ઉલ્લાસપૂર્ણ વાતાવરણમાં શિલારોપણ વિધિ. મહાનુભાવોમાં શ્રી મનુભાઈ શાહ. શ્રી જયસુખલાલ હાથી તથા શ્રી ખંડુભાઈ દેસાઈની ઉપસ્થિતિ.

પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન શાહ, ઉપ-પ્રમુખ શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત તથા મંત્રીઓ તરીકે શ્રી ગૌરીશંકર રાવળ અને શ્રી હિંમતલાલ આચાર્ય હતા.

તા. ૫–૨–૧૯૬૪ : ગુજરાત રાજ્યના તે વખતના મુખ્ય પ્રધાન શ્રી બળવંતરાય મહેતા વલ્લભભાઈ ભવનની મુલાકાતે. શ્રી સમાજની જાત માહિતી મેળવી સંતોષ વ્યક્ત કર્યો.

તા. ૧–૧૦–૧૯૬૪ : શાળાના આંગણમાં ગાંધી જયંતિની પૂર્વ સંધ્યાએ દિલ્હીના તે વખતના ચીફ કમિશ્નર શ્રી ધર્મવીરનું પ્રવચન. મહાત્માજી સાથેના કેટલાક પ્રસંગોના વર્ણન દ્વારા તેમના સિદ્ધાંતો જીવનમાં ઉતારવા વિદ્યાર્થીઓને અનુરોધ.

તા. ૩૧–૧૦–૧૯૬૪ : શ્રી મોરારજીભાઈ દેસાઈના પ્રમુખપદે 'સરદાર પટેલ જન્મ-જયંતિ'ની ઊજવણી. ગુજરાત રાજ્યના માહિતી કેન્દ્રના સૌજન્યથી સરદારશ્રીની જીવન ઝાંખી કરાવતા ફોટોગ્રાફનું પ્રદર્શન.

તા. ૧૪–૩–૧૯૬૫ : શાળાનો વાર્ષિક સમારંભ. પ્રમુખસ્થાને દલ્હી રાજ્યના શિક્ષા સચિવ તથા ડાયરેક્ટર ઓફ એજ્યુકેશન શ્રી બી. ડી ભટ્ટ. ઝરિયાના શ્રી શ્રી લક્ષ્મી-નારાયણ ટ્રસ્ટના મેનેજિંગ ટ્રસ્ટી શ્રી જશવંતરાય હરિશંકર વોરા સવિશેષ ઉપસ્થિત. તેમના દ્વારા શાળાના બાંધકામ માટે રૂ. ત્રણ લાખના દાનની જાહેરાત.

. પ્રમુખ તરીકે શ્રીમતી વિદ્યાબહેન શાહ, ઉપ-પ્રમખ શ્રી લક્ષ્મીદાસ શ્રીકાંત તથા મંત્રીઓ શ્રી ગૌરીશંકર રાવલ, .શ્રી હિંમતલાલ આચાર્ય અને શ્રી ચંપકલાલ મહેતા.

તા. ૨૦–૫–૧૯૬૫ : શેઠ શ્રી ગોરધનદાસ ભગવાનદાસ (મુંબઈ, હરકિશન હોસ્પિટલના સંચાલક) તથા ગુજરાતના કલાગુરુ શ્રી રવિશંકર રાવળ પદ્મશ્રી થયા તે નિમિત્તે સમાજ દ્વારા સરદાર વલ્લભભાઈ ભવનમાં તેમનું સન્માન.

તા. ૪–૭–૧૯૬૫ : શાળાના મકાનના પહેલા બ્લોકનો વાસ્તુવિધિ શ્રી અને શ્રીમતી ઇન્દુભાઇ પાઠકના શુભ હસ્તે થયો. પૂર્ણાહુતિ સમાજના પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન શાહ દ્વારા સંપન્ન.

તા. ૨૦–૧૦–૧૯૬૫ : રાષ્ટ્રીય એકતા દિનની ઊજવણી. અધ્યક્ષ શ્રી સુરેશભાઈ દેસાઈ એમ. પી. સુપ્રસિદ્ધ નાટયકાર શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટની ઉપસ્થિતિ.

તા. ૨૮–૪–૧૯૬૬ : શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટના મૂખ્ય સંચાલક શ્રી જશવંતરાય હરિશંકર વોરા અને ટ્રસ્ટના મેનેજર શ્રી એલ. જે. પાઠક દ્વારા શાળા મકાન બાંધકામનું નિરીક્ષણ અને સંતોષ.

શાળાના પ્રાંગણમાં શ્રી જશવંતરાય વોરાને હસ્તે અશોક વૃક્ષ રોપવામાં આવ્યું.

તા. ૨૭–૫–૧૯૬૬ : 'કસુંબીનો રંગ' (ગુજરાતી બોલપટ)ના નિર્માતા શ્રી મનુભાઈ ગઢવી, શ્રી પ્રશાન્ત (મુખ્ય પાત્ર) તથા ડાયરેક્ટર શ્રી જી. કે. મહેતાને રાષ્ટ્રપતિ પુરસ્કાર મળ્યો તે નિમિત્તે સમાજ દ્વારા તેમનું સન્માન. લોકગીતના કાર્યક્રમનું આયોજન.

તા. ૧૬–૮–૧૯૬૬ : મુંબઈના જાણીતા ઉદ્યોગપતિ પદ્મભૂષણ શ્રી બાબુભાઈ ચિનાઈ એમ. પી. ના પ્રમુખ સ્થાને સ્વાતંત્ર્ય દિન નિમિત્તે શાળામાં સભા.

શાળાના પ્રાથમિક વર્ગો બાગદિવારવાળા મકાનમાંથી શાળાના નવા મકાનમાં આવ્યા.

તા. ૧૦–૧૦–૧૯૬૭ : ગુજરાતી સાહિત્ય પરિષદના ચોવીસમા અધિવેશન નિમિત્તે દિલ્હી પધારેલા ગુજરાતના નામી સાહિત્યકારો તથા સર્વ ડેલીગેટ ભાઇઓનું

શાળાના પ્રાંગણમાં સ્વાગત.

તા. ૩-૧૨-૧૯૬૭ : ધી નેશનલ કો ઓપરેટિવ કોંગ્રેસના પાંચમા અધિવેશન નિમિત્તે પધારેલા પ્રતિનિધિઓનું સ્વાગત-નવા ચૂંટાયેલા પોરબંદરના મહારાજકુમાર ઉદયભાણુસિંહનું સન્માન. પ્રમુખ સ્થાને શ્રી ત્રિભોવનદાસ પટેલ.

હીરક જયંતિ મહોત્સવના અધ્યક્ષ શ્રી મનુભાઈ શાહની ખાસ ઉપસ્થિતિ. સમાજના આ ઐતિહાસિક પ્રસંગે 'મહાત્મા ગાંધી સંસ્કૃતિ કેન્દ્ર' બિલ્ડીંગ ફંડમાં ઉદાર હાથે સહાય કરવા પ્રતિનિધિઓને તેમના દ્વારા વિનંતિ.





## મહાનુભાવો લેખિની દ્વારા સમાજ દર્શન કરાવે છે.

We visited the Gujarati Association rooms, and we feel extremely thankful for the reception we received at the hands of the Association. The Association has been doing good work, and we feel sure that its efforts will soon be materialized with a greater union of the Hindus of all sections in this great and important centre of Indian public life.

28-11-17.

B. G. Tilak
N. C. Kelkar
C. S. Khaparde

× × ×

મેં આજ રોજે મેનેજીંગ કમિટિની માંગણીથી ગુજરાતી સ્કુલની મુલાકાત લીધી હતી જે જોઇ મને પૂરતો સંતોષ અને ખુશી ઉત્પન્ન થઈ હતી. એક આજ જે જોઈને મને વધુ ખુશી ઉપજી હતી, તે એ જે છોકરાઓની સાથે છોકરીઓને પણ કેળવણી આપવાને સારૂ સાધનો કીધાં છે. તે ઉપરાંત છોકરાંઓને ધાર્મિક કેળવણી પણ આપવામાં આવે છે, જે વધુ સંતોષકારક છે. દિલ્હીની આટલી નાની ગુજરાતી વસ્તીને ધન્યવાદ ઘટે છે, કે તે લોકોએ અત્રે પોતાનાં બચ્ચાંઓને બાપીકી ભાષા શીખવવા માટે સાધનો કીધાં છે. હું એ સ્કુલની દરેક ફતેહ ચાહું છું; અને આશા રાખું છું કે, શ્રીમંત લોકો એને પૂરતી મદદ કરશે.

તા. ૧૭–૬–૨૦

સોરાબજી પેસ્તનજી શરાફ

ગુજરાત વિદ્યાપીઠ તરફથી ગર્લ્સ અને આજરોજ શાળાની મુલાકાત લીધી.

તા. ૨૭–૫–૨૧ રામનારાયણ વિ. પાઠક

આજે ગુજરાતી ભાઈઓ તરફથી ચાલતી ગુજરાતી શાળાની મુલાકાત લીધી, તથા ગુજરાતી ભાઈઓને મળવાનો,પ્રસંગ મળ્યો ગુજરાતી ભાઈઓ તરફથી પુસ્તકાલય પણ ચાલે છે એ સર્વ જોઈને સંતોષ થયો. કુમાર મંદિરમાં શિક્ષણ અપાય છે; અને તેના મુખ્ય અધ્યાપક સારી રીતે કામ કરે છે. રેંટીઆનો વર્ગ જોઈને પણ સંતોષ થયો. આ શાળામાં વિદ્યાર્થીઓની હાજરી પણ ૭૫ ટકા છે અને તે વ્યવસ્થિત ચાલે છે. શાળામાં સ્વદેશીની ભાવનાનો રંગ છે. અને તેમાં વૃદ્ધિ થાય તે યોગ્ય છે. બાળકોને શારીરિક, ધાર્મિક શિક્ષણ માટે પણ વધારે ધ્યાન આપવાની જરૂર છે અને તેની ફતેહ ઇચ્છીએ છીએ.

અબ્બાસ એસ તૈયબજી
તા. ૨૫–૨–૨૨ ફુલચંદ બાપુજી

× × ×

I am exceedingly pleased to state that a party of the students and assistant masters from the Sir J. J. School of Art, Bombay visited Delhi during the second week of January 1928. They were all staying in the premises occupied by the Delhi Gujarati Samaj. The arrangements made by the Managing Committee of the Samaj, uncer the very kind request of my friend, Mr. K. B. Majumdar, were most *satisfactory*. The students and the masters were quite comfortable *during their* stay and had all the facilities what can be desired. As I was in charge of the party I wsa in close touch with the Managing Committee and I congratulate the on the help they have given me and the party in a City like Delhi, which was *so new to us* all. I appreciate the Managing Committee of the Samaj and Mr. Majunder for the kindness.

Naya Bazar, Delhi. Sd/- Rao Bahadur M.V. Dhurandhar
20th January, 1928. Personal Assistant to the Principal,
Sir J. J. School of Art. Bombay.

ઘણી સરસ સગવડ છે. આ સંસ્થાની હયાતિના ખબર સંસ્થાના માણસે સ્ટેશન ઉપર આપ્યા ત્યાંથી જે વિવેકભર્યું સુશ્રુષાનું વલણ જોવામાં આવ્યું તે ગૃહ છોડી નીકળ્યા ત્યાં સુધી સગવડ આપવામાં આવી તે ઉપરથી આ સંસ્થાએ પોતાનું ધ્યેય પાર ઉતાર્યું છે એમ કહી શકાય છે. દિલ્હીમાં આવી સંસ્થાની ખરેખરી જરૂર છે.

તા. ૨૫–૫–૨૯ (સહી) મહેતા ચમનલાલ ગીરધરલાલરાવબહાદુર
દિવાન–પાલીતાણા સ્ટેટ

※ ※ ※

ગુજરાતી સ્કુલ જ્યાં જ્યાં હોય ત્યાં જોવાની ઉત્કંઠા રાખતો હોવાથી ઇશ્વરની દયાથી ગુજરાતી સ્કુલના હેડ માસ્તર સાહેબનો જ મેળાપ અચાનક પ્રાપ્ત થયો, અને તેમને ગુજરાતી સ્કુલ જોવાની ઇચ્છા પ્રદર્શિત કરી, તેઓએ આગ્રહપૂર્વક આવવા અને સ્કુલ તપાસવા આમંત્રણ આપેલ તે ઉપરથી આજે સ્કુલ તેમજ સમાજનું કાર્ય જોયું. હેડમાસ્તર કેળવણીમાં ઘણો જ સારો ફાળો આપે છે તે કબુલ કર્યા વગર ચાલી શકતું નથી. પોતાથી સ્કુલ ઉપરાંત બાળકોની બુદ્ધિનો વિકાસ કેમ થાય તે ઉપર સારું ધ્યાન આપે છે તે મારે કબુલ કરવું પડશે. તેઓએ વ્યાયામ શાળાના કેટલાક પ્રયોગ બતાવ્યા તે જોઈ ઘણોજ સંતોષ થયો છે. સમાજના સંચાલકોનો મારે આભાર માનવો જોઇએ કે તેઓએ આટલે દૂર પણ આવી સારી પ્રગતિ કરી છે. લાયબ્રેરી તેમજ ગુજરાતી છાપાઓથી સમાજને પૂરતો લાભ મળે છે. અહિંની કેટલીક પ્રવૃત્તિની નકલ કરવા ઇચ્છા થાય છે. તેથી મને જે લાભ મળ્યો છે તે ખાતર સમાજનો ઋણી છું.

તા. ૯–૧૦–૩૯ (સહી) છગનલાલ કે. પારેખ
મંત્રી, ગુજરાતી સ્કુલ, ઝરીયા

※ ※ ※

હું હિમાલયની યાત્રા કરીને હરદ્વાર થઇને "શ્રી દિલ્હી ગુજરાતી સમાજ" માં ઊતર્યો હતો ત્યાં મારૂં ઠેકાણું પાંચ દિવસનું હતું. ગુજરાતી ભાઇઓની વસ્તી ઘણી સારી છે. અને શ્રદ્ધાળુ તથા બહુ ભાવિક છે. મને તેઓશ્રીએ એક પ્રવચન ફરમાવવા કહ્યું અને સારી સંખ્યામાં સૌ હાજર હતા.

... .. અત્રેના ટ્રસ્ટીઓ તથા સેક્રેટરીના સ્વભાવ બહુ મીલનસાર છે. પૂછતાં માલૂમ પડ્યું કે સમાજનું રૂા. ૫૦૦૦,નું ખર્ચ દર વર્ષે છે અને ફંડ ઓછું છે. આથી મારી નમ્ર વિનંતિ છે કે દરેક સખી ગૃહસ્થો પોતાની બનતી મદદ કરી સમાજની ઉન્નતિ સાધે. મને જણાવતાં બહુજ આનંદ થાય છે કે

દરરોજ ટ્રસ્ટી હીરાલાલભાઈ સવાર સાંજ બબ્બે કલાક આવી તન, મન, ધનથી પૂરતી સેવા બજાવે છે. અને સમાજની બહુજ ધગશ છે. નોકર ચાકર પણ બહુ નમ્ર છે જેથી મને અતિ આનંદ થયો છે. સેક્રેટરી ભાઈ છોટાલાલ ભાઈ બહુજ ઉચ્ચ વિચારવાળા તથા સેવાભાવી છે.

તા. ૧૩–૬–૪૦ લી. સેવાભાવી:—સ્વામી પરમાનંદજી
આનંદ ભવન, લેડી હાર્ડિંગ રોડ,
માટુંગા, મુંબઈ

※ ※ ※

I had the pleasure of paraticipting in the Republic Day Celebrations of the school. The physical display of the boys & girls was very pleasing I hope the Management will give more attention to improve the health of the boys & girls. The educational standards of the school seemed to be very satisfactory. The Principal & teachers are paying individual attention to the education & training of students. The atmosphere of the School was very cosmopolitan. I congratulate the management & staff for adopting Hindi as the medium of instruction.

25-1-1963 —Manubhai Shah

※ ※ ※

Well-planned building & admirably maintained. Allocation of available space between the School & the Guest House is wisely conceived. If the standard of cleanliness and order which obtains to-dav is maintained, these will be deservedly regarded as among the first institution of their kind.

D. 18-7-1963. —H. M. Patel.

※ ※ ※

અત્રેની સમાજના સેવાભાવી સંચાલકોનું અનેક દષ્ટિએ સમાજોન્નતિનું કાર્ય, જનતાને સુખસગવડ આપવાની તમન્ના. એટલું જ નહિ પણ પરપ્રાંતમાં ગુર્જરભૂમિનાં બાળક–બાલિકાઓને માતૃભાષા ગુજરાતીદ્વારા શિક્ષણ આપી ગુજરાતીની સંસ્કૃતિ અને આર્ય શિષ્ટતાની રક્ષા કરવાની ધગશ જોઈ કયા ઉદાર દિલના ગુજરાતીને પોતાના પ્રાંત માટે ગૌરવ ન આવે !

આવી સદુપયોગી સંસ્થાને ૪૫ વરસ થયાં હજુ પોતાનું મકાન નથી એ ખરેખર આખાયે ગુજરાત માટે શોચનીય છે. ......ધનવાનો, વેપારીઓ અને ઉદાર દિલના ગૃહસ્થો જો ...ગુજરાતનું પણ એક સંતાન છે. એમ સમજી વાત્સલ્ય દૃષ્ટિએ આ સંસ્થાને સહાય આપો તો મારા ૩૨ વર્ષના અનેક સંસ્થાઓના શિક્ષણાનુભવે કહી શકું કે બૃહદ્ ગુજરાત માટે આ એક કીર્તિસ્થંભ ખડો થાય તેમ છે. સુજ્ઞેષુ કિમધિકમ્.

નર્મદાશંકર ત્રિવેદી "જિજ્ઞાસુ"
સુરત.

⌘ ⌘ ⌘

I was very happy te go round the new Sohool building of the Gujarat Higher Secondary School. It is very well-planned, well-furnished and well-equipped. *The staff and the students* appeared to be quite happy in the new building. They were full of enthusiasm also. I congratulate the management for having been able to get such a good building for the school.

**14-8-1963.** —Jaisukhlal Hat.hi

⌘ ⌘ ⌘

I visited Gujarat Higher Secondary School, Ludlow Castle on the Childrens Day (on 14-11-1963) and was much impressed by the discipline of the students and the sweet relations between the teachers and the taught. The programme arranged for the day was short and sweet—the speeches and the songs of the students were attractive. The organisers of the function too deserve to be congratulated. Upstairs I visited thepuja room, and was delighted to find that the students had good aesthetic taste. The Gujarati Samaj has an ambitious scheme and I hope with the help of the official agency, it will succeed in making this institution one of the notable institutions of this captal city. Shri Bhagwan Sahai, I.C.S. took living interest in providing the Samaj land for this institution.The back portion is meant for guests of the various categories. What is most striking is that all this work has been done without a fuss which is so common these days.

**20-11-1963.**

Gopinath Aman,
Chairman
*Public Relation* Committee,
Delhi.




CHIEF MINISTER,
GOVT. OF GUJARAT

Sachivalaya,
Ahmedabad-15.
9th December, 1963.

My Dear Vidyaben,

The Gujarati Higher Secondary School will be a boon and a blessing to the Gujarati speaking community in Delhi. It is going to fulfill a long felt need of the community. The attempt made by you and your colleagues of the Delhi Gujarati Samaj has been fruitful and it has been possible for the Samaj now to have a building of its own. The school has had a long and useful career, and I am sure now that this spacious building has been built, the school will have a still brighter career in the future. I hope education imparted to this school will make the students of the Gujarati community in Delhi useful citizens of the country who could contribute constructively for the uplift of the Nation.

I wish the school a long and glorious career,

Yours sincerely,
*Sd/-* Balwantray
**(Balvantray Mehta)**

LIEUTENANT GOVERNOR

RAJ NIWAS
SIMLA-4

December 11, 1963.

Dear Shrimati Vidyaben ji,

Many thanks for your letter which I have seen on my return from tour of the interior of Himachal Pradesh. It has given me great pleasure to know that your project to start a higher secondary school at 2, Ludlow Castle Road is progressing satisfactorily and that the foundation-stone laying ceremony will be performed by our Prime Minister tomorrow. I wish I could be present on the occasion because I have all along been very interested in this project. I suppose that with your characteristic efficiency and the co-operation that you are always able to secure, the building will be ready for occupation in a year or so I need hardly tell you how much I admire the efficient way in which the affairs of Shree Delhi Gujarati Samaj are conducted. Great credit is due to you and your colleagues

Please accept my best wishes for the occasion.

With kind regards,

Yours sincerely,

*Sd/-* **Bhagwan Sahay**

**(Bhagwan Sahay)**

શ્રી દિલ્હી ગુજરાતી સમાજના સર્વતોમુખી વિકાસ માટે તમે જે પરિશ્રમ અને નિષ્ઠા દાખવ્યાં છે તે અનેકને માટે પ્રેરણારૂપ બની રહે એવાં છે. સમાજની એક વિશેષ પ્રવૃત્તિ–બાલમંદિરથી માધ્યમિક શાળા સુધીના શિક્ષણના પ્રબંધ માટે નવા મકાનનું શિલારોપણ પૂજ્ય શ્રી જવાહરલાલજીના વરદ હસ્તે થાય છે તે શુભ પ્રવૃત્તિ પરના સુવર્ણકળશરૂપ ગણાય. આ પ્રસંગે તમે યાદ રાખી મને આમંત્રણ મોકલ્યું છે, તેથી ખરેખર આનંદ થયો છે. આવા પ્રસંગે આશીર્વાદ મોકલવાને માટે હું ઘણો નાનો માણસ છું, પરંતુ મારી હાર્દિક શુભેચ્છાઓ અને એથી યે વિશેષ અંતરનો આનંદ તમારી સાથે જ છે-

મુંબઈ, તા. ૫–૧૨–૧૯૬૨ મોહનલાલ મહેતા–સોપાન

* * *

I hope that the Gujrat Higher Secondary School will flourish. I had the pleasure of laying the foundation stone of a new building for this School on the 12th December. From what I saw then of the school, its teachers and pupils, I was pleased. I hope that as it grows, the school will maintain its quality.

Jawaharlal Nehru

12/12/63

गुजराती समाज, देहली.

उत्तर भारत के प्रवास में हम लोग आये थे। आप लोगों को मिलकर हमें बहुत आनन्द हुआ। खासकर आपके यहा ठहरने की हमें सुविधा दी इतना ही नहीं, हमारे सब काम में आपने गौर से रस लिया और हर तरह की मदद की उससे और भी आनन्द बढ़ गया। और यही आनन्द हमें पूरे प्रवास मे प्रेरणा देता रहा।

यात्रियों के लिए आपने जो कुछ किया है और कर रहे हैं वह बहुत बड़ा और उपयोगी कार्य है। शायद इसका महत्व नही लगेगा लेकिन हमारे मन इसका मूल्य बहुत है। देहली जैसे शहर मे गुजरात के प्रवासियों को इतनी अच्छी सुविधा देना आसान कार्य नही है।

आपका और मेनेजर साहब का स्वभाव हमें बहुत पसन्द आया। आपकी सेवा के लिए हम सब प्रवासी आपके आभारी हैं। शेष कुशल हैं। काम हो तो लिखियेगा।

आपकी सेवा में
जीवाभाई देसाई वती
आचार्य स्त्री अध्यापन मन्दिर

ता. ४-१-१९६४

❋ ❋ ❋

ભારતના પાટનગર દિલ્હીમાં સરદાર પટેલ ભવન તથા અતિથિગૃહની યોજના અને રચના એ ગુજરાતના ભાઈ બ્હેનો માટે ખરેખર આશીર્વાદ સમાન છે. શ્રીમતી વિદ્યાબેન શાહ, શ્રી ગૌરીશંકર રાવળ તથા અન્ય કાર્યકરોએ આ દિશામાં જે સંગીન કાર્ય કર્યું છે તથા જે પરિશ્રમ લીધો છે એ માટે એમને અભિનંદન ઘટે છે. આવા સુંદર, અદ્યતન અને સર્વથા સુસજ્જ અતિથિગૃહના આયોજનથી સંચાલકોએ એક મોટી ખોડ પૂરી પાડી છે. આ સંસ્થાને અહોનિશ વિકસાવવાની ઉમેદ શ્રીમતી વિદ્યાબેન અને સંચાલકો સેવે છે એમને સફળ બનાવવામાં સમગ્ર ગુજરાતનો સહકાર મળશે એ નિઃશંક છે.

લક્ષ્મીદાસ દાણી
સેક્રેટરી
ગુજરાત વેપારી મહામંડળ, અમદાવાદ

I was happy to go round the Gujarat Higher Secondary School on its annual prize giving day. The exihibits, the working models and the demonstrations were of a high order deserving praise. The School appears to be shaping well under the able guidance of the Principal and teachers. I am sure it should succeed in imparting to children sound & powerful education at a very low cost, which is a rare achievement now-a-days. The school will have an imposing building soon. I wish the school all success.

14-3-1964.

B. D. Bhatt,
Secretary, Director of Education,
Delhi Administration, DELHI.

ꕥ ꕥ ꕥ

I was happy to visit the Gujarat Higher Secondary School. The institution is functioning in temporary premises at present and a new building is under construction. I hope the school will flourish and grow from strength to strength in the new premises. I was glad to see the institution and how it functions.

1-10-1964.

Dharma Vira,
Chief Commissioner,
Delhi.

ꕥ ꕥ ꕥ

I had the good fortune of visiting Sardar Vallabhbhai Bhawan and Shree Delhi Gujarati Samaj headquarters in Delhi. I also went round the Gujarat Higher Secondary School. Many members of the Managing Committee of the Samaj and the Principal of the School were good enough to take me round. I was greatly impressed to visit the institution and various activities which are being carried on there. The mode of teaching and the manner in which students receive education in this institution are being prepared to shoulder responsibilities, when they pass out, amply demonstrated that the utmost care was taken to explain every detail. The Principal has been personally looking into the details and this ensures the succes of the institution.

The arrangements made at the Bhawan for the comforts of guests visiting the Capital from far-flung corners of the country are wonderful. I was extremely happy to find that the efforts have been centreing to improve further upon various amenities, which already exist at the institution.

I pray to Almighty for the success of the endeavours of the organizers, in serving the community in the best possible manner.

**14-3-1965.**

Jaswant Worah,
K. Worah & Co., (Pr.) Ltd.
Jharia, Dhanbad, Bihar,

¤ ¤ ¤

Thank you for your message of good wishes, which I greatly value. Your affection and trust will give me strength to serve our country.

With good wishes,

Indira Gandhi

1. 2. 66

# શ્રી દિલ્હી ગુજરાતી સમાજની જનસેવા-પ્રવૃત્તિ



તા. 4–8–27

સૌરાષ્ટ્ર અને ગુજરાતના જળ પ્રલય વખતે, ભોગ બનેલાને રાહત આપવા અર્થે ફંડ એકઠું કરવાની યોજના બની. પરિણામે રૂા. 11,728.93 એકઠા થયા. તે રકમ નીચેની સંસ્થાઓને સંકટ નિવારણાર્થે મોકલવામાં આવી.

7718 93 ગુજરાત પ્રાંતિક સમિતિ, અમદાવાદ
1500.00 સૌરાષ્ટ્ર સેવા સમિતિ, રાણપુર
1500 00 આણંદ તાલુકા ફંડ રિલીફ કમિટિ, આણંદ
1000.00 વડોદરા પ્રજામંડળ રેલ સંકટ નિવારણ સમિતિ, વડોદરા.
10.00 ફંડ એકત્ર કરવા રસીદો છપાઇ ખર્ચ.

11,728.93

તા. 13–૯–44

સ્વ. ઠક્કર બાપાની માર્મિક અપીલ ને કારણે દિલ્હી નિવાસી ગુજરાતી જનતા પાસેથી નીચેની રકમ 'કસ્તૂરબા સ્મારક ફંડ' માં શ્રી સમાજ દ્વારા અપાઇ.

3000.00 સ્વ. રામજી હંસરાજ કામાણી
2547 00 ફિલ્મ ડિસ્ટ્રીબ્યુટર્સવતી શ્રી છોટુભાઇ દેસાઇ હસ્તક
1100.00 મે. અંબાલાલ જાદવજી એન્ડ કાં.
1001.00 ,, કીલાચંદ દેવચંદ એન્ડ કાં.,
1001.00 ,, જે. સી. પરીખ એન્ડ કાં.,
1001.00 સ્વ. દેવદાસ ગાંધી

1001.00 બેન ઉર્મિલા નંદલાલ મહેતા
1001.00 એક ગુજરાતી સદ્‌ગૃહસ્થ તરફથી
1001.00 સ્વ. યશવંતરાય સવાઈલાલ પંડ્યા
1000.00 મે. રતિલાલ નારાણદાસ ગામી
1000.00 ,, એ. વોરા એન્ડ કું.,

---

14,653.00
20,347.00 રૂા. 1000) થી નીચેની રકમો.

---

35,000.00

---

તા. 31–10–44 જાણીતા કેળવણીકાર શ્રી હરભાઈ ત્રિવેદી ભાવનગરથી દિલ્હી આવ્યા ત્યારે તેમની અપીલને અનુલક્ષી તેમના હસ્તક ચાલતી "ઘર શાળા" ની વાર્ષિક ખોટને પહોંચી વળવા.

રૂા. 1700.00 ની રકમ ભેટ અપાઈ.

સન્ 1945 સ્વ. મહાદેવ દેસાઈ સ્મારક ફંડમાં દિલ્હી નિવાસી ગુજરાતી જનતાએ શ્રી સમાજ દ્વારા-

રૂા. 10,461.00 ની સહાય કરી.

તા. 11–10–47 પાકિસ્તાનથી આવેલા આપણા બાંધવ નિરાશ્રિતોની સહાય અર્થે શ્રી સમાજ તરફથી પૂ. ગાંધીજીને એમની ૭૯મી વર્ષગાંઠ નિમિત્તે રૂા. ૭૯૦૦ ની થેલી અર્પણ થઈ. ઉપરાંત 125 ગરમ કોટ મેસર્સ કીલાચંદ દેવચંદ એન્ડ કું., તરફથી, 20 ગરમ ધાબળા મેસર્સ વી. એચ. શાહ એન્ડ બ્રધર્સ તરફથી તથા મેસર્સ હરજીવનદાસ ગોરધનદાસ એન્ડ કું, મુંબઈ તરફથી 115 ધાબળા અને 42 ખમીસો આપવામાં આવ્યાં.

તા. 31–10–50 સરદાર શ્રી વલ્લભભાઈ પટેલની ૭૪મી જન્મ તિથિ ઉજવવાના ગુજરાત પ્રાંતિક સમિતિ, અમદાવાદ ના આદેશ મુજબ દિલ્હીમાં વસતાં ગુજરાતી ભાઈ બહેનોને શ્રી સમાજે અપીલ કરી. સરદાર શ્રી ની વયના પ્રતીકરૂપે રૂા. 7500 એકઠા કરવાનું ધ્યેય રાખ્યું હતું પરંતુ શ્રી સમાજે રૂા. 8,251 એકઠા કરી સરદાર શ્રી ને અર્પણ કર્યા.

તા. 8–12–59 સુરત શહેર અને આસપાસના અનેક ગામડાઓ ઉપર તાપી નદીના પૂરથી જે હોનારત સરજાઈ હતી તેમાં યથાશક્તિ સહાય કરવાના હેતુથી દિલ્હી નિવાસી ગુજરાતી જનતાએ 'સુરત રેલ સંકટ રાહત ફંડ' ખોલી, રૂા. 5,897 એકત્ર

હરી મહા ગુજરાત સંકટ નિવારણ મંડળના પ્રમુખ અને ભારત સરકારના નાણાં પ્રધાન શ્રી મોરારજીભાઇ દેસાઇને તેમના નિવાસ-સ્થાને સમાજના પ્રમુખ શ્રીમતી વિદ્યાબ્હેન શાહે અર્પણ કર્યા.

તા. 24–10–65 આપણા દેશ પરના પાકિસ્તાનના આક્રમણ વખતે શ્રી દિલ્હી ગુજરાતી સમાજે, દિલ્હીની નાની મોટી અનેક ગુજરાતી સંસ્થાઓ અને ગુજરાતી ભાઇ બહેનોના સહકારથી રૂા. 31000 દીપોત્સવીને દિવસે, દેશ રક્ષા ફંડમાં' તે વખતના વડા પ્રધાન સ્વ. લાલ બહાદુર શાસ્ત્રીને એમને નિવાસ સ્થાને સમાજના પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન શાહ હસ્તે અર્પણ કર્યા.
આ ઉપરાંત 'રક્ત દાન' પણ કરવામાં આવ્યું.

તા. 23–4–66 'ત્રિવેણી' ના કલાકારો સરદાર વલ્લભાઇ ભવનમાં ઉતર્યા. તેમનો એક નાટ્ય પ્રયોગ સપ્રુ હાઉસમાં યોજી, કલાકારોના સન્માનાર્થે રૂા. 1001) નો ચેક શ્રી સમાજવતી 'ત્રિવેણી' ના પ્રમુખ શ્રી હરકાન્ત શુકલને અર્પણ થયો.



# ટ્રસ્ટીઓ

## સન્ ૧૯૩૨ થી ૧૯૬૯–૭૦

| | | |
|---|---|---|
| શ્રી અત્રિલાલ લાલજી બોલ | ૧૯૩૨ થી ૧૯૪૯-૫૦ | (૧૮) |
| સ્વ. અજરામર મકનજી વોરા | ૧૯૪૫-૪૬ થી ૧૯૫૯-૬૦ | (૧૫) |
| સ્વ. ડીકાભાઈ એન. પારેખ | ૧૯૪૫-૪૬ થી ૧૯૪૯-૫૦ | (૫) |
| શ્રી ખુશાલદાસ ભગવાનદાસ સમેજા | ૧૯૬૦-૬૧ થી ૧૯૬૯-૭૦ | (૧૦) |
| સ્વ. ગિરધરલાલ હીરજી વણીયા | ૧૯૩૨ થી ૧૯૩૫ | (૪) |
| શ્રી ગુલાબરાય ફુલશંકર મંકોડી | તા. ૧૫-૪-૪૫ થી ૨૭-૪-૪૭ | (૨) |
| સ્વ. ગોરધનદાસ અંબાલાલ પટેલ | તા. ૨૭-૪-૪૭ થી ૨૩-૪-૫૦ | (૩) |
| શ્રી ગોવિંદલાલ દેવુભાઈ પરીખ | ૧૯૫૫-૫૬ થી ૧૯૬૯-૭૦ | (૧૫) |
| શ્રી ચંદુલાલ છગનલાલ ઝવેરી | તા. ૨૪-૪-૫૫ થી ૨૮-૪-૫૭ | (૨) |
| શ્રી છોટુભાઈ વસનજી દેસાઈ | તા. ૨૬-૮-૬૨ થી ૧૯૬૯-૭૦ | (૭½) |
| સ્વ. જાદવજી હીરજી વણીયા | ૧૯૩૮ થી તા. ૧૬-૫-૪૮ | (૧૦) |
| શ્રી જીવણલાલ મણિલાલ બોડીવાલા | તા. ૨૮-૪-૫૭ થી ૧૯૫૯-૬૦ | (૩) |
| શ્રી ડાહ્યાભાઈ વજુભાઈ | ૧૯૩૨ થી ૧૯૩૭ | (૬) |
| શ્રી ડાહ્યાભાઈ લલ્લુભાઈ પટેલ | ૧૯૩૮ થી ૧૯૪૦ | (૨) |
| શ્રી ડાહ્યાભાઈ રણછોડલાલ પટેલ | ૧૯૪૦-૪૧ થી ૧૯૪૪-૪૫ | (૫) |
| શ્રી તુલસીભાઈ કીશાભાઈ પટેલ | તા. ૨૩-૪-૫૦ થી ૨૭-૪-૫૨ | (૨) |
| સ્વ. દુર્ગાશંકર હિંમતરાય ભટ્ટ | તા. ૨૦-૭-૫૦ થી તા. ૧૪-૧૨-૫૨ | (૨½) |
| શ્રી દલપતભાઈ ડાહ્યાભાઈ દેસાઈ | તા. ૧૪-૧૨-૫૨ થી ૧૯૫૯-૬૦ | (૭½) |
| શ્રી નરેન્દ્રભાઈ કુંવરજી કેશરી | ૧૯૫૦-૫૧ થી ૧૯૫૪-૫૫<br>૧૯૬૦-૬૧ થી ૧૯૬૯-૭૦ | (૧૫) |
| શ્રી નંદલાલ નાથાલાલ મહેતા | તા. ૧૬-૫-૪૮ થી તા. ૨૩-૪-૫૦<br>તા. ૨૭-૪-૫૨ થી ૧૯૫૯-૬૦ | (૧૦) |
| શ્રી પ્રભુદાસ છગનલાલ શાહ | ૧૯૪૦-૪૧ થી ૧૯૪૪-૪૫ | (૫) |
| શ્રી મગનલાલ ભુરાભાઈ અજમેરા | ૧૯૩૨ થી તા. ૬-૭-૩૩<br>૧૯૩૮ થી ૧૯૪૦ | (૫½) |
| શ્રી મણિલાલ હાથીભાઈ અમીન | ૧૯૬૦-૬૧ થી ૧૯૬૯-૭૦ | (૧૦) |
| સ્વ. રતિલાલ નારાણદાસ ગામી | તા. ૬-૭-૩૩ થી ૧૯૩૭ | (૪½) |
| સ્વ. લાલભાઈ ડાહ્યાભાઈ દેસાઈ | તા. ૮-૫-૬૦ થી તા. ૩૦-૫-૬૨ | (૨) |
| શ્રી લક્ષ્મણદાસ નાથાલાલ પટેલ | તા. ૨૩-૪-૫૦ થી તા. ૨૦-૭-૫૦ | (—) |
| સ્વ. હીરાચંદ ત્રિભોવનદાસ ઝોંસા | ૧૯૩૨ થી ૧૯૪૪-૪૫ | (૧૪) |
| શ્રી હિંમતલાલ દુર્ગાશંકર દ્વિવેદી | ૧૯૫૦-૫૧ થી ૧૯૫૪-૫૫ | (૫) |

નોંધ :—ટ્રસ્ટીઓનાં નામો કક્કાવારી પ્રમાણે છે.

# પ્રમુખો

| | | |
|---|---|---|
| સ્વ. અમૃતલાલ વી. ઠક્કર (ઠક્કર બાપા) | ૧૯૩૩-૩૪ | (૧) |
| સ્વ. ઇશ્વરલાલ એમ. દેસાઈ (રાવ સાહેબ) | ૧૯૪૦-૪૧ | (૧) |
| શ્રી કૃષ્ણલાલ ડી. પાઠક | ૧૯૩૯-૪૦ | (૧) |
| શ્રી કૃષ્ણલાલ દેસાઈ | તા. ૩-૧૧-૪૬ થી ૨૭-૪-૪૭ | (—) |
| શ્રી કાશીભાઈ હીરાભાઈ પટેલ | ૧૯૪૧-૪૨ | (૧) |
| સ્વ. ગિરધરલાલ હીરજી વણીયા | ૧૯૩૪-૩૫, ૧૯૩૫-૩૬ | (૨) |
| શ્રી છોટુભાઈ વસનજી દેસાઈ | ૧૯૪૫-૪૬ થી તા. ૩-૧૧-૪૬ | (૧½) |
| સ્વ. જાદવજી હીરજી વણીયા | ૧૯૩૬-૩૭, ૧૯૩૭-૩૮ | (૨) |
| શ્રી ડાહ્યાભાઈ સી. પટેલ (S.Bc., Hons-Londan) | ૧૯૪૨-૪૩, ૧૯૪૩-૪૪ | (૨) |
| શ્રી દ્વારકાદાસ નારણજી | ૧૯૨૭-૨૮ | (૧) |
| શ્રી નંદલાલ નાથાલાલ મહેતા | ૧૯૪૭-૪૮ | (૧) |
| સ્વ. યશવંતરાય સ્વાઈલાલ પંજા | ૧૯૪૮-૪૯ થી ૧૯૫૧-૫૨ | (૪) |
| સ્વ. રતિલાલ નારાણદાસ ગાંધી | ૧૯૩૦-૩૧ થી ૧૯૩૨-૩૩ | (૩) |
| સ્વ. રાવજીભાઈ ઉમેદભાઈ પટેલ | ૧૯૩૮-૩૯ | (૧) |
| સ્વ. ડૉ. લાભશંકર એ. ભટ્ટ | ૧૯૪૪-૪૫ | (૧) |
| શ્રી લક્ષ્મીદાસ એમ. શ્રીકાન્ત | ૧૯૫૨-૫૩ થી ૧૯૫૪-૫૫ | (૩) |
| શ્રીમતી વિદ્યાબેન મનુભાઈ શાહ | ૧૯૫૯-૬૦ થી ૧૯૬૭-૬૮ | (૯) |
| સ્વ. હીરાલાલ શામજી | ૧૯૨૮-૨૯ | (૧) |
| શ્રી એચ. એમ. પટેલ Retd I.C.S. | ૧૯૫૫-૫૬ થી ૧૯૫૮-૫૯ | (૪) |

# ઉપ-પ્રમુખો

| | | |
|---|---|---|
| સ્વ. ઇન્દ્રવદન ચુનિલાલ મહેતા | ૧૯૩૬-૩૭,૧૯૫૩-૫૪ | (૨) |
| શ્રી કૃષ્ણલાલ પ્રાણજીવન દાસ | ૧૯૩૧-૩૨,૧૯૩૨.૩૩ | |
| | ૧૯૩૪-૩૫ | (૩) |
| શ્રી કૃષ્ણલાલ દ. પાઠક | ૧૯૩૭-૩૮ | (૧) |
| શ્રી કૃષ્ણરાવ અંબાલાલ દેસાઇ | ૧૯૪૪-૪૫ | (૧) |
| શ્રી ગૌરીશંકર હીરજી રાવલ | ૧૯૪૨-૪૩, ૧૯૫૨-૫૩ | (૨) |
| શ્રી ચંદુલાલ બાપુજી ત્રિવેદી | ૧૯૨૭-૨૮, ૧૯૨૮-૨૯ | (૨) |
| શ્રી ચંદુલાલ છગનલાલ ઝવેરી | ૧૯૫૧-૫૨ | (૧) |
| શ્રી છોટુભાઇ જીજીભાઇ પટેલ | ૧૯૪૯-૫૦ | (૧) |
| સ્વ. જાદવજી હીરજી વળીયા | ૧૯૩૩-૩૪ | (૧) |
| શ્રી જીવણલાલ મણિલાલ ઓડીવાલા | ૧૯૫૪-૫૫ | (૧) |
| શ્રી દેવશંકર મયારામ ભટ્ટ | ૧૯૪૦-૪૧, ૧૯૪૧-૪૨ | (૨) |
| સ્વ. દુર્ગાશંકર હિંમતરામ ભટ્ટ | ૧૯૪૭-૪૮, ૧૯૪૮-૪૯ | (૨) |
| શ્રી નંદલાલ નાથાલાલ મહેતા | ૧૯૩૫-૩૬, ૧૯૪૫-૪૬, ૧૯૪૬-૪૭ | (૩) |
| સ્વ. મણિલાલ નારાણદાસ ગામી | ૧૯૩૮-૩૯, ૧૯૩૯-૪૦, | (૨) |
| શ્રી લીલાધર જાદવજી જોષી | ૧૯૫૦-૫૧ | (૧) |
| શ્રી લક્ષ્મીદાસ એમ. શ્રીકાન્ત | ૧૯૫૫-૫૬ થી ૧૯૬૭-૬૮ | (૧૩) |
| સ્વ. સવાઇલાલ ચુનિલાલ યાજ્ઞિક | ૧૯૪૩-૪૪ | (૧) |

નોંધ :–પ્રમુખ અને ઉપપ્રમુખની ચૂંટણી પ્રથમવાર તા. ૧૨-૪-૨૭ ને દિને થઇ, તે પૂર્વે આ હોદ્દારોની ચૂંટણી થતી ન હતી.

# મુખ્ય મંત્રીઓ

| | | |
|---|---|---|
| સ્વ. અમરાભર મકનજી વોરા | ૧૯૨૦-૨૧, ૧૯૨૧-૨૨ | (૨) |
| શ્રી કાશીભાઇ હરીભાઇ | ૧૯૨૮-૨૯ | (૧) |
| શ્રી ગૌરીશંકર હીરજી રાવલ | ૧૯૪૬-૪૭, ૧૯૬૦-૬૧ થી ૧૯૬૬-૬૭ | (૮) |
| શ્રી ચંદુલાલ છગનલાલ ઝવેરી | ૧૯૪૮-૪૯, ૧૯૪૯-૫૦, ૧૯૫૨-૫૩ | (૩) |
| શ્રી ચીમનલાલ મોતીલાલ શાહ | ૧૯૫૩-૫૪, ૧૯૫૪-૫૫ | (૨). |
| શ્રી ચતુર્ભુજ પોપટલાલ દ્વિવેદી | ૧૯૨૪-૨૫ | (૧) |
| સ્વ. છગનલાલ પાનાચંદ સંપટ | ૧૯૩૪-૩૫ થી ૧૯૩૬-૩૭ | (૩) |
| શ્રી છોટુભાઇ છીછાભાઇ પટેલ | ૧૯૩૯-૪૦, ૧૯૪૦-૪૧, ૧૯૪૨-૪૩ | |
| | ૧૯૪૩-૪૪, ૧૯૫૭-૫૮ થી ૧૯૫૯-૬૦ | (૭) |
| શ્રી જેઠાલાલ વ્રજભૂખણ | ૧૯૦૭-૦૮, ૧૯૧૩-૧૪ | (૨) |
| શ્રી જશભાઇ પુરુષોત્તમ પટેલ | ૧૯૨૩-૨૪ | (૧) |
| શ્રી જયંતિલાલ ગોવિન્દજી મહેતા | ૧૯૪૪-૪૫, ૧૯૪૭-૪૮ | (૨) |
| શ્રી ત્રિકમદાસ હરગોવિંદ દાસ | ૧૯૦૮-૦૯, ૧૯૧૧-૧૨ | (૨) |
| શ્રી ઠાકોરભાઇ ડાહ્યાભાઇ કાપડીયા | ૧૯૫૬-૫૭ | (૧) |
| શ્રી તલકશી વલ્લભજી શાહ | ૧૯૨૨-૨૩ | (૧) |
| શ્રી નાગજીભાઇ ચાંપશી ઉદ્દેશી | ૧૯૧૭-૧૮ | (૧) |
| શ્રી નંદકિશોર હિંમતરામ ભટ્ટ | ૧૯૨૭-૨૮, ૧૯૩૦-૩૧, ૧૯૩૨-૩૩ | (૩) |
| શ્રી નવનીતરાય સી. ત્રિવેદી | ૧૯૩૭-૩૮ | (૧) |
| શ્રી પ્રાણલાલ કપુરચંદ | ૧૯૧૨-૧૩ | (૧) |
| શ્રી બાલકૃષ્ણ શાંતિલાલ ગામી | ૧૯૬૭-૬૮ | (૧) |
| શ્રી માણેકલાલ દયાલજી | ૧૯૦૯-૧૦ | (૧) |
| સ્વ. રતિલાલ નારાણદાસ ગામી | ૧૯૧૦-૧૧ | (૧) |
| શ્રી રમણિકલાલ છગનલાલ શાહ | ૧૯૪૧-૪૨, ૧૯૪૫-૪૬ | (૨) |
| શ્રી વિષ્ણુપ્રસાદ મૂળચંદભાઇ પટેલ | ૧૯૫૦-૫૧ | (૧) |
| શ્રી શામદાસ તુલસીદાસ ગાંધી | ૧૯૧૫-૧૬ | (૧) |
| સ્વ. સવાઈલાલ ચુનિલાલ યાજ્ઞિક | ૧૯૩૮-૩૯ | (૧) |
| શ્રી હરજીવનદાસ નીમચંદ | ૧૯૧૪-૧૫ | (૧) |
| સ્વ. હીરાચંદ ત્રિલોવનદાસ ઝોંસા | ૧૯૩૩-૩૪ | (૧) |
| શ્રી હિંમતલાલ જેશીંગભાઇ શાહ | ૧૯૫૧-૫૨, ૧૯૫૫-૫૬ | (૨) |

# સહ-મંત્રીઓ

| | | |
|---|---|---|
| શ્રી ગૌરીશંકર જેશંકર | ૧૯૦૭-૦૮ | (૧) |
| શ્રી ગૌરીશંકર હીરજી રાવલ | ૧૯૩૪-૩૫, ૧૯૩૬-૩૭, ૧૯૩૭-૩૮ | (૩) |
| શ્રી ચીમનલાલ મોતીલાલ શાહ | ૧૯૪૧-૪૨, ૧૯૪૮-૪૯ | (૨) |
| શ્રી ચંપકલાલ પરમાણંદદાસ મહેતા | ૧૯૫૩-૫૪ થી ૧૯૫૬-૫૭, ૧૯૬૪-૬૫ થી ૧૯૬૬-૬૭ | (૭) |
| શ્રી ચંદુલાલ છગનલાલ ઝવેરી | ૧૯૬૬-૬૭ | (૧) |
| સ્વ. છગનલાલ પાનાચંદ સંપટ | ૧૯૩૩-૩૪ | (૧) |
| શ્રી છોટુભાઇ છીછીભાઇ પટેલ | ૧૯૩૮-૩૯ | (૧) |
| શ્રી જ્યંતિલાલ ગોવિંદજી મહેતા | ૧૯૪૨-૪૩, ૧૯૪૩-૪૪ | (૨) |
| શ્રી ત્રિકમદાસ હરગોવિંદદાસ | ૧૯૦૯-૧૦ | (૧) |
| શ્રી નવનીતલાલ સી. ત્રિવેદી | ૧૯૩૫-૩૬ | (૧) |
| સ્વ. નંદલાલ કે. દલાલ | ૧૯૩૯-૪૦ | (૧) |
| શ્રી પુરુષોત્તમદાસ કૃષ્ણદાસ | ૧૯૨૮-૨૯ | (૧) |
| શ્રી પુરુષોત્તમદાસ વાડીલાલ શાહ | ૧૯૫૧-૫૨ | (૧) |
| શ્રી બાલકૃષ્ણ શાંતિલાલ ગામી | ૧૯૫૨-૫૩ | (૧) |
| શ્રી મફતલાલ હરીલાલ | ૧૯૦૮-૦૯ | (૧) |
| શ્રી મણિભાઇ પુરસોત્તમદાસ પટેલ | ૧૯૪૦-૪૧ | (૧) |
| શ્રી રમણલાલ મહાશંકર રાવલ | ૧૯૪૫-૪૬ થી ૧૯૪૭-૪૮, ૧૯૪૯-૫૦, ૧૯૫૭-૫૮ | (૫) |
| શ્રી રમણિકલાલ છગનલાલ શાહ | ૧૯૪૪-૪૫ | (૧) |
| શ્રી લાભશંકર ગોપાળજી | ૧૯૨૭-૨૮ | (૧) |
| સ્વ. સવાઈલાલ ચુનિલાલ યાજ્ઞિક | ૧૯૩૧-૩૨, ૧૯૩૨-૩૩ | (૨) |
| શ્રી હિંમતલાલ જેશીંગભાઇ શાહ | ૧૯૫૦-૫૧ | (૧) |
| શ્રી હિંમતલાલ ભયાશંકર આચાર્ય | ૧૯૫૮-૫૯ થી ૧૯૬૫-૬૬, ૧૯૬૭-૬૮ | (૯) |
| શ્રી હિંમતલાલ મગનલાલ ટક્કર | ૧૯૬૭-૬૮ | (૧) |

નોંધ :—સન્ ૧૯૧૦-૧૧ થી ૧૯૨૬-૨૭ દરમિયાન સહાયક મંત્રીઓની વરણી થતી ન હતી. સન્ ૧૯૨૭-૨૮ થી ૧૯૬૩-૬૪ દરમિયાન ફક્ત એકજ સહમંત્રી ચૂંટતા હતા. પરંતુ સન્ ૧૯૬૪-૬૫ થી બંધારણમાં ફેરફાર થતાં બે સહાયક મંત્રીઓની વરણી થવા લાગી.

## ખજાનચીઓ

| | | |
|---|---|---|
| શ્રી કલ્યાણજી ધરમશી | ૧૯૦૮-૦૯ | (૧) |
| શ્રી કાલીદાસ જેઠાભાઇ | ૧૯૧૧-૧૨ | (૧) |
| શ્રી કાન્તિલાલ ભોગીલાલ પરિખ | ૧૯૪૨-૪૩, ૧૯૪૩-૪૪, ૧૯૪૫-૪૬, ૧૯૪૬-૪૭ | (૪) |
| શ્રી ગોવિંદભાઇ આશાભાઇ પટેલ | ૧૯૪૦-૪૧, ૧૯૪૧-૪૨, ૧૯૪૮-૪૯ થી ૧૯૫૧-૫૨, ૧૯૫૫-૫૬ થી ૧૯૫૯-૬૦ | (૧૧) |
| શ્રી ચત્રભુજ કુરજી | ૧૯૨૮-૨૯ | (૧) |
| શ્રી છગનલાલ દેવશંકર ત્રિવેદી | ૧૯૨૦-૨૧ | (૧) |
| સ્વ. છગનલાલ પાનાચંદ સંપટ | ૧૯૨૧-૨૨, ૧૯૨૩-૨૪ | (૨) |
| શ્રી છોટુભાઇ જીજીભાઇ પટેલ | ૧૯૩૪-૩૫ | (૧) |
| સ્વ. જાદવજી હીરજી વણીયા | ૧૯૧૦-૧૧ | (૧) |
| શ્રી જશવંતલાલ જગજીવનદાસ જરીવાલા | ૧૯૫૪-૫૫ | (૧) |
| શ્રી ડાહ્યાભાઇ પ્રાણજીવનદાસ | ૧૯૧૨-૧૩ થી ૧૯૧૪-૧૫ | (૩) |
| શ્રી ડાહ્યાભાઇ લલ્લુભાઇ પટેલ | ૧૯૩૧-૩૨ | (૧) |
| શ્રી ડાહ્યાભાઇ રણછોડલાલ પટેલ | ૧૯૩૨-૩૩ | (૧) |
| શ્રી ડાહ્યાભાઇ ભાઇચંદભાઇ શાહ | ૧૯૫૨-૫૩ | (૧) |
| શ્રી દુર્લભજી દામજીભાઇ ત્રિવેદી | ૧૯૧૫-૧૬ | (૧) |
| શ્રી દયાળજી ગોપાળજી | ૧૯૨૭-૨૮ | (૧) |
| શ્રી દેવશંકર મયારામ ભટ્ટ | ૧૯૩૬-૩૭ થી ૧૯૩૯-૪૦ | (૪) |
| શ્રી દ્વારકાદાસ દુર્લભજી ગદિયા | ૧૯૬૦-૬૧ | (૧) |
| શ્રી નાગજી ચાંપશી ઊદેશી | ૧૯૨૨-૨૩ | (૧) |
| શ્રી ભગુભાઇ જમનાદાસ શાહ | ૧૯૬૧-૬૨ થી ૧૯૬૭-૬૮ | (૭) |
| શ્રી મગનલાલ ભુરાભાઇ અજમેરા | ૧૯૧૭-૧૮ | (૧) |
| શ્રી મૂળચંદ ભાઇ | ૧૯૩૩-૩૪ | (૧) |
| શ્રી મણિશંકર જાની | ૧૯૩૫-૩૬ | (૧) |
| શ્રી મણિલાલ હાથીભાઇ અમીન | ૧૯૪૭-૪૮ | (૧) |
| શ્રી રમણલાલ મહાશંકર રાવલ | ૧૯૪૪-૪૫ | (૧) |
| શ્રી રતિલાલ પોપટલાલ શાહ | ૧૯૫૩-૫૪ | (૧) |
| શ્રી વિઠ્ઠલદાસ શામજીભાઇ | ૧૯૦૭-૦૮ | (૧) |
| શ્રી વ્રજલાલભાઇ | ૧૯૦૯-૧૦ | (૧) |
| શ્રી હીરાચંદ નાગજી | ૧૯૨૪-૨૫ | (૧) |

## આજ સુધીમાં સૌથી વધુ વર્ષો સેવા આપનાર

# હોદ્દેદારોની યાદી

| હોદ્દો | હોદ્દેદારનું નામ | સેવા આપ્યાની મુદ્દત | |
|---|---|---|---|
| પ્રમુખ | શ્રીમતી વિદ્યાબહેન મનુભાઇ શાહ | ૧૯૫૯-૬૦ થી ૧૯૬૭-૬૮ | (૯) |
| ઉપ-પ્રમુખ | શ્રી લક્ષ્મીદાસ એમ. શ્રીકાન્ત | ૧૯૫૫-૫૬ થી ૧૯૬૭-૬૮ | (૧૩) |
| મંત્રી | શ્રી ગૌરીશંકર હીરજી રાવલ | ૧૯૪૬-૪૭, ૧૯૬૦ ૬૧ થી ૧૯૬૬-૬૭ | (૮) |
| સહ-મંત્રી | શ્રી હિંમતલાલ મયાશંકર આચાર્ય | ૧૯૫૮-૫૯ થી ૧૯૬૫-૬૬, ૧૯૬૭-૬૮ | (૯) |
| ખજાનચી | શ્રી ગોવિંદલાલ આશાભાઇ પટેલ | ૧૯૪૦-૪૧, ૧૯૪૧-૪૨, ૧૯૪૮-૪૯,<br>-થી ૧૯૫૧-૫૨, ૧૯૫૫-૫૬ થી ૧૯૫૯-૬૦ | (૧૧) |
| ટ્રસ્ટી | શ્રી અત્રિલાલ લાલજી ઓલ | ૧૯૩૨ થી ૧૯૪૯-૫૦ | (૧૮) |
| માનદ્-ઓડિટર | શ્રી દેવશંકર મયારામ ભટ્ટ | ૧૯૪૪-૪૫ થી ૧૯૬૭-૬૮ | (૨૩) |
| ચાર્ટર્ડ-ઓડિટર | મેસર્સ જી. એસ. માથુર એન્ડ કું., | ૧૯૩૭-૩૮ થી ૧૯૬૭-૬૮ | (૩૧) |

# સંતની વાણી



ભાઈઓ ઔર બહિનો,

અરે, આજે તો મારે અહીં ગુજરાતીમાં બોલવાનું છે.

જ્યારે નંદલાલ મારી પાસે આવ્યા ત્યારે મને ખ્યાલ ન હતો કે મારે ભાષણ કરવાનું હશે. એમણે મને કહ્યું કે અહીંના ગુજરાતીઓ મને મળવા માગે છે અને થેલી અર્પણ કરવા માગે છે. તમે જાણો છો કે હું તો લોભે રહ્યો. એટલે પૈસાની લાલચમાં આવી ગયો અને મેં હા પાડી.

આજે સવારે નંદલાલે આવીને કહ્યું કે મારે રેડિયો મારફતે બોલવાનું છેઃ જેથી કરીને જે ગુજરાતી ભાઈઓ પૂર્વ આફ્રિકા અને બીજા દૂર રહે છે તેમને પણ મારો અવાજ પહોંચી શકે. એટલે મેં કહ્યું કે ઠીક છે.

મારે તમને ખબર આપવી છે કે દક્ષિણ આફ્રિકામાં હું હતો ત્યાં લગી મને કાંઈ ભાન જ ન હતું કે મારી વર્ષગાંઠની શું કિંમત હશે કે એ પાળવી. એવો કાંઈ રિવાજ જ રાખ્યો ન હતો. પણ અહીં આવ્યો ત્યારે તેની સાથે રેંટિયો હતો એટલે મને ફાવી ગયું, કે ચાલો, કે આપણે એને રેંટિયાદ્વાદશ કહીશું, કે રેંટિયા જયંતિ કે ગમે તે નામ કહીશું, પણ રેંટિયાનું કામ થાય. આજે એ વસ્તુ તો ભુંસાઈ ગયા જેવી છે. રેંટિયાના તો ઘણાય અર્થ છે—આપણે સૂત્રો પોકારતા હતા. તે બધાંય, અને તે કૃષ્ણાર્પણ કરવાની ખાતર ગરીબોની ખાતર; અને તેનો વિશાળ અર્થ તો એ છે કે રેંટિયો એ તો અહિંસાનું પ્રતીક. એ અહિંસા તો એ જ જોવાને નીકળો તો પણ મળે એવી નથી. એવી હિંદુસ્તાનની અત્યારે ખરાબ સ્થિતિ આપણી પાસે આવી પડી છે. ત્યારે એ વખતે મારા જેવાને એમ પણ લાગે કે હવે એ રેંટિયાજયન્તી તરીકે શું ઊજવવા જેવું છે ? પણ માણસ છે, એનું મન તો હમેંશા ફાંફાં જ મારશે. લાલચમાં પણ પડશે કે ચાલો કોઈ છૂટાછવાયા માણસો પડયા હશે એ તો એને માન આપતા હશે તો એ સારી વસ્તુ છે. એટલે એઓ અહીંઆ આવ્યા હોય તો એવી આશા

હું રાખું ખરો કે ગુજરાતીઓ ગમે ત્યાં પડ્યા હોય તોય અહિંસાનું કામ તો કરશે જ. કાંતશે કે નહિ એ તો મહા શંકાની વાત છે. કાંઈ ગુજરાતીઓ કાંતવા બેસી જાય છે એવું હું ક્યાંય દુનિયામાં કહી શકું નહિ. એને બદલે વસ્તુ તો એવી છે કે ઘણો પ્રયત્ન કરવા છતાં કાંઈ ગુજરાતે ખાદીને પોતાની મૂકી છે? અથવા તો ક્યાંય આપણને વિદેશી વસ્ત્ર મળશે જ નહિ? તમે વિદેશી વસ્ત્રોનો બહિષ્કાર કરો એથી કાંઈ હિંદુસ્તાનનું દારિદ્રય ફૂંકાય એમ છે? એ તો જ્યારે આપણે મીલનાં કપડાંનો શોખ છોડીએ ત્યારે જ થઈ શકે. અને એને તો ઘણાંય વરસો થઈ ગયા. એ વાત હું ફરી ફરી ક્યાં કરવા બેસું? એ કહેવાનો અત્યારે તો કાંઈ અર્થ પણ નથી રહેતો. એટલે એને તો હું ભૂલી જાઉં છું.

અહીં હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં ગુજરાતીઓ પથરાઈ ગયા છે ત્યાં ત્યાં એટલું જતન પણ કરે તો પણ હું ઈચ્છીશ ખરો કે આપણે બહુ આગળ ચાલી શકીશું. અત્યારે તો ધર્મને નામે ધાડ પડેલી છે. મુસલમાનો ભૂલ કરી રહ્યા છે એ ભૂલી જઈએ. અત્યારે હિંદુ પણ શું એ જ કરવા બેસશે? એમ કરે તો ચાર કરોડ મુસલમાનો પડ્યા છે. ચાર કરોડ નહિ તો ચાર કરોડથી કંઈક ઓછા. તો એ બધા મુસલમાનોને મારી નાંખશો?—કે એ લોકોને ગુલામ બનાવશો?—કે કહેશો કે તમે બધા પાકિસ્તાન ભાગી જાઓ? એમાંનું કાંઈ પણ મારી પોતાની દૃષ્ટિએ ન બની શકે એવી વાત છે. એમાં પ્રશ્ન નથી. હવે તો આપણે આઝાદ બન્યા. આપણી પરાધીનતા તો મટી ગઈ. એટલે પરાધીનતા મટી ગઈએ વિષે આપણે કોઈ પણ તંત્રને વશ જ નથી રહેવાના એવો અર્થ થઈ ગયો! અથવા એમ કહોને કે હકૂમત કોની ચાલે છે? કહો કે જવાહરલાલની ચાલે છે, સરદારની ચાલે છે; પણ હું નથી જોતો કે એમાંથી એકેયની ચાલતી હોય, અથવા બેયની ભેળી પણ ચાલતી હોય કોઈની ચાલતી હોય ખરેખાત, તે જ્યાં જે બની રહ્યું છે ને બને છે, તે શું એ લોકો પસંદ કરે છે. એ લોકો પસંદ કરતા હોય તો હકૂમત એવી ચલાવવાના એ હતા? આટલા વરસો સુધી જેણે દુઃખ વેઠ્યા, મહા પ્રચંડ અંગ્રેજ સલ્તનતની સામે થયા—ઝૂઝ્યા અને એટલો બધો આત્મવિશ્વાસ રાખ્યો કે અંગ્રેજોની શી મગદૂર છે, અહીં આથી એને ગયેજ છૂટકો. હવે એ ગયા તો ખરા. પણ ગયા એટલે આ અવસરને સારૂ?—આવા હાલ થવાને સારુ? એ બધાએ વિચારવા જેવું છે. ગુજરાતીઓએ પણ વિચારવા જેવું છે.

એ સાંભળી હું થોડુંક હસ્યો કે અમે તો અહીંયા ગુજરાતી નિશાળ ચલાવીએ છીએ એમાં હિન્દી પણ શીખવીએ છીએ. ગુજરાતીઓની પાસેથી તો મેં આવી જ આશા રાખી હતી: કેમકે એમાં ઘણી સંખ્યામાં ગુજરાતીઓ ભળ્યા છે. હિન્દુસ્તાની પ્રચારસભા જ્યારે નીકળી એ વખતે એ તો વર્ધામાં હતી. જમનાલાલજી હયાત હતા ત્યારે: પણ એ વસ્તુને ગુજરાતે તો વધાવી લીધી હતી એવું હું કહી શકું છું, ઘણા છોકરાઓ એ પરીક્ષામાં બેઠા હતા. હિંદુસ્તાનીનો અર્થ એ છે કે આપણે નાગરીલિપિ જાણીએ તો ઊર્દૂલિપિ પણ જાણીએ. સવળી ભાષા બોલીએ અને અવળી પણ બોલીએ કે જેથી હિન્દુ પણ સમજી શકે, મુસલમાનો પણ સમજી શકે. એટલા માટે મેં વચલો માર્ગ બતાવ્યો કે આપણે જેની અંદર અરબી, ફારસીના ખૂબખૂબ શબ્દો ભર્યા છે એ પણ નહિ બોલીએ. આ બન્ને ભાષા નકામી નકામી થઈ પડે. ત્યારે મેં એમ કહ્યું કે આપણે હિન્દુસ્તાની બોલીશું તો બધાય સમજી શકશે. આપણે કોઈનો બહિષ્કાર નથી કરવો. એટલે હું એમ આશા રાખું ખરો કે આપણા છોકરા શીખે છે તો એવી રીતે એ લિપિ શિખી લે તો કાંઈ પાપ તો કરવાનો નથી. એથી તો ફાયદો જ થવાનો છે, અને સરળ હિંદુસ્તાની બોલશે એથી પણ એમને કાંઈ નુકશાન નથી થવાનું. એટલે હું આવી આશા રાખું છું.

બીજી વસ્તુ કહેવાની હતી, પણ હું હવે નથી કહેવા ઇચ્છતો. આટલી વસ્તુ કહી એમાંથી જેટલું કરી શકો એટલું કરજો.

તમે મને થેલીની, ધાબળાની અને ગરમ કપડાંની ભેટ ધરી છે તેને માટે હું તમારો આભાર માનું છું, એની ઘણી જરૂરત છે. મારે કહેવું જોઈએ કે એ માટે સારા પ્રમાણમાં લોકો તરફથી સહકાર મળે છે. હું કહેતો આવ્યો છું કે તમારે સરકાર પાસેથી બધી બાબતની આશા ન રાખવી જોઈએ. સરકાર બધું કાંઈ કરી શકે નહિ. અંગ્રેજી હકૂમત હતી ત્યારે વાત જુદી હતી, કારણ કે એ લોકો તો બળજબરીથી કામ લેતા હતા. હવે સમય બદલાયો છે. હવે તો આપણે પોતાની મદદ કરવાની છે, તેમાં તમારાથી બનતું કરજો.



થાય છે તેના કારણોમાં ઉતરવાની જરૂર નથી. કોઇ કહેશે—અમે ભારે કામ કર્યું તેથી હિંદુસ્તાન સ્વતંત્ર થયું; કોઈ કહેશે પ્રભુની કૃપાથી થયું; કોઈ વળી કહેશે દુનિયાની પરિસ્થિતિને લીધે થયું. એટલું ખરું કે આપણે લાયક હતા કે નાલાયક, પણ હિંદ સ્વતંત્ર થવાનું છે એ હવે નક્કી છે. એને માટે ઈશ્વરનો આભાર તો આપણે માનવો જ જોઇએ.

પણ જ્યારે હિંદુસ્તાન સ્વતંત્રતાને આરે ઊભું છે ત્યારે સ્વતંત્રતાનું ચિત્ર જોઈ ગભરામણ થાય છે. સ્વતંત્રતાના પ્રકાશને આવકારવાને બદલે આપણે ગાંડપણમાં પડી ગયા. સૂર્યોદય થતાં પહેલાં પ્રભાતનો પ્રકાશ દેખાય છે, તેમ સ્વતંત્રતાનો અરુણોદય થયો છે છતાં પ્રકાશ નથી દેખાતો, અંધકાર લાગે છે. તેથી અત્યારના સંજોગોમાં આપણે આપણી પરિસ્થિતિ સંભાળી લેવી જોઈએ. માણુસ લાંબો વખત માંદગી ભોગવે, મરણની પથારીએ પડે પણ તેમાંથી સાજો થઈ જતાં તેને ભૂખ ઉપડે છે ત્યારે અકરાંતિયો થઈ જાય છે ને જે હાથમાં આવે તેને બટકાં ભરવા માંગે છે, કરડી લેવા દોડે છે, એ વખતે માણસ પરેજી ન પાળે તો વળી તેને ભારે બીમારી લાગુ પડે, ને મરી પણ જાય. એમ હિંદુસ્તાન જ્યારે છૂટવાનું થયું ત્યારે તેના સૌ લોકોને સ્વતંત્રતાની ભૂખ ઉપડી છે લોકોને ભડક લાગી છે ને માણસોમાં અવિશ્વાસ આવી ગયો છે. સ્વતંત્ર તો થવાના પણ સત્તા કોની પાસે જશે? સૌને થઈ ગયું છે કે બીજાના કરતાં પોતાની કોમના, પોતાના પક્ષના હાથમાં સત્તા આવવી જોઈએ. અને તેથી લોકો ગાંડા થઈ ગયા છે, ભાન ભૂલી ગયા છે. જો આપણે આપણું કર્તવ્ય નહીં સમજીએ તો ફરી ગુલામીને યાદ કરીશું. તે સારી હતી એમ કહેવા માંડીશું; અંગ્રેજના રાજમાં વાઘ અને બકરી એક આરે પાણી પીતાં પણ આમાં તો બે બકરી પણ સાથે પાણી પી શકતી નથી એમ કહીને ગુલામીને યાદ કરીશું. એટલે આપણો સૌનો ધર્મ છે કે નીડરતાનો પાઠ શીખી લઈએ. નિર્ભય થઈએ. કોઈએ પણ ગભરાટ ન કરવો જોઈએ. અહીંયા દિલ્હીમાં અનેક જાતના ગપગોળા ચાલે છે. ત્યારે લોકો પોલીસ માટે મારે ત્યાં ટેલિફોન કરે છે. ગભરાઈને પોકારે છે કે અમારા રક્ષણને માટે પોલીસ મોકલો! આવે વખતે ગભરાટ ન થવા દેવો; ખોટી વાતો માનવી નહીં. આ વખતમાં દરેક માણસે પોલીસ થવું જોઈએ. આપણે જાતે નીડર બનીને આજુબાજુના માણસોને નિર્ભય બનાવવા જોઈએ. રાજા શું કે રંક શું, સર્વ મરણાધીન છે. અરે, પોલીસને પણ મરણ છે. માણસનું મૃત્યુ લાવનાર માણસ નથી; ને તેનો જીવ લેનારો નથી. એ તો નિમિત્ત માત્ર છે; માટે મરણનો ડર શા માટે? મરણની મહોબ્બત કરવી જોઈએ. ભાગ્યમાં લખેલું કોઈ મિથ્યા કરી શકતું નથી. માટે મરણનો ભય ન રાખો. જે અનિવાર્ય છે તેને વધાવી લઈએ ને સૌ નિર્ભય બનીએ. આવા વખતમાં મન મજબુત રાખીએ અને પોતાનો તેમજ આસપાસનો બચાવ કરતાં શીખીએ. બીજા કોઇ ઉપર મદદ માટે આધાર ન રાખીએ. જે સ્વાતંત્રતા પચાવવા માટે નિર્ભયતા નહીં કેળવે, પોતાનો બચાવ નહીં કરી શકે, એ સ્વતંત્ર નથી. કોઈપણ સ્વતંત્ર દેશમાં માણસો પોલીસની મદદ ઉપર આધાર રાખતા નથી, આમ ગભરાટ કરવો એ સ્વતંત્રતા નથી. એ તો ગુલામીથી યે બદતર દશા છે. સ્વતંત્ર ભારતના નાગરિક થવું હોય તો નિડરતાનો યુગધર્મ સ્વીકારવો જોઈએ અને વિચાર કરો કે હિંદુસ્તાનનાં બધાંજ માણસો ગાંડાં થાય તો એટલી પોલીસ લાવવી ક્યાંથી? એટલે યુવાનોએ બચાવ કરતાં શીખી લેવું જોઈએ, નિર્ભયતા કેળવવી જોઈએ. જાતનો બચાવ કરતાં શીખવું એ આ યુગનો ધર્મ છે.

## કઠણ કાળનો મુકાબલો કેમ કરશો?

અત્યારે થોડી મુશ્કેલીઓ પડેલી છે. જે અંગ્રેજો હજી અહીં છે તેમને જવાનું ગમ્યું નથી. તેમને તે આકરું લાગ્યું છે. આજ સુધી અહીં મોજશોખ કર્યા, રાજ કર્યું, નોકરી થોડી કરી. પણ ત્યાંની (ઇંગ્લંડની) નીતિમાં કાંઈ ફરક પડવાનો નથી. એટલે તેમને જવું તો પડવાનું જ, બધા નહીં પણ

કેટલાક તો એવા હશે. જે ગણતરી કરે છે કે જતાં પહેલાં બને તેટલું ખરાબ કરીએ જેથી રહી જવાય તો ઠીક છે. માણસ જાતમાં નબળાઈઓ પડેલી છે તે આવે વખતે ઉપર તરી આવે છે. આપણામાં પણ એવા પડ્યા છે જે માને છે કે એનો સાથ લઈ આપણે જમાવી લઈએ. પરંતુ માણસે સિદ્ધાંત પર ચાલવું જોઈએ. આપણી પાસે આપણો માર્ગ સરળ છે, સાચા સિદ્ધાંત પર ચાલવું. કોઈને નુકશાન ન કરવું. બીજો માણસ આપણને કોઈ નુકશાન કરે તે સમજપૂર્વક કાં તો ગાંધીજી કહે છે તેમ સહન કરવું ને સહન કરવાની શક્તિ ન હોય તો દુનિયાને માર્ગે ચાલવું, પણ કાયર થઈને નાશી ન જવું. કાં તો ગાંધીજી કહે છે તેમ કરો, કાં તો દુનિયાને માર્ગે ચાલો, પણ કાયરતા ન બતાવો. આટલી સલાહ આ કઠણ કાળમાં તમને આપું છું.

તમે સમાજ તરફથી શાળા વગેરે જે જે કામો ચલાવો છો તેમાં વૃદ્ધિ થાઓ. બહારથી આવતા ગુજરાતી ભાઈઓનું આતિથ્ય કરવું, તેમને માટે ઉતારાની સગવડ રાખવી એ પણ ગુજરાતીઓનો ધર્મ છે. દિલ્હીવાળા કહે કે ગુજરાતી સમાજ સજ્જનોનો સમાજ છે, કામ સારું કરે છે, તો ગુજરાતી સમાજ શોભે. તમારા સમાજની વૃદ્ધિ થાઓ અને તે ગુજરાતને શોભાવો.



# श्री दिल्ली गुजराती समाज

•

संचालित

## गुजरात हायर सेकेण्डरी स्कूल के शिलान्यास-प्रसंग पर दिये गये प्रधानमंत्री श्री जवाहरलाल नेहरू के आशीर्वचन



भाइयो और बहनो !

अकसर मुझे इधर-उधर जाना पड़ता है शिलान्यास करने, लेकिन मुझे सबमे अच्छा लगता है —नया विद्यालय बने, नया मकान बने । इस तरह मुझे बच्चों से मिलना पड़ता है । बड़े-बड़े कारखाने बनते हैं, वहां चीजें बनती हैं, लेकिन यहाँ आदमी बनते है । कोई मशीन से नही बनते, बल्कि ठीक-ठीक भारत के नागरिक बनते है । वे यहाँ सीखते है कि बड़े होकर ठीक-ठीक काम करें । यहाँ भारत का भविष्य दिखाई देता है । तुम हमेशा छोटे नही रहोगे, बड़े हो जाओगे । फिर नये-नये काम करोगे । भारत के कामो का बोझा उठाना पड़ेगा । बड़े-बड़े काम करने से, सेवा से, देश चलता है । जिस देश में जितने अच्छी तरह से सीखे हुए लोग होते हैं, वह देश उतना ही आगे बढता है, तरक्की करता है । हमारा देश, भारत, हम चाहते हैं ठीक चले, वह सब सीखने से ही होता है । शायद आजकल तुम सुनते हो, बहुत चर्चा चल रही है, पंचवर्षीय योजना की । जिसके अनुसार बड़े-बड़े काम हो रहे है । देश में कारखाने, अस्पताल, बिजली पैदा करने और सिंचाई करने के लिये बड़े-बड़े बांध बन रहे हैं । यह सब सारे देश में हो रहा है, सो जितना अच्छा हो रहा है, उतना ही देश आगे बढ़ता है । उसके लिये लोग चाहिए सीखे हुए । तुम्हारे स्कूल मे कोई डिपार्टमेन्ट हो कार्पेन्टरी करने का । यदि हो तो तुम अच्छे बढई बनोगे । सब काम अच्छी तरह सीखने से होते है । अपने मन को, शरीर को, दिमाग को मजबूत करो ।

देश बड़ा होता है बड़े दिल-दिमाग के आदमियों से लम्बाई-चौड़ाई से नही ।

यहां गुजराती अधिक है । गुजराती भाषा तुम पढते हो । सुन्दर है । पर यहाँ सब भारत के लोग रहते है, मिलते हैं और मिलना चाहिये । तुम गुजरात के हो, पर खाली वह तुम्हारा तो नही है । और देश वालों का भी है, मेरा भी है । इसी तरह देश के अन्य भाग सबके है । यह सारा देश हिमालय से कन्याकुमारी तक सबका है, मेरा है । यह ठीक नही है कि बंगाल बंगाली का, मद्रास मद्रासियों का या गुजरात गुजरातियों का है । याद रखो यह सब हमारा है । हम सब मिल कर रहें । हम सबसे पहले हिन्दुस्तान के हैं, फिर प्रदेश या नगर के हैं । यहाँ सब देश के लोग है कोई प्रदेश नही है । तुम्हें अच्छा मौका

मिलता है यहाँ रह कर सारे देश को देखने का और उसमें मित्रता करने का।

देश के अनेक रूप है। भारत क्या है? नक्शे में देखो तो भारत की शक्ल क्या है—क्या वही भारत है ?

एक बात बताऊं :—एक बार मैं पंजाब जा रहा था। शाम हो गई थी। एक नारा सुना—"भारत माता की जय।" कुछ किसान यह नारा लगा रहे थे। मैंने कहा —"तुमने अभी भारत माता की जय कहा है। यह भारत माता कौन है? कैसी है? किस गुफा में रहती है। जाट किसानों की समझ में नहीं आया। कुछ देर बाद एक ने कहा — 'भारत माता भूमि है।" "कहाँ की भूमि? आपकी, नगर की, प्रदेश की या देश की?" उन्होंने कुछ देर ठहर कर कहा —"सारे देश की भूमि।" यह सवाल-जवाब हो ही रहे थे। जाट किसान परेशान हो गये और बोले —"अच्छा तो आप ही बता दीजिए। मैंने कहा —"भारत माता में बहुत-सी बातें है। एक तो भारत पुराना देश है, हजारों साल पुराना। हमारा इतिहास है, कहानियां है। एक भारत आजकल का है, देश, शहर, ग्राम, जंगल नदी-नाले सब भारत है।

सबसे अधिक भारत में जो रहते है—स्त्री-पुरुष, बच्चे, बूढ़े—भारत है। आप भी भारत हैं —उसके एक छोटे से टुकड़े हैं।" उन्हें कुछ आश्चर्य हुआ। उन्हें इसका विचार नहीं आया था कि हम भी भारत है। बाद मे वे समझ गये।

इस भारत की एकता हमें मजबूत रखनी है। जो लड़ते है, बेवकूफी करते हैं। इससे देश कमजोर हो जाता है। यह हमारी जायदाद है। इसकी सेवा करना, इससे लाभ उठाना और इसकी उन्नति की कोशिश करनी चाहिये। आप अच्छी बातें सीखिये, नहीं तो बड़े होकर कैसे भारत की सेवा होगी? हमी तो भारत है। तुम बड़े तगड़े हो, मजबूत हो, तुम्हारे शरीर मजबूत हों, दिमाग मजबूत हो। एक-दूसरे से मिलकर चलना सीखो। जो एक-दूसरे से अलग रहते है, वे अकलमन्द नहीं होते। जो खेलते-कूदते है, साथ मिलकर बड़े होते है, वे अच्छे होते है। ज्यों-ज्यों तुम बढ़ोगे अच्छी बातें सीखोगे। जो बच्चा अच्छा काम सीखता है, वह बड़ा होकर अच्छा और बड़ा आदमी बनता है।

मैंने आप लोगों का बड़ा समय लिया। अन्त मे तुम सब बच्चों को मेरा बहुत-बहुत प्यार और आशीर्वाद।

जय हिन्द !



## ક્વીન્સ રોડવાળુ' મકાન ખરીદાયું ત્યાંસુધી 'શ્રી સમાજ મકાન ફંડમાં દાન આપનાર સુખી શ્રીમંતો

| રકમ | દાતાનુ નામ | |
|---|---|---|
| 25000.00 | રાજરત્ન શેઠ શ્રી નાનજીભાઇ કાલિદાસ મહેતા | પોરબંદર |
| 7001.00 | શ્રી જગદીશચંદ્ર રાવજી ભાઈ પટેલ | દિલ્હી |
| 7001.00 | મે. વ્રજલાલ મણિલાલ એન્ડ કાં. | ,, |
| 5000.00 | ,, વિઠ્ઠલદાસ ધનજી ભાઇ | ,, |
| 5000.00 | શ્રી જાદવજી હીરજી વણીયા | ,, |
| 3001.00 | મે. રતિલાલ નારાણદાસ ગાંધી | ,, |
| 3001.00 | ,, તળશીભાઇ ગોરધનભાઇ પટેલ | ,, |
| 2001.00 | ,, કૃષ્ણકુમાર કાન્તિલાલ | ,, |
| 2000.00 | ,, રામજીભાઇ હંસરાજ કામાણી | ,, |
| 1501.00 | શ્રી જશવંતલાલ મલ્લારરાવ પટેલ | ,, |
| 1500.00 | એક સદ્‌ગૃહસ્થ તરફથી હા. ડા. લાભશંકર ભટ્ટ | ,, |
| 1252.00 | મે. મણિલાલ એન્ડ બ્રધર્સ | ,, |
| 1001.00 | ,, અંબાપ્રસાદ જાદવજી એન્ડ કાં. | ,, |
| 1001.00 | ,, રતનજી ભગવાનજી એન્ડ કાં. | ,, |
| 1001.00 | ,, ઠાકોરદાસ ગુલાબદાસ જરીવાળા | ,, |
| 1001.00 | ,, મનહરલાલ મોહનલાલ જરીવાળા | ,, |
| 1001.00 | ,, છગનલાલ જેકીશનદાસ જરીવાળા | ,, |
| 1001.00 | ,, રતિલાલ પુરુષોત્તમદાસ જરીવાળા | ,, |
| 1001.00 | ,, છગનલાલ ભીખાભાઇ જરીવાળા | ,, |
| 1001.00 | ,, લલ્લુભાઇ ભગવાનદાસ જરીવાળા | ,, |
| 1001.00 | ,, ભૂખણદાસ નાથુભાઇ જરીવાળા | ,, |
| 1001.00 | ,, વાડીલાલ લલ્લુભાઇ મહેતા | ,, |
| 1001.00 | ,, પુરુષોત્તમદાસ જેરાભાઇ પટેલ | ,, |
| 1001.00 | ,, છોટાભાઇ મોતીભાઇ પટેલ | ,, |
| 1001.00 | ,, રંગીલદાસ લાલચંદ જરીવાળા | ,, |
| 1001.00 | ,, મોતીરામ નરસિંહદાસ જરીવાળા | ,, |
| 1001.00 | ,, રમણલાલ ગોવિંદલાલ પટેલ | ,, |

| | | |
|---|---|---|
| 1001.00 | શ્રી ચિમનલાલ બાલુભાઈ શાહ | દિલ્હી |
| 1001.00 | ,, દ્વારકાદાસ દુર્લભજી ગડિયા | ,, |
| 1001.00 | ,, રણછોડલાલ મોહનલાલ | ,, |
| 1001.00 | ,, ચિમનલાલ મગનલાલ શાહ | ,, |
| 1000.00 | ,, ઇશ્વરલાલ શામળભાઈ પટેલ | ,, |
| 1000.00 | મે. જીવણલાલ લીમીટેડ | ,, |
| 1000.00 | ,, કેશવજી સન્સ એન્ડ કું. | ,, |
| 86,278.00 | | |

નોંધ :– રૂા. 1000 થી ઓછી રકમ આપનાર દાતાઓનાં નામો સ્થળ સંકોચને કારણે આપી શકયા નથી તે બદલ ક્ષમા યાચના કરીએ છીએ. અલબત્ત એ નાની-નાની રકમો મળીને પણ શ્રી સમાજને રૂા. 37,500 જેટલી રકમ દાનમાં મળેલી છે તે સાદર સ્વીકારીએ છીએ.



## શ્રી સમાજના જૂના ક્વીન્સ રોડવાળા મકાન અંગે તા. ૨૨-૮-૧૯૪૮ ને રોજ વ્યવસ્થાપક અને ટ્રસ્ટી મંડળની સંયુક્ત સભાએ નિશ્ચિત કરેલી લોન તેજ સમયે વગર વ્યાજે ભરપાઈ કરી આપનાર દિલ્હીના સદ્‌ગૃહસ્થો :

| રકમ | નામ | રકમ | નામ |
|---|---|---|---|
| 5000.00 | મે. વિઠ્ઠલદાસ ધનજીભાઈ | 2500.00 | મે. રમણિકલાલ મોહનલાલ એન્ડ કું. |
| 5000.00 | ,, હીરાચંદ દેવચંદ એન્ડ કું. | 1000.00 | શ્રી છોટુભાઈ વસનજી દેસાઈ, |
| 5000.00 | શ્રી જાદવજી હીરજી વણિયા | 1000.00 | ,, ગૌરીશંકર હીરજીભાઈ રાવળ |
| 5000.00 | મે. તુળસીભાઈ ગોરધનદાસ પટેલ | 1000.00 | ,, ગોવિંદલાલ આશાભાઈ પટેલ |
| 5000.00 | ,, કામાણી બ્રધર્સ | 1000.00 | ,, જગદીશચંદ્ર રાવજીભાઈ પટેલ |
| 5000.00 | સ્વ. લાલભાઈ ડાહ્યાભાઈ દેસાઈ | 1000.00 | મે. છગનલાલ જેકીશનદાસ જરીવાલા |
| 5000.00 | ,, યશવંતરાય સવાઈલાલ પંડ્યા | 1000.00 | શ્રી શિવચંદ શોભણદાસ મહેતા |
| 2500.00 | શ્રી નંદલાલ નાથાલાલ મહેતા | 1000.00 | મે. કાન્તિલાલ એન્ડ કું. |
| 2500.00 | સ્વ. દુર્ગાશંકર હિંમતરામ ભટ્ટ | 1000.00 | ,, છગનલાલ ભીખાભાઈ જરીવાલા |
| 2500.00 | શ્રી. જયંતિલાલ ચંદુલાલ શાહ | 1000.00 | શ્રી રામજી લવજી સંઘવી |
| 2500.00 | મે. મણિલાલ બ્રધર્સ | 1000.00 | મે. બોમ્બે રેસ્ટોરન્ટ |
| 2500.00 | શ્રી. શાન્તિલાલ નારાણદાસ ગામી | 1000.00 | ,, યુનાઈટેડ ફર્નિશીંગ કું., |
| 2500.00 | ,, મોહનલાલ સોમાલાલ શાહ | 1000.00 | ,, ગુલાબરાય કેશવરામ એન્ડ કું. |
| 2500.00 | ,, આદીશચંદ્ર અમ્રિલાલ ઓલ | 1000.00 | શ્રી હરજીવન વાલાભાઈ પટેલ |
| 2500.00 | સ્વ. હરિદાસ વાલજી સંપટ | | |
| 2500.00 | શ્રી મંગળદાસ વાલજી સંપટ | 73000.00 | |



# શ્રી દિલ્હી ગુજરાતી સમાજ (રજિ.) દિલ્હી

સંચાલિત

## સરદાર વલ્લભભાઇ ભવન—અતિથિગૃહ મકાન ફંડની યાદી

| રકમ | દાતાનું નામ |
|---|---|
| 1,00,000-00 | **મેસર્સ સિલ્ક એન્ડ આર્ટ સિલ્ક મિલ્સ એસોસીએશન લી.** રેશમ ભુવન, ૭૮, વીર નરિમાન રોડ, ફોર્ટ, મુંબઇ–૧. |

**આ રકમ માં નીચેના દાતાઓનો સમાવેશ છે :–**

6,483.37 મે. વિનટેક્ષ મિલ્સ.
3,494.48 ,, સાધના ટેક્ષટાઇલ્સ મિલ્સ પ્રા. લિ.
2,500.00 શ્રી શક્તિ મિલ્સ લી.
2,197.31 મે. સાસુન એન્ડ એલાયન્સ સિલ્ક મિલ્સ.
2,001.00 ,, જયફેબ્સ રેયોન ઇન્ડસ્ટ્રીઝ પ્રા. લી.
1,990.45 ,, બિપિન સિલ્ક મિલ્સ કું. પ્રા. લી.
1,981.29 ,, જસમીન મિલ્સ પ્રા. લી.
1,810.72 શ્રી અંબિકા સિલ્ક મિલ્સ કું. લી.
1,782.31 મે. ગ્વાલિયર રેયોન સિલ્ક મેન્યુ. (વીવીંગ) કું, લી.
1,745.02 ,, નાનીકરામ શોભરાજ મિલ્સ પ્રા. લી.
1,556.25 ,, મોદી રેયોન એન્ડ સિલ્ક મિલ્સ.
1,531.25 શ્રી શક્તિ મિલ્સ લી., નં. ૨.
1,522.31 મે. ધનામલ સિલ્ક મિલ્સ.
1,500.00 ,, ભારત વિજય વેલવેટ એન્ડ સિલ્ક મિલ્સ.
1,443.77 ,, ધમનવાલા સિલ્ક મિલ્સ.
1,187.52 શ્રી મહારાણા મિલ્સ પ્રા. લી.
1,176.94 ,, શક્તિ મિલ્સ લી, નં. ૧.
1,175.02 મે. સુરત સિલ્ક ગુડ્ઝ મિલ્સ.
1,131.27 ,, કલકત્તા સિલ્ક મેન્યુ. કું., લી.
1,081.26 ,, માસ્ટર સિલ્ક મિલ્સ પ્રા. લી.
1,043.76 ,, અશોક સિલ્ક મિલ્સ.

1,000.00 મે. અશોક વેલવેટ મેન્યુ., કું.
1,000.00 ,, રવિ ઇનસ્ટ્રીઝ.
1,000.00 ,, કમલા મિલ્સ લી.

43,365.30
56,634.70 સ્થળ સંકોચને કારણે રૂા. 1000, થી ઓછી રકમો નો સરવાળો

1,00,000.00

50,000.00 **શ્રી ગુજરાત સરકાર, સચિવાલય** અમદાવાદ

31,000.00 **શ્રી મફતલાલ ગ્રુપ :–** મફતલાલ હાઉસ, બેક બે રીકલેમેશન, મુંબઇ
7,500.00 ધી સ્ટાન્ડર્ડ મિલ્સ કું.
5,000.00 ,, ન્યુ શોરોક સ્પીનીંગ એન્ડ વીવીંગ કું., લી.
5,000.00 ,, મફતલાલ ફાઇન સ્પીનીંગ એન્ડ મેન્યુ. કું., લી.
3,000.00 મે. ગગલભાઇ જ્યુટ મિલ્સ પ્રા. લી.
2,500.00 ,, સાસુન સ્પીનીંગ એન્ડ વીવીંગ કું., લી.
2,500.00 ધી શોરેક સ્પીનીંગ એન્ડ મેન્યુ. કું., લી.
2,000.00 મે. મફતલાલ ગગલભાઇ એન્ડ કું., પ્રા. લી.
2,000.00 ,, ઇન્ડિયન ડાયઝ સ્ટફ ઇન્ડસ્ટ્રીઝ લી.
1,500.00 ,, સુરત કોટન સ્પીનીંગ એન્ડ વીવીંગ મિલ્સ (પ્રા.) લી.

25,000.00 **શ્રી કીલાચંદ દેવચંદ ગ્રુપ :–** ૭, જમશેદજી તાતા રોડ, ચર્ચ ગેઇટ રીકલેમેશન, મુંબઇ.
10,000.00 ધી બેંક ઓફ બરોડા લી.
7,500.00 મે. પોલી કેમ લી.
5,000.00 ,, ન્યુ જનરલ ઇન્સ્યુરન્સ કું., ઓફ ઇન્ડિયા લી.
2,500.00 ,, કેશર સુગર વર્કસ લી.

25,000.00 મેસર્સ નેશનલ રેયોન લી., ઇવાર્ટ હાઉસ, બ્રુસ સ્ટ્રીટ, પો. બો. નં. ૨૦૦, મુંબઇ–૧
18,875.00 મેસર્સ મસ્કતી કાપડ માર્કેટ મહાજન, રેલ્વે પુરા, પો. નં. ૨ અમદાવાદ.
1,001.00 મે. સુબોધચંદ પોપટલાલ
1,001.00 ,, અનુભાઇ મયાભાઇ

2,002.00
16,873.00 સ્થળ સંકોચને કારણે રૂા. 1000, થી ઓછી રકમોનો સરવાળો

18,875.00

15,000.00 શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઇ ચેરીટી ટ્રસ્ટ, પાનકોર નાકા, અમદાવાદ
13,356.00 **શ્રી કાપડ બજાર :–** મુળજી જેઠા માર્કેટ, મુંબઇ

12,500.00 મેસર્સ પટેલ એન્જિનીયરીંગ કું. લી. યુનાઇટેડ ઇન્ડિયા બિલ્ડીંગ,
સર પી. એમ. રોડ, ફોર્ટ, મુંબઇ-૧

10,000.00 ધી બામ્બે ઓઇલ સીડઝ એન્ડ એક્ષચેન્જ લી., જેનાબાઇ બિલ્ડીંગ,
મસ્જીદ બંદર રોડ, મુંબઇ-૩

10,000.00 ધી સિન્ધીયા સ્ટીમ નેવીગેશન કું. લી., સિન્ધીયા હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, ફોર્ટ, મુંબઇ-૧

10,000.00 મેસર્સ સાપુરજી પાલનજી એન્ડ કું., પ્રા. લી. ૭૦, મેન્ડ્રોઝ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ-૧

10,000.00 ધી પ્રિમીયર ઓટોમોબાઈલ્સ લી., કન્સ્ટ્રકશન હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, ફોર્ટ, મુંબઇ-૧

10,000.00 મેસર્સ અમૃતલાલ એન્ડ કું., પ્રા. લી., સિતલાદેવી રોડ, માહિમ, મુંબઇ.

10,000.00 મેસર્સ ન્યુ ઇન્ડિયા ઇન્સ્યુરન્સ કું., લી., મહાત્મા ગાંધી રોડ, ફોર્ટ, મુંબઇ-૧

10,000.00 મેસર્સ વાલચંદ ઇન્ડસ્ટ્રીઝ ચેરીટેબલ ટ્રસ્ટ,
કન્સ્ટ્રકશન હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, ફોર્ટ, મુંબઇ-૧

10,000.00 શ્રી કામાણી ગ્રુપ :– બેલાર્ડ એસ્ટેટ, ફોર્ટ, મુંબઇ-૧
- 2,500.00 મે. જયપુર મેટલ્સ એન્ડ ઇલેકટ્રીકલ્સ લી.
- 2,500.00 ,, કામાણી એન્જિનીયરીંગ કોરપોરેશન લી.
- 2,500.00 ,, કામાણી મેટલ્સ એન્ડ એલોઇઝ લી.
- 2,500.00 ,, કામાણી મેટેલીક ઓક્ષાઇડઝ લી.

10,000.00 શ્રી ઘીયા ગ્રુપ :– ૨૮, એપોલો સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ-૧
- 5,000.00 શ્રી ન્યુ ઇન્ડિયા ઇન્ડસ્ટ્રીઝ લી.
- 2,000.00 મે. ચીકા પ્રા. લી.
- 1,500.00 ,, એમ. સી. ઘીયા ચેરીટેબલ ટ્રસ્ટ
- 1,500.00 ,, આગફ઼ ઇન્ડિયા પ્રા. લી.

10,000.00 શ્રી ટાટા ગ્રુપ :– બોમ્બે હાઉસ, બ્રુસ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ-૧
- 5,000.00 મેસર્સ ટાટા સન્સ પ્રા. લી.
- 5,000.00 સર દોરાબજી જે. ટાટા ટ્રસ્ટ.

10,000.00 શ્રી ઠાકરસી ગ્રુપ :– સર વિઠ્ઠલદાસ ચેમ્બર્સ, ૧૬, એપોલો સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ-૧
- 2,500.00 મેસર્સ ઇન્ડિયન મેન્યુ. કું. લી.
- 2,500.00 મેસર્સ ક્રાઉન સ્પીનીંગ એન્ડ મેન્યુ. કું., લી.
- 2,500.00 મેસર્સ હિન્દુસ્તાન સ્પીનીંગ એન્ડ મેન્યુ., મિલ્સ કું., લી.
- 2,500.00 મેસર્સ વેસ્ટર્ન ઇન્ડીયા સ્પીનીંગ એન્ડ વીવીંગ કું. લી.

10,000.00 મેસર્સ ખટાઉ મકનજી સ્પીનીંગ એન્ડ વીવીંગ કું., લી.
લક્ષ્મી બિલ્ડીંગ, બેલાર્ડ રોડ, મુંબઇ-૧
- 5,000.00 મેસર્સ હિન્દુસ્તાન ઇલેકટ્રીક કું., લી.
ગ્રેહમ રોડ, બેલાર્ડ એસ્ટેટ, ફોર્ટ, મુંબઇ-૧
- 5,000.00 મેસર્સ પાવર કેબ્લસ પ્રા. લી. ,, ,,

10,000.00 10,000.00

| | | | |
|---|---|---|---|
| | 7,000.00 | મેસર્સ વોલેસ ફલોર મિલ્સ કું. લી. 9, વોલેસ સ્ટ્રીટ, ફોર્ટ, | મુંબઈ-૧ |
| | 3,000.00 | ,, ઇન્ડિયન પ્લાઇવુડ મેન્યુ., કું. પ્રા. લી. | |
| 10,000.00 | 10,000.00 | | |
| | 5,000.00 | મેસર્સ નાનુભાઇ જ્વેલર્સ, ૧૧૫, મહાત્મા ગાંધી રોડ, ફોર્ટ, | મુંબઈ-૧ |
| | 5,000.00 | ,, નાનુભાઇ ઇન્ડસ્ટ્રીઝ પ્રા. લી. | ,, |
| 10,000.00 | 10,000.00 | | |
| | 5,000-00 | મેસર્સ ગમન શાહ 198, ચર્ચ ગેઈટ રીક્લેમેશન, ફોર્ટ, | મુંબઈ-૧ |
| | 5,000.00 | ,, શાહ કન્સ્ટ્રકશન કું., પ્રા. લી. | મુંબઈ-૧ |
| 10,000.00 | 10,000.00 | | |
| | 5,000.00 | મેસર્સ રોહિત મિલ્સ લી., ખોખરા મહેમદાવાદ, | અમદાવાદ |
| | 5,000.00 | શેઠ શ્રી લલ્લુભાઇ ગોરધનદાસ મહેતા ચેરીટેબલ ટ્રસ્ટ, | અમદાવાદ-૮ |
| 10,000.00 | 10,000.00 | | |
| 10,000.00 | | શેઠ શ્રી અંબાલાલ સારાભાઇ ટ્રસ્ટ, કેલીકો મિલ્સ, જમાલપુર દરવાજા બહાર, | અમદાવાદ |
| 10,000.00 | | મેસર્સ જીવનલાલ (૧૯૨૯)લી. ક્રાઉન એલ્યુમિનિયમ હાઉસ, ૨૩, બ્રેબોર્ન રોડ, | કલકત્તા-૧ |
| 8,968.00 | | **શ્રી વડગાદી વિભાગ :–** રંગ બજાર | મુંબઈ |
| 7,636.00 | | મેસર્સ સિલ્ક મર્ચન્ટસ એસોસીએશન, ૪૮૦, કાલબાદેવી રોડ, | મુંબઈ-૨ |
| | 5,000.00 | મેસર્સ કોલ્હાપુર સુગર મિલ્સ લી.. | કોલ્હાપુર |
| | 1,500.00 | ,, હાસાનંદ ઠાકોરદાસ એન્ડ કું., | મુંબઈ-૧ |
| | 1,000.00 | ,, ડુંગરશી ગાંગજી એન્ડ સન્સ પ્રા. લી. | ,, |
| 7,500.00 | 7,500.00 | | |
| | 2,500.00 | મેસર્સ સ્વાન મિલ્સ લી. ચાર્ટર્ડ બેંક બિલ્ડીંગ મહાત્મા ગાંધી રોડ, | મુંબઈ-૧ |
| | 2,500.00 | મેસર્સ ફીન્લે મિલ્સ લી., ,, ,, ,, | ,, |
| | 2,500.00 | ,, ગોલ્ડ મોહર મિલ્સ, લી. ,, ,, ,, | ,, |
| 7,500.00 | 7,500.00 | | |
| | 3,000.00 | ધી ફેનિકસ મિલ્સ લી , મે. રામનારાયણ સન્સ પ્રા. લી. | મુંબઈ |
| | 3,000.00 | ,, ડોન મિલ્સ કું., લી. ,, | ,, |
| | 1,500.00 | ,, બ્રેડબરી મિલ્સ લી. | ,, |
| 7,500.00 | 7,500.00 | | |

7,450.00 શ્રી સમાજે યોજેલ "મકાન ફંડ" સાર્વજનિક સિનેમા શો આવક : દિલ્હી.

5,000.00 મેસર્સ સ્ટ્રકચર એન્જીનીયરીંગ વર્કસ લી.,
માનેકજી વાડીયા બિલ્ડીંગ ફોર્ટ, મુંબઇ-૧

2,000.00 મેસર્સ ઇન્ડિયન એક્ષપાનડેડ મિલ્સ પ્રા. લી. ફોર્ટ મુંબઇ ૧

7,000.00 7,000.00

6,000.00 શેઠ શ્રી ગિરધરદાસ હરિવલ્લભદાસ ટ્રસ્ટ ફંડ,
શેઠ શ્રી મંગળદાસ ગિરધલાલ બંગલો, લાલ દરવાજા, અમદાવાદ

5,001.00 મેસર્સ દેવકરણ નાનજી બેન્કીંગ કું. લી. ૧૭, હોનીમેન સરકલ ફોર્ટ, મુંબઇ-૧

5,001.00 શ્રી દામોદર આણંદજી ચેરીટેબલ ટ્રસ્ટ, 6૯, કારવા સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ-૧

5,001.00 મેસર્સ સ્ટોક એક્ષચેઇન્જ, ફોર્ટ, મુંબઇ-૧

5,001.00 મેસર્સ અમદાવાદ ગ્રેઇન મર્ચેન્ટસ એસોસીએશન, કાળુપુર, અમદાવાદ

5,000.00 શેઠ શ્રી નાનજી કાલીદાસ અને શ્રીમતી સંતોકબેન નાનજી ભાઇ મહેતા સહાયક ટ્રસ્ટ,
પોરબંદર

5,000.00 મેસર્સ નહાલચંદ લલ્લુચંદ (પ્રા.) લી , ૧૪, ન્યુ ક્વીન્સ રોડ, કાન્તિલાલ હાઉસ મુંબઇ-૧

5,000.00 સર પુરૂષોત્તમદાસ ઠાકુરદાસ અને દિવાળીબાઇ ચેરીટી ટ્રસ્ટ,
શ્રી રમણલાલ જી. સરાયા, નવસારી ચેમ્બર્સ, ફોર્ટ મુંબઇ-૧

5,000.00 મેસર્સ ગોલ્ડન ટોબેકો કું. (પ્રા.) લી. વિલેપાર્લે, મુંબઇ-૫૭

5,000-00 શ્રી રામ મિલ્સ લી. ફરગ્યુશન રોડ, પરેલ, મુંબઇ

5,000.00 ,, વેરાવલ રેયોન ઇન્ડસ્ટ્રીઝ (પ્રા.) લી. યુનાઇટેડ બિલ્ડીંગ, બીજે માળે,
સર પી. એમ. રોડ રોડ, મુંબઇ-૧

2,500.00 મે. ધ્રાંગધ્રા કેમીકલ વર્કસ લી., મે. સાહુ બ્રધર્સ (સૌરાષ્ટ્ર) પ્રા. લી.,
૧૫-એ, હોર્નીમેન સરકલ, ફોર્ટ, મુંબઇ-૧

1,250.00 ,, ધ્રાંગધ્રા ટ્રેડીંગ કું. (પ્રા.) લી. ,, ,, ,,

1,250.00 ,, બોમ્બે વ્યાપર (પ્રા.) લી. ,, ,, ,,

5,000.00 5,000.00

5,000.00 શ્રી અંબિકા મિલ્સ લી., પોસ્ટ બોકસ નં. ૧૧૨, અમદાવાદ

2,000.00 શેઠ શ્રી હરગોવનદાસ લક્ષ્મીચંદ ચેરીટી ટ્રસ્ટ, પોસ્ટ બોકસ નં. ૪૬,
અમદાવાદ.

2,000.00 ધી અમદાવાદ કોટન મેન્યુ. કું., લી. સારંગપુર દરવાજા બહાર, અમદાવાદ

1,000.00 મે. અમૃતલાલ હરગોવનદાસ એન્ડ બ્રધર્સ,
ટાઉન હોલ પાસે, એલીસબ્રીજ અમદાવાદ-૬

5,000.00 5,000.00

5,000.00 મેસર્સ મહેન્દ્ર મિલ્સ લી., મહેન્દ્ર ભુવન, ગાંધી બ્રીજ સામે એન, આર. રેલ્વે ક્રોસીંગ,
નવરંગપુરા, અમદાવાદ

2,250.00 શ્રી ન્યુ કોમર્શિયલ મિલ્સ કું. લી., પો. બો. નં. ૧૦૬૦, અમદાવાદ
1,750.00 ,, કોમર્શિયલ અમદાવાદ મિલ્સ કું. લી. ,, ,,
750.00 ,, તરુણ કોમર્શિયલ મિલ્સ કું. લી. ,, ,,
250.00 ,, ન્યુ નેશનલ મિલ્સ કું. લી. ,, ,,

5,000.00 5,000.00

5,000.00 મેસર્સ સારંગપુર કોટન મેન્યુફેક્ચરીંગ કું. લી. સારંગપુર દરવાજા બહાર, અમદાવાદ
2,500.00 શેઠ શ્રી મંગળદાસ જેસીંગભાઇ ચેરીટેબલ ટ્રસ્ટ,
જહાંગીર વકીલ મિલ્સ, પો. બો.નં. ૧૬ અમદાવાદ
2,500.00 ,, મણિલાલ જેશીંગભાઇ ચેરીટેબલ ટ્રસ્ટ, ,,

5,000.00 5,000.00

4,789.00 મેસર્સ બોમ્બે બ્રોકર્સ એસોસીયેશન, ૨૩૩/એ, શ્રોફ બજાર, મુંબઇ–૨
4,768.00 ,, સ્ટોક એક્ષ્ચેન્જ, ફોર્ટ ,,
2,500.00 મે. જગદીશ ઓઇલ ઇન્ડસ્ટ્રીઝ (પ્રા.) લી. ૨૯૬, સેમ્યુલ સ્ટ્રીટ, મુંબઇ–૩
500.00 શ્રી કાનજી મોરારજી ,, ,, ,,
500.00 મે. બોમ્બે ઓઇલ ઇન્ડસ્ટ્રીઝ (પ્રા.) લી. ,, ,, ,,

3,500.00 3,500.00

3,082.00 મે. ચોચ ડીલર્સ એસોસીએશન, મુંબઇ
3,001.00 ,, રામા ટ્રેડીંગ કું. ૨૬૩૫, નયા બજાર, દિલ્હી–૬
3,001.00 ,, જે. એમ. બોડીવાલા, ચાવડી બજાર, દિલ્હી
3,000.00 ,, બચ્છરાજ એન્ડ કું., (પ્રા.)લી. ૫૧, મહાત્માગાંધી રોડ, પો. બો. નં. ૧૭૯, ફોર્ટ મુંબઇ–૧
2,501.00 ,, કોટક એન્ડ કું., નવસારી બિલ્ડીંગ, હોર્નબી રોડ, ફોર્ટ, મુંબઇ–૧
2,501.00 શેઠ શ્રી હર્ષદકુમાર કેશવલાલ, અમદાવાદ
2,500.00 ધી અરજન એન્ડ દેવજી સાર્વજનિક ટ્રસ્ટ, વેસ્ટર્ન ઇન્ડિયા હાઉસ, સર પી. એમ. રોડ
જી. પી. ઓ. બો. નં. ૩, ફોર્ટ મુંબઇ–૧
2,500.00 મે. ન્યુ સ્ટાન્ડર્ડ એન્જીનીયરીંગ વર્કસ લી., ડરોલ રોડ, મુંબઇ–૧૩
2,500.00 ,, કેશવલાલ તલકચંદ (પ્રા.) લી., ઇન્ડિયા હાઉસ, જી. પી. ઓ. સામે, ફોર્ટ મુંબઇ–૧
2,500.00 ધી ન્યુ મહાલક્ષ્મી સિલ્ક મિલ્સ મિલ્સ (પ્રા.) લી., ડાયમન્ડ બિલ્ડીંગ, લોહાર ચાલ, મુંબઇ
2,500.00 શેઠ શ્રી નેમચંદ કપુરાભાઇ એન્ડ બાઇ લાડકી બાઇ નેમચંદ ચેરીટી ટ્રસ્ટ, રેશમી ચેમ્બર્સ,
ન્યુ ક્વીન્સ રોડ, મુંબઇ

2,500.00 શ્રીમતી મંગલાબેન આર. ઝાટકીયા, શાહ બાગ, પેડર રોડ, મુંબઇ
2,500.00 મે. એ. એચ. ભીવન્ડીવાલા એન્ડ કું., (બોમ્બે) પ્રા. લી.,
૯૩/૯૫, કાઝી સૈયદ સ્ટ્રીટ, મુંબઇ–૩
1,500,00 મે. ભાવનગર વેજીટેબલ પ્રોડકટસ લી.
૧૧૧, મહાત્મા ગાંધી રોડ, ફોર્ટ, મુંબઇ–૧
1,000.00 ,, આર. રતિલાલ એન્ડ કું., ,, ,, ,,

2,500.00 2,500.00

2,500.00 મે. પોદાર મિલ્સ લી., મુંબઇ
2,500.00 ,, શક્તિ મિલ્સ લી., ,,
2,500.00 શેઠ શ્રી ગીરધરલાલ ચેરીટી ટ્રસ્ટ ,,
2,500.00 ,, નારાયણ દાસ પરમાનંદ દાસ ,,
2,500.00 મે. ઓલ ઇન્ડિયા ઇમ્પોર્ટર્સ એસોસીએશન મુંબઇ–૧
2,500.00 શેઠ શ્રી છગનલાલ કસ્તુરચંદ, લાલસીંગ બિલ્ડીંગ, શેખ મેમન સ્ટ્રીટ, મુંબઇ–૨
2,500.00 મે. ગ્રેઇન એન્ડ ઓઇલ સીડઝ મર્ચન્ટસ એસોસીએશન, ગ્રેઇન સીડઝ હાઉસ,
મસ્જીદ બંદર, મુંબઇ–૩
1,500.00 મે. અમદાવાદ જ્યુપીટર સ્પી. વીવીંગ એન્ડ મેન્યુ., કું. લી. અમદાવાદ
1,000.00 ,, એમ. પરખ એન્ડ કું. (પ્રા) લી. ૨૮, એપોલો સ્ટ્રીટ, મુંબઇ

2,500.00 2,500.00

2,500.00 મે. મધુસુદન ગોવિંદલાલ, વિષ્ણુ બજાર, ક્લોથ માર્કેટ, દિલ્હી–૬
2,500.00 ,, મણિલાલ એન્ડ બ્રધર્સ, ચાવડીબજાર દિલ્હી
2,500.00 ,, સુરતી હિન્દુ લોજ, ૯ બાગ દીવાર, દિલ્હી–૬
2 025.00 ,, માર્કેટ સિલ્ક મર્ચન્ટસ એસોસીએશન, મુળજી જેઠા માર્કેટ હોલ, મુંબઇ
1,001.00 મે. બંસીધર (પ્રા.)લી. રાયપુર દરવાજા બહાર, સીટી મિલ્સ સામે, કાંકરીયા રોડ, અમદાવાદ
2,001.00 શેઠ શ્રી ભાઇદાસ અચરતલાલ, વિજય મિલ્સ કું. લી., નરોડા રોડ, અમદાવાદ
2,001.00 મે. અમદાવાદ કોટન મર્ચન્ટસ એસોસીએશન, માણેક ચોક, ,,
1,501.00 શેઠ શ્રી પી. એમ. હઠીસિંહ, ધી કાંટા રોડ, અમદાવાદ
1,501.00 મે. દેસાઇ એન્ડ કું. પત્થરવાલા, ચંદનીચોક, દિલ્હી–૬
1,501.00 ,, રમણલાલ ગોવિંદલાલ, નયા બાંસ, દિલ્હી–૬
1,500.00 ,, ચિમનલાલ માણેકલાલ એન્ડ કું. (પ્રા.)લી, ધી અમદાવાદ શ્રી રામકૃષ્ણ મિલ્સ પ્રા. લી.
ગોમતીપુર, રેલ્વેપુરા, અમદાવાદ–૧૦
1,251.00 મે. તેજાજી ફરસરામ ખારાવાલા (પ્રા.) લી. આસ્ટોડીયા રોડ, અમદાવાદ
1,250.00 ,, રતનજી ભગવાનજી એન્ડ કું. ચાવડી બજાર, દિલ્હી
1,001.00 ,, ભવાનીદાસ ગંગાદાસ એન્ડ કું., (પ્રા.) લી.
૨૩૩/૩૫, સેમ્પુલ સ્ટ્રીટ, વડગાદી મુંબઇ–૩

1,001.00 મે. ઇન્ટરનેશનલ રિસર્ચ લેબોરેટરીઝ, ૩૪૭, સેમ્યુલ સ્ટ્રીટ, વડગાદી, મુંબઇ-
1,001.00 ,, ઝવેરચંદ ખીમજી રંગવાલા ૨૩૩/૩૫, ,, ,, ,,
1,001.00 ,, પ્રભાદેવી ડાયઝ એન્ડ કેમીકલ કું., પ્રા. લી. ,, ,, ,, ,,
1,001.00 ,, વીનશીલ કેમીકલ ઇન્ડસ્ટ્રીઝ, માનેક ચેમ્બર્સ ,, ,, ,,
1,001.00 ,, ઈન્ડિયન ગ્રેઈન ડીલર્સ ફેડરેશન, શીવ મહાલ, ૮૪/૮૬, મહેશ્વરી રોડ, મુંબઇ-૯
1,001.00 ,, શીવજી લીલાધર ડાયઝ એન્ડ કેમીકલ મર્ચન્ટસ, ૩૩૪, સેમ્યુલ સ્ટ્રીટ, વડગાદી મુંબઇ-૩
1,001.00 ,, ધનજી લધાભાઇ એન્ડ કું. પો. બો. નં. ૨૪૦૩, મુંબઇ-૨
1,001.00 ,, બિહારી મિલ્સ લી. પો. બો. નં ૪, અમદાવાદ
1,001.00 ,, છોટાલાલ જમનાદાસ એન્ડ કું દેવશાના પાડા સામે, ,,
1,001.00 શ્રી અમદાવાદ નવા માધુપુરા વેપારી મહાજન, નવામાધુપુર, ,,
1,001.00 ધી અમદાવાદ કોંગરી એન્ડ સુગર મર્ચન્ટસ એસો., રેલ્વેપુરા, ચોખા બજાર, ,,
1,001.00 મે. ઠક્કર લીલાધર વાલજીભાઇ, નરોત્તમ બિલ્ડીંગ, કપાસીયા બજાર, અમદાવાદ-૨
1,001.00 ,, માણેકલાલ હરિલાલ સ્પીનીંગ એન્ડ મેન્યુ. કું, લી.
સરસપુર રોડ, પો. બો. નં. ૧૦૪૭, અમદાવાદ-૨
1,001.00 ,, વેસ્ટ ઇન્ડિયા કોટન એસોસીએશન લી. માણેકચોક, અમદાવાદ-૨
1,001.00 ,, બંસીધર કલોથ પ્રિન્ટીંગ વર્કસ (પ્રા.) લી. નરોડા રોડ, ,,
1,001.00 ,, વિવેકાનંદ મિલ્સ લી. ગોમતીપુર રોડ, ,,
1,001.00 ,, કૈસરે હિંદ મિલ્સ કું, લી. સારંગપુર દરવાજા બહાર, ,,
1,001.00 ,, અનંત મિલ્સ કું, લી. રખીયાલ રોડ, અમદાવાદ
1,001.00 ,, અમદાવાદ સારંગપુર મિલ્સ કું. લી. સારંપુર દરવાજા વહાર, અમદાવાદ-૨૧
1,001.00 ,, બી. એમ. શાહ, પત્થરવાલા ચાંદની ચોક, દિલ્હી-૬
1,001.00 ,, મોતી ટાકીઝ ,, ,,
1,001.00 ,, જમનાદાસ એન્ડ કું. ચાંદનીચોક, દિલ્હી-૬
1,001.00 ,, સુરત ચેમ્બર્સ ઓફ કોમર્સ, સુરત
1,001.00 શેઠ શ્રી નંદલાલ કસ્તુરચંદ દલાલ, પત્થરવાલા, ચાંદનીચોક, દિલ્હી-૬
1,001.00 શેઠ શ્રી ચંદુલાલ છગનલાલ ઝવેરી, તમ્બાકુ કટરા, ખારીબાવડી, દિલ્હી-૬
1,001.00 ,, મંગલદાસ વાલજી સંપટ, કટરા ચોબાન, ચાંદની ચોક, દિલ્હી-૬
1,001.00 મે. ગોદરેજ એન્ડ બોયેઝ મેન્યુ., કું (પ્રા.) લી., લાલબાગ, પરેલ, મુંબઈ-૧૨
1,000.00 ,, બોમ્બે રાઇસ મર્ચન્ટસ (પ્રા.) લી., વડગાદી, મુંબઈ-૯
1,000.00 ,, સેન્ટ્રલ ડાયઝ (પ્રોડકટસ) પ્રા. લી., વડગાદી, મુંબઈ-૩

1,000.00 મે. વલીયા બ્રધર્સ, ગરીબડુ સ્ટ્રીટ, વડગાદી, મુંબઈ–૩

1,000.00 ,, બોમ્બે મેટલ એક્ષચેન્જ લી., ગોગટે મેન્શન, કિકા સ્ટ્રીટ કાલબાદેવી રોડ, મુંબઈ–૨

1,000.00 ,, બોમ્બે મેટલ સિન્ડીકેટ, ૧૬૬, કિકા સ્ટ્રીટ, ગુલાલવાડી, મુંબઈ–૪

1,000.00 મે. નગરી મિલ્સ કું., લી. ગોમતીપુર, અમદાવાદ–૨

1,000.00 ધી અજીત મિલ્સ લી., રેલ્વે પુરા, પો. બો. નં. ૧૦૬૭, ,,

1,000.00 ,, ગિધરલાલ હરિલાલ એન્ડ કું. (ચેરીટી A.C.) શાહીબાગ અમદાવાદ

નોંધ :– રૂા. 1000 થી ઓછી રકમ આપનારદાતાઓના નામો સ્થળસંકોચને કારણે આપી શકયા નથી તે બદલ ક્ષમાયાચના. આ નાની નાની રકમોનો સરવાળો લગભગ રૂા. ૩૪૦૦૦ જેટલો થાય છે, તે બદલ સમાજ સૌનો ઋણી છે.



લુડલો કેસલ રોડ પરના ઉચ્ચતર માધ્યમિક વિદ્યાલય પાછળનો બ્લોક બાંધવા માટે વ્યાજે અથવા વગર વ્યાજે તા. ૨૨-૯-૧૯૬૫ ના અનુસાર સમાજને નાણાં ધીરનાર દિલ્હીના સદ્‌ગૃહસ્થો :

| રકમ | નામ |
|---|---|
| 50,000.00 | ધી ગુજરાત એજ્યુકેશન સોસાયટી (રજિ.) |
| 25,000.00 | શ્રીમતી ભારતી આર. માંકડ અને શ્રી નીતિન માંકડ |
| 19,000.00 | શ્રી ઇન્દુકુમાર ગૌરીશંકર રાવલ |
| 18,000.00 | ,, દિલ્હી ગુજરાતી શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ. |
| 12,000.00 | ,, ગૌરીશંકર હીરજીભાઇ રાવલ |
| 10,000.00 | ,, ભગુભાઇ જમનાદાસ શાહ |
| 10,000.00 | મે. ટેક્ષટાઇલ ઇમ્પોર્ટીંગ કું. એજન્સી |
| 10,000.00 | શ્રીમતી નિરંજનાબ્હેન દ્રુપદ પી. જોષી |
| 6,000.00 | શ્રી કેશવલાલ ભૂખણદાસ શાહ |
| 5,000.00 | ધી ગુજરાત યંગમેન્સ એસોસીએશન (રજિ.) |
| 5,000.00 | મે. અતુભાઇ મયાભાઇ |
| 5,000.00 | શ્રી નંદલાલ નાથાલાલ મ્હેતા |
| 5,000.00 | ,, હરખચંદ મોતીચંદ શાહ, ચોરવાડ |
| 5,000.00 | ,, ચંપકલાલ પરમાણંદદાસ મ્હેતા |
| 5,000.00 | શ્રીમતી કાન્તાબ્હેન લાલભાઇ દેસાઇ |
| 5,000.00 | મે. મણિલાલ એન્ડ બ્રધર્સ |
| 5,000.00 | ,, મધુસૂદન ગોવિંદલાલ |
| 5,000.00 | શ્રી એચ. ડી. વોરા |
| 5,000.00 | મે. કોન્વેસ્ટ (પ્રા.) લી. |
| 5,000.00 | શ્રીમતી રમાબેન ભગુભાઇ પટેલ |
| 5,000.00 | શ્રી અમૃતલાલ એન. પારેખ |
| 5,000.00 | મે. અજમેરા વુલન મિલ્સ |

3000.00 શ્રીમતી ઉર્મિલાબેન જરીવાલા
2,500.00 શ્રી મનસુખલાલ ભૂખણદાસ શાહ
2,500.00 ,, પનાલાલ ભૂખણદાસ શાહ
2,500.00 ,, મનસુખલાલ અને પનાલાલ શાહ
2,500.00 બેન સુનંદા દેવી
2,500.00 ,, ઉષાકુમારી
2,500.00 શ્રીમતી દુર્ગાબહેન દીનેશ મહેતા
2,500.00 શ્રી રતિલાલ પોપટલાલ શાહ
2,000.00 શ્રીમતી સુમિત્રાબેન આર. શાહ
2,000.00 ,, ઇન્દિરાબેન જરીવાલા
2,000.00 ,, મણિબેન એચ. પટેલ
2,000.00 ,, સરલાબેન આર. પટેલ
2,000.00 શ્રી બકુભાઇ એન. શાહ
2,000.00 ડા. ગિરીશભાઇ પટેલ
2,000.00 શ્રીમતી મધુબહેન ગિરીષભાઇ પટેલ
2,000.00 ,, મુક્તાબહેન ધીરજલાલ મહેતા
2,000.00 ,, મહેરુ આર. ઇરાની
2,000.00 ,, પ્રભાબહેન હિંમતલાલ ઠક્કર
1,000.00 મે. હિંદ ડાયઝ એન્ડ સેલ્સ કોર્પો.
1,000.00 શ્રી બાબુભાઇ આર. શાહ
1,000.00 ,, ચંપકલાલ પી. મહેતા

---

2,68,500.00

---



લુડલો કેસલ રોડ પરના વિદ્યાલયમાં પંખાઓ વસાવવા વગર વ્યાજે લોન પૂરી પાડનાર દિલ્હી ના સદ્‌ગૃહસ્થો :

| રકમ | નામ |
|---|---|
| 11,000.00 | મે. દિલ્હી રાજકોટ એનામલ વર્કસ |
| 1,100.00 | ,, જયંત ઓઇલ ટ્રેડર્સ |
| 1,100.00 | ,, લીલાધર વાઘજીભાઇ |
| 1,100.00 | ,, કીરણ ટ્રેડિંગ કું. |
| 1,100.00 | ,, ખેડૂત ઓઇલ ટ્રેડર્સ |
| 1,100.00 | ,, વેલાણી ઓઇલ ટ્રેડર્સ |
| 1,100.00 | ,, હીરજી જીવરાજ એન્ડ કું. |
| 1,100.00 | ,, કે. ડી. પટેલ |
| 1,100.00 | ,, પ્રકાશ ઓઇલ ટ્રેડર્સ |
| 1,100.00 | શ્રીમતી પ્રભાવતી હિંમતલાલ ઠક્કર |
| 1,100.00 | ,, કસ્તૂરીબેન એલ. પટેલ |
| 22,000.00 | |

નોંધ : આ લોન સંપૂર્ણપણે શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ-ઝરીયાએ દાન કરી ભરી આપી, ફરી 'સમાજ' પ્રત્યે પોતાની સન્નિષ્ઠા દર્શાવી.



## શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ ગુજરાત હાયર સેકેન્ડરી સ્કૂલ મકાન ફંડ ખાતે આવેલ દાનની યાદી

3,00,013.00 શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ — ઝરીયા

50.000.00 ,, ગુજરાત સરકાર, સચિવાલય — અમદાવાદ

26,001.00 ધી ગુજરાત યંગમેન્સ એસોસીએશન — દિલ્હી

11,000.00 રાજમિત્ર શ્રી ભાઇલાલ અમીન ચેરીટેબલ ટ્રસ્ટ — વડોદરા

10 000.00 મે. એલેમ્બીકસ નીચે મુજબ :-

- 5,000.00 મે. એલેમ્બીક કેમીકલ વર્કસ કું. લી. — બરોડા–3
- 5,000.00 ,, એલેમ્બીક ગ્લાસ ઇન્ડસ્ટ્રીઝ — ,,

9,102.00 મે. સુરતી હિન્દુ લોજ, 9, બાગ દિવાર, નીચેની વિગતે :– — દિલ્હી

- 8,101.00 સરદાર વલ્લભભાઇ ભવન ઉદ્દઘાટન તા. 21–4–63 નાં શુભ દિને ચાંદની કાતર અને રકાબીના લિલામ નિમિત્ત.
- 1,001.00 શાળા મકાન ફંડ ભેટ

7,001.00 મે- મધુસુદન-ગોવિંદલાલ, વિષ્નુ બજાર, કલોથ માર્કેટ, નીચે મુજબ :– — દિલ્હી

- 5,001.00 શાળામકાન ફંડ ભેટ
- 2,000.00 સ્કૂલ ભવન શિલારોપણ તા. 12–12–63 ના શુભ દિને ચાંદીના ધુનાઇડાના લિલામ નિમિત્તે.

7,001.00 મે. જીવનલાલ (1929) લી., ક્રાઉન એલ્યુમિનિયમ હાઉસ, 23, બ્રેબોને રોડ, કલકત્તા-1

5,100.00 ,, અશોક વુલન મિલ્સ, 7, રાજપુર રોડ, સિવિલ લાઇન્સ, — દિલ્હી–6

5,001.00 શ્રી નંદલાલ એન. મહેના, 96-એમ, બ્લૉક, કોનૉટ પ્લેસ, — ન્યુ દિલ્હી

5,001.00 મે. ઇન્ડિયન એલ્યુમિનિયમ કેબલ્સ લી. 9, રેટન્ડેન રોડ, — ન્યુ દિલ્હી

5,001.00 શ્રીમતી પુરીબાઇ મગનલાલ એન્ડ મગનલાલ થાવરદાસ ચેરીટેબલ ટ્રસ્ટ, "શાહ હાઉસ" પી.-34, ઇન્ડિયા એક્ષચેંજ પ્લેસ, — કલકત્તા–1

5,001.00 મે. રામા ટ્રેડીંગ કું. 2635, નયાબજાર, — દિલ્હી–6

5,001.00 શ્રી છોટુભાઇ વસનજી દેસાઇ, મોતી ટોકીઝ, — ,,

5,001.00 મે. મણિલાલ એન્ડ બ્રધર્સ, 8, ચાવડી બજાર, — ,,

3,501.00 ગં. સ્વ. હીરાબેન હરિદાસ વાલજી સંપટ, કલોથ માર્કેટ, — ,,

3,501.00 મે. મંગલદાસ વાલજી, કટ્રા ચોબાન ચાંદની ચોક, — ,,

3,000.00 શ્રી જયંતીલાલ ત્રીકમદાસ મહાદેવીયા, 21, જયમહલ એસ્ટેટ, લોહાર ચાલ — મુંબઇ–2

2,500.00 શ્રીમતી કાન્તાબેન લાલભાઇ દેસાઇ, મેસર્સ દેસાઇ એન્ડ કું. પત્થરવાલા, — દિલ્હી–6

2,501.00 મે. ગુજરાત ટોબેકો હાઉસ, ઈશ્વર ભુવન, ખારીબાવડી, દિલ્હી–૬
2,501.00 ,, શ્રીરામ મિલ્સ લી., ફરગ્યુશન રોડ, લોવર પરેલ, મુંબઈ–13
2,500.00 શેઠ શ્રી દુર્ગાપ્રસાદજી, ચેરમેન મેસર્સ ફેરો એલોયઝ કોર્પોરેશન લી. પોસ્ટ. તુમ્સર,
ડીસ્ટ્રીક્ટ : ભંડારા. (મહારાષ્ટ્ર)

2,500.00 મે. કોનવેસ્ટ પ્રાયવેટ લી. કાશ્મીરી ગેઈટ, દિલ્હી–6
2,500.00 ,, ખીમજીવશરામ એન્ડ સન્સપબ્લીક ચેરીટેબલ ટ્રસ્ટ, 192, દાદાભાઈ નવરોજી રોડ મુંબઈ-1
2,100.00 ગં. સ્વ. કસુંબાબેન નરસેરામ વોરા, મે. દિલ્હી રાજકોટ એનેમલ વકર્સ,
કુચા મહાજની, દિલ્હી–6
2,000.00 1,000.00 મે. અમદાવાદ મેન્યુફેક્ચરીંગ એન્ડ કેલીકો પ્રિન્ટીંગ કં., લી.
પો. બો. નં. 12, અમદાવાદ

1,000.00 .. કરમચંદ પ્રેમચંદ (પ્રા.) લી., મેસર્સ સારાભાઈ કેમિકલ્સ,
પો. બો. નં. 12 અમદાવાદ

1,501.00 મે. ત્રિભોવનદાસ એન્ડ સન્સ, 26, સબજીમંડી, દિલ્હી–6
1,501.00 શ્રી ઠાકુભાઈ વી. ગાંધી, 11 સ્વદેશી માર્કેટ, સદર બાજાર ,,
1,501.00 મે. એવરેડી સ્ટોર, ,, ,,
1,501.00 ,, રમણલાલ ગોવિંદલાલ, નયાબાંસ, ,,
1,250.00 સ્વ. મગનલાલ શંકરભાઈ પટેલ, એમ. પી., સયાજીગંજ, મગનવાડી, વડોદરા
1,101.00 મે. મનહરલાલ મોહનલાલ જરીવાલા, કિનારી બજાર, દિલ્હી–6
1,001.00 ,, જીતેન્દ્રલાલ વિનાયકલાલ જરીવાલા, ,, ,,
1,001.00 ,, ચુનિલાલ રણછોડલાલ જરીવાલા, લાલ દરવાજા, ગુંદી શેરી, સુરત
1,001.00 શ્રી ગૌરીશંકર હીરજી રાવલ, 4156, નયાબજાર, દિલ્હી–6
1,001.00 ,, જગજીવનદાસ હિરાચંદ ઝોંસા, કૃષ્ણ બજાર, કલોથ માર્કેટ, ,,
1,001.00 મે. કાન્તિલાલ એન્ડ કં., ગણેશ બજાર, ,, ,,
1,001.00 ,, ફોનિકસ વોચ કં., ચાંદની ચોક, ,,
1·001.00 શ્રીમતી શાન્તાબેન દ્વારકાદાસ ગઢિયા,
મે. તુલસીદાસ ગોરધનદાસ એન્ડ કં., નયા બાંસ, દિલ્હી–6

1.001.00 શ્રીમતી ચંચળબેન નંદલાલ દલાલ, પત્થરવાલા, ,,
1.00100 મેસર્સ નેશનલ ટ્રાન્સપોર્ટ કં., મુસ્તફા બિલ્ડીંગ, ફિરોઝશાહ મહેતા રોડ, મુંબઈ
1.001.00 શ્રી બી. એમ. શાહ. 10, પ્લાઝા સિનેમા બિલ્ડીંગ, કોનોટ પ્લેસ, ન્યુ દિલ્હી
1,001.00 ,, સંસ્કાર કેન્દ્ર, કમલાનગર દિલ્હી
1.001.00 શેઠ શ્રી નાનજીભાઈ કાલીદાસ મહેતા, મહર્ષિ દયાનંદ સરસ્વતી મહાવિદ્યાલય
સ્મારક ટ્રસ્ટ પોસ્ટ બોક્ષ નંબર 1, પોરબંદર

1.001.00 ધી ફેડરેશન ઓફ બોમ્બે રીટેલ કલોથ ડીલર્સ એસોસિએશન. ફેડરેશન હાઉસ,
24/30. પહેલી મરીન સ્ટ્રીટ, ધોબી તલાવ, મુંબઈ
1,001.00 મે. નિયો કેમિકલ્સ, 458, જી. ટી. રોડ, શંભુનાથ કમ્પાઉન્ડ, શહાદરા, દિલ્હી

1,001.00 મે. સ્વસ્તિક ટેક્ષટાઇલ્સ ટ્રેડીંગ કું., પ્રા. લી., મોતીલાલ હીરાભાઇ માર્કેટ,
રેલ્વે પુરા, અમદાવાદ

1,001.00 ધી ઓમ્બે પીસ ગુડઝ મર્ચન્ટસ મહાજન (એસોસીએશન), મુળજી જેઠા માર્કેટ,
250, શેખ મેમન સ્ટ્રીટ, મુંબઇ

1,001.00 ,, ઓમ્બે મેટલ ડીપો, પહેલો માળ, ૬૬-90 ત્રીજી ભોઇવાડા, ભુલેશ્વર, મુંબઇ–2

1,001.00 મે. જયંત ઓઇલ ટ્રેડર્સ, 1, કોરોનેશન હોટેલ, ફતેહપુરી, દિલ્હી–6

1,001.00 ,, કૃષ્ણા ઓઇલ ટ્રેડર્સ, કોરોનેશન હોટેલ, ,, ,,

1,001.00 ,, સાપરીયા એન્ડ કું., 15, ,, ,, ,,

1,001.00 ,, ખેડુત ઓઇલ ટ્રેડર્સ, 4127, નયા બજાર, ,,

1,001.00 ,, જયંત બ્રધર્સ, કુચા દયારામ, ચાવડી બજાર, ,,

1,001.00 શ્રી ચંપકલાલ પુરુષોત્તમદાસ મહેતા, મેસર્સ ટેક્ષટાઇલ ટ્રેડીંગ કું., પ્રા. લી.,
મોતીલાલ હીરાભાઇ માર્કેટ, રેલ્વેપુરા પોસ્ટ, અમદાવાદ

1,001.00 શ્રી ચુનિલાલ કે. કોઠારી, ચાંદ પોળ બજાર, જયપુર

1,001.00 ,, નવરાત્ર ઉત્સવ મંડળ, ૧૦, બાગ દિવાર, દિલ્હી

1,000.00 મે. ઇન્ડસ્ટ્રીયલ સપ્લાઇઝ કોરપોરેશન, સકીનાકા, કુરલા–અંધેરી રોડ, મુંબઇ–70

1,000,00 ધી હરજીવન વસનજી ચેરીટેબલ ટ્રસ્ટ, 129, વિઠ્ઠલભાઇ પટેલ રોડ,
મણિયાર બિલ્ડીંગ, ત્રીજે માળે, મુંબઇ–4

1,000.00 ,, રીટેલ ગ્રેન ડીલર્સ ફેડરેશન, શીવ-મહાલ, 84-86, ડો. મહેશ્વરી રોડ, મુંબઇ–9



## શ્રી દિલ્હી ગુજરાતી સમાજ (રજિ.) દિલ્હી

### હીરક જયંતિ મહોત્સવના

સુઅવસરે

# મહાત્મા ગાંધી સંસ્કૃતિ કેન્દ્ર

### ભવન નિર્માણ અર્થે શરૂ કરેલ મકાન ફંડમાં આવેલ દાનની યાદી

| રકમ | દાતા | |
|---|---|---|
| 1,00,000.00 | શ્રી શ્રી લક્ષ્મીનાગયણ ટ્રસ્ટ | ઝરીયા |
| 1,00,000.00 | મે કામાણી બ્રધર્સ (પ્રા) લી. | મુંબઇ–26 |
| 50.000.00 | શ્રી ગુજરાત સરકાર | અમદાવાદ |
| 50,000.00 | શ્રી સિલ્ક એન્ડ રેયોન ટેક્ષટાઇલ્સ એક્ષપોર્ટ પ્રમોશન કાઉન્સીલ. | મુંબઇ |
| 50,000.00 | ધી ગુજરાત કો-ઓપરેટીવ સોસાયટીઝ ઓફ ગુજરાત સ્ટેટ, દા. શ્રી કાન્તિલાલ ઘીઆ | અમદાવાદ |
| 37,500.00 | મે. મફતલાલ ગ્રુપ : દા શ્રી અરવિંદલાલ મફતલાલ | મુંબઇ |
| 10,001.00 | ,, નેશનલ રેયોન કોરપોરેશન લી., | મુંબઇ |
| 10,001.00 | શ્રી નરસી મોનજી એન્ડ જમનબાઈ નરસી પબ્લીક ચેરીટેબલ ટ્રસ્ટ | મુંબઇ |
| 10,000.00 | ,, રૂબી મિલ્સ લી., | મુંબઇ |
| 7,500.00 | શ્રી કૃષ્ણા પ્રા. લી., | કલકત્તા |
| 10,000-00 7,500.00 | શ્રી રામ મિલ્સ ચેરીટેબલ ટ્રસ્ટ | મુંબઇ |
| 10,000-00 5,000.00 | મે. અમર ડાય-કેમ લી., | મુંબઇ |
| 5,001.00 | મે. ફીલાચંદ દેવચંદ ચેરીટી ટ્રસ્ટ | મુંબઇ |
| 5,000 00 | ,, સિલ્ક એન્ડ આર્ટ સિલ્ક મિલ્સ અસોસીએશન | મુંબઇ |
| 5,000.00 | ન્યુ હેવન સ્ટીલ બોલ કોરપોરેશન | બોમ્બે |
| 5,000.00 | શ્રી કસ્તુરભાઈ લાલભાઈ ચેરીટીઝ ટ્રસ્ટ | અમદાવાદ |
| 5,000.00 | ,, હિન્દુસ્તાન ટ્રેકટર્સ લી. | મુંબઇ |
| 5,000.00 | શ્રી ઉપેન્દ્ર ભાઇ પટેલ | મુંબઇ |
| 5,000.00 | સર દોરાબજી ટાટા ટ્રસ્ટ | મુંબઇ |
| 3,000.00 | શ્રી લલ્લુભાઇ ગોરધનદાસ મહેતા ચેરીટેબલ ટ્રસ્ટ, | અમદાવાદ |

2,500.00 મે. ફિલિપ્સ કાર્બન બ્લેક લી., કલકત્તા
2,500.00 ,, મોહિની થાપર ચેરીટેબલ ટ્રસ્ટ ન્યુ દિલ્હી
2,500.00 ,, પાવર કેબલ્સ પ્રા., લી., મુંબઇ
2,500.00 ,, બિલિમોરિયા એન્ડ છોટુભાઇ દિલ્હી
1,501.00 ,, ઇન્ટરનેશનલ ટ્રેડિંગ કું., ન્યુ દિલ્હી
1,100.00 ,, કોન્વેસ્ટ પ્રા., લી., દિલ્હી
1,001.00 મે. દિલ્હી રાજકોટ એનેમલ વર્કસ, દિલ્હી
1,001.00 શ્રી વિનયકાન્ત વી. અજમેરા, ,,
1,001.00 મે. આર. એન. એસ. નાનાવટી ચેરીટેબલ્સ ટ્રસ્ટ મુંબઇ
1,000.00 શ્રી નાથભાઇ એચ. એલ. ચેરીટી ટ્રસ્ટ અમદાવાદ
1,000.00 મે. સીયોક ટી કું., લી., દિલ્હી
1,000.00 મે. ઇન્ડિયન એક્ષટ્રેકશન પ્રા., લી., મુંબઇ
1,000.00 શ્રી આનંદભાઇ દવે ,,
1,000.00 શ્રી જે. આર. શાહ ,,
1,001.00 શ્રી સ્ટૉક એક્ષચેન્જ ,,
1,000.00 શ્રી બી. એમ. શાહ પત્થરવાળા દિલ્હી
5,100.00 શ્રી મસ્કતી કલોથ માર્કેટ એસોશીએશન અમદાવાદ
2,000.00 ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ માર્કેટીંગ સોસાયટી લી. ,,



# શ્રી શ્રી લક્ષ્મીનારાયણ ટ્રસ્ટ, ઝરિયા

—એક પરિચય—



માત્ર દાન ખાતરજ વ્યવસાય કરવાના ઉદ્દેશથી અસ્તિત્વમાં આવેલું આ ટ્રસ્ટ ખરેખર ભારતના પુરાણા આદર્શને રજૂ કરે છે. 'દાનાય ધનમ્' । વર્ષોથી કોલિયારીઓ ચલાવતા મેસર્સ વોરા એન્ડ કંપનીના શેઠ શ્રી હરિશંકર **કલ્યાણજી વોરાને** થયું કે મારી એક કોલિયારી એવી હોવી જોઈએ કે જેની સમગ્ર પ્રાપ્તિ દાનમાં જાય. સન્ ૧૯૪૪માં એમણે આ ઉદ્દેશની પૂર્તિ માટે એક કોલિયારી ખરીદી. અને એની આવક વિધિસર ટ્રસ્ટને જાય તે માટે સન્ ૧૯૪૭ ઓક્ટોબરની ૧૦મી તારીખે શ્રી શ્રી **લક્ષ્મીનારાયણ** 'ટ્રસ્ટની' સ્થાપના કરી. ત્યારથી એ સંસ્થા સમગ્ર ભારતવર્ષમાં પોતાની દાન સમૃદ્ધિ ખ્યાતનામ થઈ છે. એના દાનના પ્રવાહ વિવિધ છે :

(૧) હિંદુ મંદિરોને

(૨) શિક્ષણ સંસ્થાને

(૩) ગરીબ-સુયોગ્ય છાત્રોને

(૪) આવશ્યકતાનુસાર તબીબી સારવાર

આમાંના ખાસ ખાસ દાનો રાજા શિવપ્રસાદ કોલેજ, ઝરીયા, અનુગ્રહ નારાયણસિંહ કોલેજ, બાઢ, ધનબાદ ગુજરાતી શાળા, અખિલ ભારત નેત્ર સંઘ, શ્રી ગુરુકુલ, હરદ્વાર, વ્રજકિશોર મેમોરિયલ ઇન્સ્ટીટ્યુટ અને ડી. એ. વી. કોલેજ, અંબાલાને સન્ ૧૯૫૨થી ૧૯૫૬ સુધીમાં અપાયા. સન્ ૧૯૫૩માં ટ્રસ્ટે નેત્ર યજ્ઞ બહુજ સફળતાપૂર્વક પાર પાડી નેત્ર રોગોની ચિકિત્સા કરાવી.

ત્યાર પછી તો ટ્રસ્ટે ગર્લ્સ હાયર્સ્કૂલ, એસ. એસ. એલ. એન. ટી મેટરનીટી હોસ્પીટલ, એસ. એસ. એલ. એન. ટી ચિકિત્સાલય સ્થાપ્યા. સન્ ૧૯૬૪થી વૃન્દાવનમાંના ઇન્સ્ટીટ્યુટ ઓફ ફિલોસોફીને' વાર્ષિક રૂ. દોઢ લાખના હિસાબે સહાય શરૂ કરી. એજ સંસ્થાના મકાન માટે ટ્રસ્ટે રૂ. પચ્ચીસ હજાર મંજૂર કર્યા. સન્ ૧૯૬૫માં રૂ. ૭૦,૦૦૦ના ખર્ચે તૈયાર થએલ 'શ્રી શ્રી લક્ષ્મી નારાયણ ટ્રસ્ટ મહિલા વિદ્યાલય શ્રમતી ગાંધીને શુભ હસ્તે પ્રજાને અર્પણ શ્રી શ્રી લક્ષ્મીનારાયણના દાને.

શ્રી દિલ્હી ગુજરાતી સમાજ, દિલ્હીને કરેલી સહાય અને તેને લીધે દિલ્હીમાં વિસ્તરેલી શિક્ષણ પ્રવૃત્તિ એ દિલ્હીની સમગ્ર ગુજરાતી જનતાને સુપરિચિત છે. શ્રી દિલ્હી ગુજરાતી સમાજ આવા પવિત્ર ઉદ્દેશથી કાર્યકર્તા ટ્રસ્ટ સાથે સમાગમમાં આવવા બદલ પોતાની જાતને ધન્ય માને છે.

# અખિલ ભારતીય ગુજરાતી સમાજ સમ્મેલન, દિલ્હી



શ્રી દિલ્હી ગુજરાતી સમાજની હીરક જયંતિ મહોત્સવ નિમિત્તે મળેલા ગુજરાતના સમાજસેવી ચિંતકોને એક એવો ખ્યાલ આવ્યો કે ગુજરાત બહારના ભારતના પ્રદેશોમાં અનેક સ્થળોએ ગુજરાતીઓ વસે છે. એમણે સૌએ તે તે સ્થળોએ પોતપોતાના સમાજો સ્થાપ્યા છે. ભારતના આ સૌ ગુજરાતી સમાજો એકજ દિશામાં, લગભગ સમાન પ્રકારની પરિસ્થિતિમાં કાર્ય કરતા મંડળો છે. એ બધાં પોતપોતાની સ્વાયત્તતા (autonomy) ગુમાવ્યા વિના એક સમવાયી (federative) સમ્મેલન (body) રૂપે અસ્તિત્વમાં આવે તો પરસ્પર અનુભવોનું આદાન-પ્રદાન કરી શકે, પરસ્પરને પ્રેરક અને પ્રબોધક બની શકે અને સહાય રૂપ થઈ શકે. આ વિચાર ભારતના સૌ સમાજોએ વધાવ્યો અને એને પરિણામે શ્રી દિલ્હી ગુજરાતી સમાજના હીરકજયંતિ મહોત્સવ નિમિત્તે **અખિલ ભારતીય ગુજરાતી સમાજ સમ્મેલનનું** ઉદ્‌ઘાટન પણ થાય છે. સમગ્ર દેશની ગુજરાતી સંસ્થાઓના ઇતિહાસનું આ યાદગાર પૃષ્ઠ છે ને તે ભવિષ્ય સૂચવશે. હર્ષની વાત તો એ છે કે આ સમ્મેલનનું મહત્ત્વ સમજી આપણા ગુજરાતનાં મુખ્યમંત્રી શ્રી હિતેન્દ્ર દેસાઈ પોતે કેટલીક અગવડો વેઠીને પણ એનું ઉદ્‌ઘાટન કરશે. ભારતના બૃહદ્ ગુજરાતના સૌ ગુજરાતીઓને માટે તેથી આ સમ્મેલન એક મોટી આગાહી આપતી ઘટના છે. આ સમ્મેલનમાં નિમ્નલિખિત સમાજો જોડાશે :

| અ. નં. | સંસ્થાનું નામ | ગામનું નામ |
|---|---|---|
| ૧ | શ્રી ગુજરાતી મહામંડળ | અજમેર |
| ૨ | શ્રી ગુજરાતી સમાજ | આગ્રા |
| ૩ | શ્રી ગુજરાતી સમાજ | ઈન્દોર |
| ૪ | શ્રી ગુજરાતી સમાજ | ઉજ્જૈન |

| અ. નં. | સંસ્થાનું નામ | ગામનું નામ |
|---|---|---|
| ૫ | શ્રી કલકત્તા ગુજરાતી સમાજ | કલકત્તા |
| ૬ | શ્રી જૈન યુવક સમિતિ | હાવરા |
| ૭ | શ્રી ગુજરાતી સમાજ | જયપુર |
| ૮ | શ્રી દિલ્હી ગુજરાતી સમાજ | દિલ્હી-૬ |
| ૯ | શ્રી દુર્ગાપુર ગુજરાતી સમાજ | દુર્ગાપુર-૪ |
| ૧૦ | શ્રી ગુજરાતી યુવક મંડળ | દુર્ગાપુર-૪ |
| ૧૧ | શ્રી નાગપુર ગુજરાતી કેળવણી મંડળ | નાગપુર-૨ |
| ૧૨ | શ્રી પટણા ગુજરાતી સમાજ | પટણા-૪ |
| ૧૩ | શ્રી પૂના ગુજરાતી બંધુ સમાજ | પૂના-૨ |
| ૧૪ | શ્રી ગુજરાતી સમાજ | મદ્રાસ-૧ |
| ૧૫ | શ્રી ગુજરાતી સેવા મંડળ | સિકંદરાબાદ |
| ૧૬ | શ્રી ગુજરાતી ભવન સેનેટોરિયમ | હરદ્વાર |
| ૧૭ | શ્રી ગુજરાતી સમાજ | હૈદરાબાદ |
| ૧૮ | શ્રી ગુજરાતી સમાજ | ગૌહતી |
| ૧૯ | શ્રી આસનસોલ ગુજરાતી સમાજ | આસનસોલ |
| ૨૦ | શ્રી ગુજરાતી હિતવર્ધક સમાજ | આદોની |
| ૨૧ | શ્રી ભવાનીપુર ગુજરાતી એજ્યુકેશન સોસાયટી | કલકત્તા-૧. |
| ૨૨ | શ્રી ગુજરાતી વિદ્યાલય એસોસીએશન | કાલિકટ |
| ૨૩ | શ્રી કલકત્તા ગુજરાતી એજ્યુકેશન સોસાયટી | કલકત્તા |
| ૨૪ | શ્રી ગુજરાતી સંમિલની | કલકત્તા-૨૦ |
| ૨૫ | શ્રી નવોદિત મંડળ | કતરાસગઢ |
| ૨૬ | શ્રી ગુજરાતી સમાજ | કાનપુર |
| ૨૭ | શ્રી ગુજરાતી સમાજ | કોટાહ |
| ૨૮ | શ્રી ગુજરાતી મિત્ર મંડળ | કોલ્હાપુર-૧ |
| ૨૯ | શ્રી ગયા ગુજરાતી સમાજ | ગયા |
| ૩૦ | શ્રી ગુજરાતી રાષ્ટ્રીય કેળવણી મંડળ | ગોંદિયા |
| ૩૧ | શ્રી ગુજરાતી સમાજ | ઝરિયા |
| ૩૨ | શ્રી ગુજરાત એજ્યુકેશન સોસાયટી | નવી દિલ્હી |
| ૩૩ | શ્રી ગુજરાતી યુવક મંડળ | ધનબાદ |
| ૩૪ | શ્રી પંચવટી એજ્યુકેશન સોસાયટી | નાસિક |
| ૩૫ | શ્રી વ્યાસ હિન્દી બાલમન્દિર | બેંગલોર-૨ |
| ૩૬ | શ્રી ગુજરાતી મિત્ર મંડળ | બેંગલોર-૯ |

| અ. નં. | સંસ્થાનું નામ | ગામનું નામ |
|---|---|---|
| ૩૭ | શ્રી ગુજરાતી સમાજ | ભીલાઈ |
| ૩૮ | શ્રી મદુરા ગુજરાતી સમાજ | મદુરાઈ |
| ૩૯ | શ્રી ગુજરાતી સમાજ | રતલામ |
| ૪૦ | શ્રી ગુજરાતી શિક્ષણ સંઘ | રાયપુર |
| ૪૧ | શ્રી રાઉરકેલા ગુજરાતી સમાજ | રાઉરકેલા |
| ૪૨ | શ્રી ગુજરાતી યુવક મંડળ | રાણીગંજ |
| ૪૩ | શ્રી ગુજરાતી સમાજ | મંડી |
| ૪૪ | શ્રી ગુજરાતી સેવા મંડળ | વર્ધા |
| ૪૫ | શ્રી ગુજરાતી મંડળ | વિજયવાડા |
| ૪૬ | શ્રી ગુજરાતી સેવા સમાજ | સાંગલી |
| ૪૭ | શ્રી સોલાપુર ગુજરાતી મિત્ર મંડળ | સોલાપુર |
| ૪૮ | શ્રી ગુજરાતી સમાજ | હુબલી |
| ૪૯ | શ્રી ગુજરાતી મિત્ર મંડળ | મિદનાપુર |
| ૫૦ | ધી ફ્રેન્ડઝ સ્પોર્ટિંગ યુનીયન | કલકત્તા |
| ૫૧ | શ્રી ગુજરાતી મિત્ર મંડળ | કલકત્તા |
| ૫૨ | શ્રી જોધપુર ગુજરાતી સમાજ | જોધપુર |
| ૫૩ | શ્રી ગુજરાતી કલબ (કલકત્તા) | કલકત્તા |
| ૫૪ | શ્રી શિક્ષા નિકેતન | કલકત્તા |
| ૫૫ | શ્રી બડા બજાર બાલકનજી બારી | કલકત્તા |

ખાસ નોંધ : ઉપરોક્ત નામો અમારા રેકોર્ડ મુજબના છે. આ સિવાય નવા નામો કે સુધારા વધારાના સૂચનો આપી ઉપકૃત કરશો.

# સ્થાનિક ગુજરાતી સંસ્થાઓ



**શ્રી** દિલ્હી ગુજરાતી સમાજનું એક પરમ સૌભાગ્ય રહ્યું છે કે એનો દિલ્હીની અન્ય ગુજરાતી સંસ્થાઓ સાથે સુંદર સંબંધ રહ્યો છે. એ સંસ્થાઓના કાર્યકરો એક કે બીજા રૂપે શ્રી સમાજ સાથે સંકળાયેલા પણ છે. ઉપરાંત આ હીરક મહોત્સવ સમગ્ર ગુજરાતીઓનો છે એટલે સ્વાભાવિક એ સંસ્થાઓ અહીં ખાસ ઉલ્લેખ માંગે છે :

### શ્રી દિલ્હી ગુજરાતી મહિલા સમાજ

શ્રી દિલ્હી ગુજરાતી મહિલા સમાજ, સમાજના ઇતિહાસમાં જેનો ખાસ ઉલ્લેખ છે તે મહિલા સમાજ દિલ્હીની એક બહુ પુરાણી સંસ્થા છે. એને સ્થપાયા લગભગ પાંત્રીસ ઉપરાંત વર્ષો થયા. ગુજરાતી બહેનોના આનંદોત્કર્ષને વાચા આપે—રાસ, સંગીત, નાટક, ઉજાણી ઇત્યાદી યોજે છે. શ્રીમતી લક્ષ્મીબહેન કોઠારી એના શહબર છે.

### શ્રી નવરાત્ર ઉત્સવ મંડળ

પ્રતિવર્ષ નવરાત્ર ઉત્સવ ઉજવવાના હેતુથી આ સંસ્થાની સ્થાપના સન્ ૧૯૩૬માં થઈ. શ્રી જીવણલાલ ઓડીવાલા, શ્રી ખુશાલદાસ સમેજા તથા તેના આદ્યસ્થાપક શ્રી ભાઈલાલ જયચંદ દેસાઈના નેતૃત્વ હેઠળ ચાલતા આ મંડળે સન ૧૯૬૨માં પોતાની 'રજત જયંતિ' ઉજવી અને તે નિમિત્ત 'શ્રી શક્તિ-દેવાદિ દર્શન' ગ્રંથ બહાર પાડ્યો.

### નવી દિલ્હી ગુજરાતી કલબ

આ સંસ્થાનો ઉદ્દેશ ગુજરાતી ભાઈ બહેનોના પરસ્પર પરિચય-મિલન અને તે દ્વારા આનંદ પ્રાપ્તિનો છે. ખાસ તે માટે સ્નેહ સંમેલનો યોજે છે. ઉપરાંત રંજન કાર્યક્રમ પણ યોજે છે. સંસદ સદસ્ય અને સમાજ સેવી શ્રી સુરેશ દેસાઈ એનું નેતૃત્વ કરે છે.

### ગુજરાત એજ્યુકેશન સોસાયટી અને સરદાર પટેલ વિદ્યાલય

આ સોસાયટીની સ્થાપના વિદ્યાકીય પ્રવૃત્તિઓ માટે થઈ છે અને ઉદ્દેશો ઊંચા અને મહત્વના છે. તાત્કાલિક તો એણે સન્ ૧૯૫૮માં સરદાર પટેલ વિદ્યાલયની સ્થાપના નવી દિલ્હીમાં કરી છે. કુશળ નેતૃત્વ નીચે તેણે સમગ્ર દિલ્હીની ઉચ્ચ માધ્યમિક શાળાઓમાં મહત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ઉપરાંત વિદ્યાલય ગુજરાતી સંસ્કારી પ્રવૃત્તિ-

ઓનું પણ એક કેન્દ્ર છે. આ સંસ્થાના સ્થાપનાથી લઈ અત્યાર સુધી શ્રી એચ. એમ. પટેલનો સક્રિય ફાળો ખાસ ઉલ્લેખનીય છે.

### ગુજરાત યંગમેન્સ એસોસીએશન

નામ પ્રમાણે ગુણ ધરાવતું ઉત્સાહી જુવાનોનું આ મંડળ અત્યંત સેવા ભાવી છે. કોઈને પણ મદદરૂપ થઈ પડવું એ તેનો ઉદ્દેશ છે. પછી તે તબીબી ક્ષેત્રે હોય કે અન્ય ક્ષેત્રે. નાટક-નાટિકા, રાસ ઉપરાંત રમતોત્સવના કાર્યક્રમો પણ આ સંસ્થા બરાબર યોજે છે. તેના રાહબર શ્રી સુરેશ દેસાઈ છે.

### ગુજરાત સૂચના કેન્દ્ર

પ્રાદેશિક સંસ્કૃતિના પરસ્પરના આદાન પ્રદાન અર્થે ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી સંચાલિત દિલ્હી સ્થિત આ કેન્દ્ર છે. અનેકાવિધ પ્રવૃત્તિઓ દ્વારા શ્રી નવલ જાની અને શ્રી હસમુખ બારાડીના કુશળ માર્ગદર્શન નીચે ચાલતું આ કેન્દ્ર સમગ્ર દિલ્હીની પ્રજાને માટે ગુજરાતનું પ્રતીક તેવા ગુજરાતીઓ માટે માનીતું સ્થાન બન્યું છે.

### ગુજરાત ભવન

અશોક હોટેલ પાસેની અદ્યતન સ્થાપત્ય દર્શાવતી ઈમારત તે આ ભવન. રાજ્યોના પ્રધાનોનું તથા અન્ય મહાનુભાવોનું આ અતિથિગૃહ છે.

### નવજીવન ટ્રસ્ટ-દિલ્હી શાખા

ગાંધી સાહિત્ય, નવજીવનના પ્રકાશન આદિને સુલભ કરનાર આ પ્રકાશન સંસ્થાની શાખા ઉચ્ચ કોટિના સાહિત્યનું વિતરણ કરે છે.

### શ્રી દિલ્હી ગુજરાતી સાહિત્ય સભા

શ્રી મહેન્દ્ર દેસાઈના કુશળ સંચાલન નીચે ચાલતી આ સાહિત્ય સભા દિલ્હીના સાહિત્ય પ્રેમીઓનું મિલન સ્થાન છે. સ્વસાહિત્યિક ચર્ચા ઉપરાંત ગુજરાતથી આવતા સાહિત્યકારોનાં પ્રવચનો, અન્ય ભાષાના સાહિત્યકારો સાથે આપણા સાહિત્યકારોનાં મિલન તથા અન્ય સાહિત્યક પ્રવૃત્તિ આ સભા ચલાવે છે.

### સંસ્કાર કેન્દ્ર

ઉત્તર દિલ્હીમાં વસતા બહેનોનું આ કેન્દ્ર છે. આની વિશેષતા એ છે કે ગૃહિણીના માધ્યમથી આખું કુટુંબ કેન્દ્રનું સભ્ય બને છે. કેન્દ્ર રજૂ કરેલ નાટક, નૃત્ય, સંગીત આદિના કાર્યક્રમો સર્વદા સૌની પ્રશંસા પામ્યા છે. શ્રીમતી મધુરીબેન સંપટ તથા શ્રીમતી હેમલતા મહેતાના માર્ગદર્શન હેઠળ ચાલતા આ મંડળ પાસે ઘણી અપેક્ષાઓ રાખવામાં આવે છે.

### વિકાસ મંડળ, દિલ્હી

શ્રી ખુશાલદાસ સમેજા, શ્રી વિનયચંદ્ર અજમેરા તથા શ્રી દલીચંદ વોરા આદિ ઉત્સાહી ભાઈઓના નેતૃત્વ હેઠળ આ સંસ્થા કાર્ય કરે છે. એની એક વિશિષ્ટ પ્રવૃત્તિ નિયમિત ચાલતું પુસ્તકાલય છે. એ ઉપરાંત નાટક આદિના કાર્યક્રમો પણ યોજે છે.

### કરોલ બાગ ગુજરાતી મહિલા મંડળ

આ મંડળની મહિલાઓ પરસ્પરના પરિચયમાં આવે તે માટે અસ્તિત્વમાં આવ્યું છે. ગરબા, ગીતો, રસોઈ હરિફાઈ આદિ કાર્યક્રમો પણ યોજે છે.

### ગાંધી નગર ગુજરાતી મંડળ

આ મંડળ હમણાંજ આ વિભાગમાં અસ્તિત્વમાં આવેલ છે અને ખાસ કરી તેઓના બાળકોને માતૃ-ભાષામાં કેળવણી આપવાના પ્રયત્નો કરે છે.

## દક્ષિણ દિલ્હી ગુજરાતી મંડળ

શ્રી મધુસુદન નગર શેઠ દ્વારા સ્થપાયેલું આ મંડળ અનેક વિધ સાંસ્કૃતિક કાર્યક્રમો દ્વારા દક્ષિણ દિલ્હીના ગુજરાતીઓની સારી સેવા કરે છે.

## કચ્છી પાટીદાર સમાજ

નવરાત્રિના દિવસોમાં આ મંડળની પ્રવૃત્તિ સવિશેષ ખીલી ઉઠે છે. આ સંસ્થાના દાંડિયા રાસો તથા નવરાત્રિના દિવસોમાં રચાતા રાસલિલાના કાર્યક્રમો ખૂબ પ્રશંસા પામ્યા છે.

## વાઘરી સર્વોદય મંડળ

ગુજરાતના વાઘરી ભાઈઓ સર્વત્ર વસ્યા છે. દિલ્હીમાં પણ તેઓનો સમાજ છે. આકાશવાણી પર કે રાજઘાટ પર એમના દ્વારા ભજનો વગેરે રજૂ થાય છે.

## ગુર્જર રંગમંચ

દિલ્હીમાં નાટકમાં રસ લેતા ભાઈ બહેનો દ્વારા આ સંસ્થા સ્થપાઈ છે. તેનો ઉદ્દેશ નાટકનું અધ્યયન, પઠન તથા અભિનયન છે. શ્રીમતી શાન્તા ગાંધી આના નેત્રી છે.



# ગુજરાત દર્શન


GUJARAT STATE
MAP SHOWING IMPORTANT TOURIST CENTRES
SCALE
PAKISTAN
RAJASTHAN
MADHYA PRADESH
MAHARASHTRA
GULF OF KUTCH
ARABIAN SEA
GULF OF CAMBAY
BANASKANTHA
MEHSANA
SABARKANTHA
PANCHMAHALS
KUTCH
SURENDRANAGAR
AHMEDABAD
KAIRA
BARODA
BROACH
SURAT
DANGS
BULSAR
JAMNAGAR
RAJKOT
AMRELI
JUNAGADH
BHAVNAGAR
TO DELHI
TO UDAIPUR

# ગુજરાતની અસ્મિતા

શ્રી કનૈયાલાલ મુનશી



ગુજરાતીઓને સદાય મહાગુજરાત રચતાં આવડ્યું છે. ઇતિહાસકાળની ઉષામાં પણ ગુજરાતીઓએ મીસર અને સિંહલ, જાવા અને ચીન ખેડ્યાની કથા કોણે નથી સાંભળી ? મધ્યકાળમાં ચોર્યાશી બંદર પર વાવટો ફરકાવતા ગુજરાતીની કીર્તિ પણ કોણે નથી સાંભળી ? અને આજે ગુજરાતી ક્યાં નથી ? કરાંચી ને કલકત્તા, દિલ્હી અને મદ્રાસનો ગુજરાતીસમૂહ એ તો હિંદી મહાગુજરાતનાં ચોદિશનાં સીમાચિહ્નો છે. પણ ગુજરાતીઓ ક્યાં નથી ? રોડિશિયામાં ક્યાં નથી ? પેરીસમાં ક્યાં નથી ? ન્યૂયોર્કમાં ક્યાં નથી ? ત્યાં બધે પાટેપાદરસાળ ગુર્જરગિરા બોલાય છે, ત્યાં ગરબે રમવાને ગુર્જર ગોરીઓ નીસરે છે, ત્યાં બધે જ ગુજરાતીઓ વસે છે—પૈસાની શોધમાં અને જીવનના શોખમાં મશગૂલ; પોતાની 'નાની શી નારને નાકે રે મોતી'ને લડાવતા ને ધર્મને કાજે અર્થ વહેવડાવવામાં તત્પર. તેમને માટે તેલંગણના કવિ વેંકટધ્વરીએ સત્તરમી સદીમાં જે કહેલું તે આજે હું પણ કહી શકું તેમ છું :

"આ ગુર્જર દેશ જો, ને આંખને ઠાર. સર્વ સંપત્તિથી ભરપૂર આ તો જાણે સ્વર્ગલોક કર્પૂર અને મીઠી સોપારીથી મઘમઘતા પાને એના યુવાનોનાં મુખ શોભે છે. વિવિધ દિવ્યાંબરો તે ધારે છે. તે પ્રશંસાને પાત્ર બને છે, ચમકતાં રત્નોનાં આભૂષણ તે પહેરે છે. ચંદનથી તેમનાં શરીરો મઘમઘે છે, અને તે રતિ સમી યુવતીઓ સાથે મહાલે છે.

અને અહીંયાંની સ્ત્રીઓનું સૌંદર્ય પણ અનુપમ છે. તપ્ત સુવર્ણનો એમનો રંગ છે, લાલ ને મૃદુ એમના હોઠ છે; નવ પ્રવાલસમા એમના હાથ છે; એમની વાણી અમૃતસમી મીઠી છે; એમનું મુખ છે કમલસમ ને આંખોમાં છે નીલકમલનાં તેજો. ગુર્જર યુવતીઓની મોહિનીથી યુવાનો મુગ્ધ બને એમાં શી નવાઈ ?"

આ જુદે સ્થળે વસતા ગુજરાતીઓ આજે શાથી એક બને છે ? એમને શું એક બનાવે છે ? ગુજરાતીપણું—ગુજરાતીતા—ગુજરાતની અસ્મિતા એટલે શું ? એ વધે છે કે ઘટે છે ? વધે છે તો કેટલી ને કેવીક વધે છે ?

આ અસ્મિતા શબ્દ ૧૯૧૩-૧૪માં હું યોગસૂત્રમાંથી આપણા ઉપયોગમાં ખેંચી લાવ્યો. ત્યારથી હું તેના પર વિચાર કરું છું, અને તેને પોષે એવી સામગ્રી એકઠી કરું છું. અમે જન્મે

એક છે, મહાન છે, વંદનીય છે એ ભાવના ઉપ-જાવવાની સામગ્રીઓ એણે સરજી. પણ જો કોઈએ ગુજરાતને સસંકલ્પ જીવંત વ્યક્તિ તરીકે કલ્પવાનો પહેલો પ્રયોગ કર્યો હોય તો તે ધંધુકાના મોઢ વાણિયાએ, ગુજરાતના સાહિત્ય—સ્વામીઓના શિરોમણિએ, કવિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિએ. એમનું 'કુમારપાલ ચરિત્ર' પાટણની મહત્તાની ભાવનામાંથી ગુજરાતની અસ્મિતા પ્રગટાવવાનો પહેલો પ્રયત્ન. આ જ્યોતિર્ધરના તેજે વસ્તુપાલ તેજપાલના કાળમાં અનેક કવિઓએ પોતાની કૃતિઓને ઉજ્જવળ કરી.

પણ પછી પાટણ પડ્યું, અને ગુજરાતની ભાવના ઘડીભર નષ્ટ થઇ ગઈ. પરહસ્તે ગયેલું ગુજરાત, વિખરાઈ ગયેલી એની વિદ્વત્તા, થરથર કંપતો એનો જનસમૂહ જેમ તેમ જીવન વિતાવવા લાગ્યાં. છતાં સારે નસીબે માણભટોએ ગુજરાતી ભાષાને જીવતી રાખી અને સમૃદ્ધ કર્યા કરી. છતાં સત્તરમા સૈકાના મધ્ય સુધી એમની કૃતિઓમાં ગુજરાતી અસ્મિતા દેખા દેતી નથી.

આશરે ૧૬૪૫માં 'હારમાળા' રચાય છે. સાહિત્ય રસિકો 'મહેતાજી' તરફ આકર્ષાય છે; એમનાં જીવન અને કવનના પરિચયમાં આવવા પ્રયત્ન કરે છે; અને પરિણામે એમના કેટલાક જીવનપ્રસંગો વિશે સાહિત્ય સરજવા માંડે છે. આ બધામાં પ્રમુખ કવિ પ્રેમાનંદ. એમણે મહેતાજીની જીવનગાથા ગાઈ; એમનાં હારમાળા, હુંડી, શ્રાદ્ધ ને મામેરાં વડે ગુજરાતીઓની કલ્પના જૂનાગઢના ભક્તશિરોમણિ પર એકાગ્ર બની હળી અને અણજાણી એ કલ્પનામૂર્તિની આસપાસ ગુજરાતની અસ્મિતાનો આછો આભાસ નીરખવા લાગી.

વળી પાછી ભરતી પછીની ઓટ આવી. ફરીથી દોઢસો વર્ષોનું આવરણ છાયું—જ્યાં સુધી નર્મદ આવ્યો નહિ ત્યાં સુધી ઓગણીસમી સદીની મધ્યમાં જ્યારે કેળવણીની કેવળ શરૂઆત હતી અને રાષ્ટ્રીયતા તો જન્મી નહોતી ત્યારે આ ઉત્સાહઘેલા, અધીરા, યૌવનભર્યા વીરે ગુજરાતી સાહિત્યનું મંથન કર્યું, ને નવરસ્નો કાઢ્યાં એણે ઇતિહાસ ખંખોળ્યો ને ગુર્જરવીરોની કથાઓ એકઠી કરી; એણે જીવન સંશોધ્યું અને ગુજરાતનાં સામાજિક લક્ષણોની ચર્ચા કરી. એની જ્વલંત કલ્પના થકી ગુજરાત ઊભું થયું ભૌગોલિક નહિ, પણ ભૂતમહત્તા અને વર્તમાન વિશિષ્ટતાથી સમૃદ્ધ ચેતનવંત વ્યક્તિ અને જીવનભર સેવેલી અસ્મિતાને શબ્દોમાં ઉચ્ચારી.

### 'જય જય ગરવી ગુજરાત'

નર્મદના અનેક ઋણોમાં આ પણ એક નાનું સનું નથી. ઉચ્ચારતાં હૈયું થનગન થાય એવા આ ચાર શબ્દો ગુજરાતી અસ્મિતાને પ્રાણસમા પ્રિય અને પ્રેરક છે.

નર્મદ અને તેના સમકાલીનોના પ્રયાસે આ અસ્મિતા સાહિત્યમાં અમર સ્થાન પામી. ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ અને વિસ્તાર વધતાં કેળવાયેલા ગુજરાતી બેપાંચ સાહિત્યકારો પ્રતિ એકાગ્ર દૃષ્ટિ રાખતાં શીખ્યા. જનતા આગળ 'સધરા જેસંગ'ને 'વનરાજ ચાવડા'ની કથાઓ દ્વારા ભૂત મહત્તા સજીવન કરવાના પ્રયત્ન શરૂ થયા. 'ગુજરાત' એક અવિભાજ્ય, અભેદ્ય અને અજરામર-જીવંત વ્યક્તિરૂપે કલ્પનામાં ને ભાવનામાં સરજાવા લાગ્યું.

આ ભાવનાના ઘડતરમાં કાળે કરીને બીજાં પણ કેટલાંક તત્ત્વોએ સારો ભાગ ભજવ્યો છે.

નર્મદ પછી તો ઘણા ગુજરાતીઓએ આ ભાવના સાહિત્ય દ્વારા વ્યક્ત કરી છે. 'ગુણવંતી ગુજરાત',[1] 'ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ, આપણો ગુણિયલ ગુર્જર દેશ,'[2] 'જય ગાઓ, જય ગાઓ ગુર્જર ગિરાનો જય ગાઓ,'[3] 'ગુજરાત મોરી મોરી રે,'[4]

---

૧. ખબરદાર ૨. નાનાલાલ ૩. મનહરરામ ૪. ઉમાશંકર.

આમ આ ભાવના પૂરેપૂરી પોષાઈ છે. નવલકથાકારોએ સરજેલાં ગુજરાતી વીરોનાં કાલ્પનિક વ્યક્તિત્વે એને આશ્રયસ્થાન પૂરું પાડ્યું છે. સાહિત્ય ને સંસ્કારનાં સંશોધનથી સમૃદ્ધિ પ્રાપ્ત થઈ છે. સામુદાયિક પ્રવૃત્તિઓમાં સાથે કામ કરતા કેટલાય ગુજરાતીઓએ અસ્મિતાનો સાક્ષાત્કાર કેળવ્યો છે. આ અસ્મિતાની અજબ ભાવનાને પોષવા સ્વ. રણજિતરામ, સાહિત્ય પરિષદની સંસ્થા સ્થાપી ગયા. ગુજરાતીઓ ગુજરાત સરજે એ એમના જીવનની મહત્વાકાંક્ષા હતી.

પણ આવી ભાવના જો પ્રાંતીયતાની સિદ્ધિ સારુ સેવાય તો તે જરૂર સંકુચિત બને, અને રાષ્ટ્રવિધાનની આડે આવે. હિંદ જેવા દેશમાં જ્યાં સામાજિક અને ધાર્મિક ભેદોના ઢગલા પડ્યા હોય ત્યાં પ્રાંતિક પ્રેમની નીસરણી દ્વારા જ રાષ્ટ્રીયતાની સિદ્ધિને પહોંચાય—જો આ ભાવો પરસ્પર વિરોધી ન હોય તો.

હિંદથી અલગ ગુજરાતનું અસ્તિત્વ ન હોવું જોઈએ, ન હોઈ શકે, એ મહારાષ્ટ્ર સાથે, મારવાડને રજપૂતાના સાથે નિકટ સંબંધે સંકળાયેલું છે. રાષ્ટ્રીયતા જે વર્તમાન પર શાસન કરે છે તે તો ચિરકાલ ચાલવાની અને બધી પ્રાન્તિક વિશિષ્ટતા હિંદની પ્રચંડ એકતામાં ભળી જાય તો જ જીવનસાફલ્ય પ્રાપ્ત કરશે.

અને ગુજરાતની અસ્મિતાએ આ સાફલ્ય પ્રાપ્ત કર્યું છે તે ગાંધીજીને પ્રતાપે. આ વૈષ્ણવજન, રાષ્ટ્રવિધાયક, દિવ્યદર્શી મહર્ષિએ રાષ્ટ્રસેવાને ગુજરાતીઓનો ધર્મ બનાવી તેમને વ્યવસ્થિત, અહિંસાત્મક, રાષ્ટ્રીય વિગ્રહની શક્તિનો અને કીર્તિનો ઓપ આપ્યો છે. રાષ્ટ્રીયતાને ગુજરાતી અસ્મિતાનું લક્ષણ બનાવી જે વિરોધી ભાવનાઓ થાત તેનું સમીકરણ કર્યું છે. એમનું પ્રચંડ વ્યક્તિત્વ, એમનું રાષ્ટ્રવિધાન, એમનાં દિગંતગામી પરાક્રમો અને એમની સંજીવની પ્રેરણાથી રાષ્ટ્રીય ઇચ્છાશક્તિના અંગભૂત થવું ગુજરાતીને સરળ થઈ પડ્યું છે. ગુજરાતની અસ્મિતા આમ રાષ્ટ્રીય આત્મસિદ્ધિનું પગથિયું બની રહે છે.

પોતાની ભાષા ને સાહિત્ય, પોતાના સંસ્કાર ને જીવનને અસ્મિતા વડે સજીવન કરતો ગુજરાતી રાષ્ટ્રધર્મનો સાક્ષાત્કાર કરે છે. એ સંકલ્પ વડે 'ગુજરાત'ને જીવંત કરે છે, 'રાષ્ટ્ર'માં એને વિલુપ્ત કરી દેવા માટે—જેમ યોગી સમાધિ આદરે છે, પોતાના આત્માને પરબ્રહ્મમય બનાવી દેવા માટે તેમ.



# ઇતિહાસમાં ગુજરાત

અધ્યા. હરિપ્રસાદ શાસ્ત્રી



જગતની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિઓમાં ભારત-પ્રાગૈતિહાસિક સંસ્કૃતિનો સમાવેશ થાય છે. આ પ્રાગૈતિહાસિક સંસ્કૃતિ જુદાજુદા પાષાણયુગોમાં વિસ્તરેલી છે. એ પૈકી ખાસ કરીને પ્રાચીન પાષાણ યુગ તથા લઘુ પાષાણ-યુગના અવશેષો ગુજરાતમાં અનેક નદીઓના કાંઠા પાસે મળ્યા છે.

ધાતુયુગનાં પગરણ તામ્ર યુગથી થયાં. હરપ્પા (પશ્ચિમ પંજાબ) અને મોહેંજોદડો (સિંધ)માં મળેલી એ યુગની નગર-સંસ્કૃતિએ ભારતને જગતની પુરાતન સભ્યતાઓના નકશામાં ગરવું સ્થાન અપાવ્યું, પરંતુ દેશના ભાગલા પડતાં એ બંને સ્થળ પાકિસ્તાનમાં ગયાં. ત્યાર પછી એ ભવ્ય સંસ્કૃતિનાં અન્ય સ્થળ ભારતની ભૂમિમાં શોધાયા કરાય છે તેમાં ગુજરાતમાં ય એવાં કેટલાંકસ્થળ હાથ લાગ્યાં છે. એ પરથી એ સંસ્કૃતિ અહીં છેક કચ્છથી દક્ષિણ ગુજરાત સુધી પ્રસરી હોવાનું સ્પષ્ટ થયું છે. આસ્થળોમાંલોથલ (જિ. અમદાવાદ) અને રંગપુર (જિ. સુરેન્દ્રનગર) ખાસનોંધપાત્ર છે. લોથલ સિંધ-પંજાબ અને સુમેર-મિશ્ર વચ્ચેનું મહત્ત્વનું વેપારી મથક હોવાનું માલુમ પડ્યું છે, તો રંગપુરમાં એ સંસ્કૃતિનો ક્રમિક કુદરતી લય દેખા દે છે.

પૌરાણિક અનુશ્રુતિઓ લક્ષમાં લઈએ, તો પશ્ચિમ ગુજરાતમાં શાર્યાતો અને દક્ષિણ ગુજરાતમાં ભાર્ગવો ઘણા પ્રાચીન કાલથી વસ્યા હોવાનું જણાય છે. ચ્યવન-સુકન્યાનાં લગ્ન દ્વારા એ બે કુલો વચ્ચે સીધો સંબંધ સધાયો ગણાય. શાર્યાતોની સત્તાનો અસ્ત થતાં અહીં મથુરાના યાદવો આવી વસ્યા. દ્વારકાધીશ શ્રીકૃષ્ણ વાસુદેવ તે સમયના સમસ્ત ભારતવર્ષના રાજકારણમાં અગ્રિમ સ્થાન ધરાવતા અને ભગવાન વિષ્ણુના પૂર્ણાવતાર તરીકે વૈષ્ણવોના ઇષ્ટ દેવનું સ્થાન પામ્યા. અહીંના યાદવકુલના નેમિકુમાર જૈન-ધર્મના બાવીસમા તીર્થંકર નેમિનાથ તરીકે નામાંકિત છે. ગુજરાત ત્યારે 'આનર્ત' નામે ઓળખાતું.

ગુજરાતના સપ્રમાણ ઇતિહાસનો આરંભ મૌર્યકાલથી થાય છે. મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તના સમયમાં અહીંના રાજ્યપાલ પુષ્પગુપ્તે ગિરિનગર (જૂનાગઢ) પાસે સેતુ (બંધ) બાંધી સુદર્શન નામે

જળાશય બંધાવ્યું ને મૌર્ય રાજા અશોકના રાજ્યપાલે તેમાંથી નહેરો કરાવી. અશોકના ચૌદ ધર્મલેખોની એક પ્રત એ જળાશય પાસે આવેલ શૈલ પર કોતરેલી છે.

પશ્ચિમ ક્ષત્રપોના શાસનકાલ દરમ્યાન અહીં શક સંવત પ્રચલિત થયો, જે આગળ જતાં મહારાષ્ટ્રમાં પ્રચલિત થયો ને હવે રાષ્ટ્રીય પંચાંગમાં પ્રયોજાય છે. મહાક્ષત્રપ રુદ્રદામનના સમયનો શૈલલેખ એ ભારતના સંસ્કૃત સાહિત્યમાં ઉચ્ચ ગદ્યના પ્રાચીન નમૂના તરીકે પ્રસિદ્ધ છે. વંશાવળી તથા સાલવારીની વિગતો પૂરી પાડતા ક્ષત્રપ સિક્કાઓ પ્રાચીન ભારતના સિક્કાઓમાં ઇતિહાસના સાધન તરીકે ઘણા મહત્ત્વના ગણાય છે. આ કાલ દરમ્યાન અહીં બૌદ્ધધર્મ તથા જૈનધર્મની પ્રવૃત્તિઓ પણ ખીલી. શૈવ ધર્મના પાશુપત સંપ્રદાયનો ગુજરાતમાં ઉદ્ભવ થયો ને તે સંપ્રદાય સમય જતાં ભારતભરમાં પ્રસર્યો. ગુજરાતનો રોમન સામ્રાજ્ય સાથે વાણિજ્યિક સંબંધ બંધાયો. ભરુકચ્છ (ભરૂચ) એ પશ્ચિમ ભારતનું દેશવિદેશ સાથે સંબંધ ધરાવતું બંદર હતું.

જૈન આગમ ગ્રંથોની લિખિત વાચના વલભીમાં તૈયાર થઈ, જે દેશભરમાં શ્વેતાંબર જૈનોમાં પ્રચલિત છે.

ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયમાં ગુજરાત ફરી મગધ સામ્રાજ્યનો પ્રાંત બની ગયું, પરંતુ ગુપ્ત સામ્રાજ્યની પડતી થતાં મૈત્રકકુલના સેનાપતિ ભટાર્કે વલભીપુરમાં સ્વતંત્ર સત્તા સ્થાપી. આ મૈત્રક વંશની સત્તા લગભગ સમસ્ત ગુજરાત પર ત્રણ સૈકા સુધી પ્રવર્તી. આ વંશના રાજા ધ્રુવસેન બાલાદિત્યને ઉત્તર ભારતના ચક્રવર્તી હર્ષના જમાઈ થવાનું માન મળ્યું. મૈત્રક કાલમાં વલભીપુર વિદ્યા તથા વેપારના કેન્દ્ર તરીકે વિખ્યાત થયું. ભટ્ટિકાવ્ય, હરિવંશપુરાણ અને વિશેષાવશ્યકભાષ્ય જેવી કૃતિઓ રચાઈ. ભૂમિદાનને લગતાં તામ્રપત્રો પર કોતરાયેલાં રાજશાસનોની પ્રથા વિકસી. ગુજરાત ત્યારે 'લાટ' નામે ઓળખાતું.

વલભીના મૈત્રક રાજ્યનો અંત આવતાં અહીં દક્ષિણના રાષ્ટ્રકૂટો અને ઉત્તરના ગુર્જર-પ્રતીહારોનું શાસન પ્રવર્ત્યું. એ દરમ્યાન અહીં બૌદ્ધ ધર્મનો લય થયો, પરંતુ ઈરાનના જરથોસ્તીઓ ધર્મના જતન માટે વતન તજી અહીં આવી વસ્યા ને 'પારસીઓ' તરીકે અહીંના બનીને રહ્યા. ઉત્તર ગુજરાતમાં સરસ્વતીને તીરે અણહિલવાડ પાટણ નામે નગર વસ્યું, જે આગળ જતાં સોલંકી રાજ્યના પાટનગર તરીકે ગુર્જરદેશનું મુખ્ય નગર બન્યું.

ચાવડા વંશની જગ્યાએ ત્યાં ઈ. સ. ૯૪૨માં સોલંકી વંશની સત્તા સ્થપાઈ ત્યારથી ગુજરાતની રાજકીય તથા સાંસ્કૃતિક જાહોજલાલીનો પુનરુદય થયો. સોલંકી વંશની સત્તા ઉત્તરોત્તર વધતી ગઈ ને સમય જતાં કચ્છ તથા સૌરાષ્ટ્ર સમેત હાલના સમસ્ત ગુજરાત ઉપરાંત આસપાસના કેટલાક પ્રદેશો પર પણ પ્રસરી. સિદ્ધરાજ જયસિંહ તથા કુમારપાલ પશ્ચિમ ભારતના પ્રબળ રાજવી ગણાયા. એમના સમયમાં ગુજરાતે વિદ્યા, સાહિત્ય તથા કલાના ક્ષેત્રમાં પણ ગણનાપાત્ર વિકાસ સાધ્યો. કલિકાલસર્વજ્ઞ ગણાતા હેમચંદ્રાચાર્યે અનેકવિધ વિદ્યાક્ષેત્રોમાં અપૂર્વ પ્રદાન કરી ગુજરાતને ભારતના સાહિત્યિક ક્ષેત્રમાં ગરવું સ્થાન અપાવ્યું. વાઘેલા સોલંકી રાજ્યના મહામાત્ય વસ્તુપાલે પણ વિદ્યા તથા કલાના ક્ષેત્રમાં ઘણો ગણનાપાત્ર ફાળો આપ્યો. સોમનાથ, મોઢેરા, પાટણ, સિદ્ધપુર, આબુ, ગિરનાર, શત્રુંજય, તારંગા, ખંભાત, ડભોઈ, ધોળકા વગેરે સ્થળોએ અનેક ભવ્ય મંદિર બંધાયાં. વેપાર ઉદ્યોગ તથા સંપત્તિનો પણ ઘણો અભ્યુદય થયો. બંદરોમાં ભરૂચનું સ્થાન ખંભાતે લીધું. રાજકીય તથા સાંસ્કૃતિક દૃષ્ટિએ સોલંકી કાલ એ ગુજરાતના ઇતિહાસનો સુવર્ણકાલ ગણાય છે. ઉત્તર તથા પૂર્વ ભારતમાં મુસ્લિમ તુર્કોની હકૂમત સ્થપાઈ ત્યારે પશ્ચિમ ભારતમાં જે કેટલાંક પ્રબળ રાજ્યો પોતાની સ્વતંત્રતા ટકાવી અભ્યુદય રાખી શક્યાં, તેમાં ગુજરાતના સોલંકી રાજ્યની ગણના થતી.

પરંતુ આખરે ઇ. સ. ૧૩૦૦ના અરસામાં વાઘેલા રાજા કર્ણદેવનો પરાભવ થતાં અહીં

દિલ્હી સલ્તનતની હકૂમત સ્થપાઈ. લગભગ એક સૈકા સુધી દિલ્હીના નાઝિમોનો વહીવટ ચાલ્યો. દરમ્યાન ઇસ્લામ ધર્મનો પ્રસાર થતો ગયો ને ગુજરાતમાં અનેક મોટી નાની મસ્જિદો બંધાઈ. દિલ્હીની સલ્તનત નબળી પડતાં ગુજરાતના નાઝિમે ગુજરાતમાં સ્વતંત્ર સલ્તનત સ્થાપી (૧૪૦૩).

સુલતાન અહમદશાહે આશાવલની ઉત્તરે અમદાવાદ વસાવ્યું (૧૪૧૧) ને સલ્તનતનું પાયતખ્ત પાટણથી ત્યાં ખસેડ્યું. મહમૂદશાહ બેગડાએ અમદાવાદ શહેરને ફરતો કોટ કરાવ્યો, જૂનાગઢ અને ચાંપાનેર જીતીને ત્યાં નવાં શહેર વસાવ્યાં. અમદાવાદ અને ચાંપાનેરમાં સુંદર મસ્જિદો બંધાવી અને સરખેજમાં અનેક સ્મારક બંધાવ્યાં.

આ અરસામાં ફિરંગીઓ હિંદ મહાસાગરને રસ્તે થઈ અરબી સમુદ્રમાં સત્તા જમાવવા મંડ્યા હતા. ગુજરાતના સુલતાનોએ સૌરાષ્ટ્રના દીવ બંદરને નૌકાદળનું વડું મથક રાખી ફિરંગીઓની વધતી જતી દરિયાઈ સત્તાને રોકવા કોશિશ કરી પરંતુ આખરે દીવ અને દમણમાં ફિરંગી સત્તા સ્થપાઈ.

સુલતાન બહાદુરશાહના વખતમાં ગુજરાતની સલ્તનતની ચડતીનો અંત આવ્યો ને એની પડતીનાં પગરણ થયાં. ત્યારે ઉત્તર ભારતમાં મુગલ સત્તા સ્થપાઈ ચૂકી હતી. ગુજરાતની સલ્તનત કુસંપ અને સત્તાની સાઠમારીને લઈને નબળી પડતી ગઈ ને ૧૫૭૨-૭૩ મુગલ સમ્રાટ અકબરે ગુજરાત જીતી લઈને સલ્તનતનો અંત આણ્યો.

સોલંકી કાલની જેમ સલ્તનત કાલ દરમ્યાન પણ ગુજરાતનું શાસન ઘણા વિશાળ પ્રદેશ પર પ્રવર્તતું, જેમાં હાલના ગુજરાતની આસપાસના કેટલાક પ્રદેશનો પણ સમાવેશ થતો. ખેતી, બાગાયત, હુન્નરકલા તથા વેપારવણજની આબાદી હતી. ગુજરાતમાં અનેક સુંદર મસ્જિદ તથા હજીરા બંધાયાં. ગુજરાતની મસ્જિદોમાં વિકસેલી ભારતીય ઇરાની સ્થાપત્ય શૈલી દેશભરના ઇસ્લામી સ્થાપત્યમાં અનોખી ભાત પાડે છે. અહીંના કિનખાબ, મલમલ, જરીકામ વગેરેની દેશવિદેશમાં ભારે માંગ રહેતી. ખંભાત, ઘોઘા, દીવ અને સૂરતમાં જહાજ બનાવવાનાં કારખાના હતાં. સુલતાનોએ સત્તા અને સંપત્તિમાં ભારે જાહોજલાલી ભોગવી. રૈયતે પણ એકંદરે સુખશાંતિ અનુભવી.

અકબરે ગુજરાત જીત્યું ત્યારથી ૧૮૫ વર્ષ સુધી એ મુગલ સામ્રાજ્યની હકુમત નીચે રહ્યું. એ દરમ્યાન અહીં સાઠેક નાઝિમ (સૂબેદાર) નિમાયા, જેમાં મોટા અમીરો, શાહજાદાઓ અને ખંડિયા રાજાઓનો સમાવેશ થતો. અકબરે દરિયો પહેલવહેલો ખંભાતમાં જોયો ને જરથોસ્તીઓનો પરિચય તેને દક્ષિણ ગુજરાતમાં થયો. અકબરે ફતેહપુર સિક્રીમાં સર્વધર્મોના વડાઓની પરિષદ ભરી ત્યારે તેણે તેમાં નવસારીના પારસી દસ્તૂરને તેડાવેલા. જરથોસ્તી સંસ્કૃતિની અસરથી તેણે ચાંદ્રમાસવાચી હિજરી સનને બદલે સૌરમાસવાચી ઇલાહી સન અપનાવી. આગળ જતાં અકબરે ગુજરાતના નામાંકિત જૈન સૂરિ હીરવિજયજીને આગ્રા તેડાવ્યા અને તેમની પ્રેરણાથી પર્યુષણ પર્વ દરમ્યાન જીવહિંસાની મનાઈ ફરમાવી. તીર્થસ્થાનોમાં લેવાતો મૂંડકાવેરો તથા બિન-મુસ્લિમો પર લેવાતો જઝિયાવેરો રદ કર્યો. ઔરંગઝેબના સમયથી ગુજરાતમાં મરાઠાઓનો પગપેસારો થવા લાગ્યો. ૧૭૩૬ ૩૭માં નવા મુગલ નાઝિમ મોમિનખાંએ અમદાવાદનો કબજો લેવામાં મરાઠાઓની મદદ લીધી ને અહીં મુગલ-મરાઠાની સંયુક્ત સત્તા પ્રવર્તી. પુનાના પેશ્વા અને વડોદરાના ગાયકવાડ વચ્ચે સમાધાન થતાં તેમણે સંયુક્ત ચડાઈ કરી ગુજરાત જીતી લીધું ને મુગલાઈની રહીસહી સત્તાનો અંત આવ્યો (૧૭૫૩-૫૮).

મુગલ હકૂમત દરમ્યાન અમદાવાદ અને સૂરત રેશમી કપડાના ઉદ્યોગ માટે મશહૂર હતાં. દિલ્હીમાં શાહજહાંનો દરબાર ભરાયો ત્યારે ત્યાં અમદાવાદથી એક લાખ રૂપિયાની કિંમતનો જરીભરતવાળો ભારે શામિયાનો મોકલવામાં આવેલો. સાદા તથા રંગીન સુતરાઉ કાપડના ઉદ્યોગમાં પણ ગુજરાત અગ્રિમ સ્થાન ધરાવતું. સરખેજની ગળીની યુરોપમાં ઘણી

માંગ રહેતી. દારૂગોળા માટે અંગ્રેજો અહીંથી સુરોખાર ઘણો ખરીદતા. આ સમયે કેટલાક યુરોપીય મુસાફરોએ ગુજરાતની મુલાકાત લઈ તેની નોંધ લીધી છે. ફિરંગીઓ ઉપરાંત વલંદાઓ તથા અંગ્રેજો અહીં પોતાની કોઠીઓ સ્થાપવા મથતા. બંદર તરીકે હવે ખંભાતનું સ્થાન સૂરતે લીધું. ગુજરાત એ મુગલ સામ્રાજ્યનો એક સમૃદ્ધ સૂબો (પ્રાંત) ગણાતો.

પેશ્વા અને ગાયકવાડ વચ્ચે ખટરાગ થયા કરતા, તેનો લાભ અંગ્રેજોએ લીધો. પેશ્વાના સૂબા શેલુકરે અમદાવાદમાં ગાયકવાડની હવેલી લેતાં ગુજરાત ખોઈ. ગુજરાતમાંના પેશ્વાના હકનો ઇજારો ગાયકવાડને મળ્યો, કાઠિયાવાડની ખંડણી અંગ્રેજ સરકારને સુપરત થઈ. ડભોઈ પરગણાના બદલામાં અમદાવાદ શહેર તથા દસક્રોઈ પરગણા વગેરેનો મુલક અંગ્રેજોએ પડાવી લીધો ને ગુજરાતમાં મુખ્ય સત્તા બ્રિટિશ સરકારની પ્રવર્તી. (૧૮૫૭)

મરાઠા સત્તા દરમ્યાન ગુજરાતે શાંતિ સલામતી અને સમૃદ્ધિ ગુમાવી. પ્રજા પર જાતજાતના કરવેરા નંખાયા. અમદાવાદ જેવું પાટનગર પણ ઘણું વેરાન થઈ ગયું. ૧૮૦૦ના અરસામાં સ્વામી સહજાનંદે સૌરાષ્ટ્રમાં નારાયણ-ભક્તિ અને સદાચારનો નવો સંપ્રદાય શરૂ કર્યો, જે સ્વામીનારાયણ-સંપ્રદાય તરીકે જાણીતો છે. મુંબઈનો વેપાર તેજ થતાં સૂરત બંદરની પડતી થઈ.

૧૮૧૭માં બ્રિટિશ સરકારે ગુજરાતનો કબજો લીધો ત્યારથી ગુજરાત બ્રિટિશ સરકારના સીધા શાસન નીચેના જિલ્લાઓ તથા બ્રિટિશ સરકારના આધિપત્ય નીચનાં હિંદુ–મુસ્લિમ રાજ્યોમાં વહેંચાઈ ગયું. શાંતિ અને સલામતી સ્થપાતા પ્રજાની વસતી અને આબાદી વધવા લાગી. વહીવટ, કેળવણી, ભાષા, સાહિત્ય, અખબાર, વેપાર, ઉદ્યોગ, સામાજિક રીતરિવાજો, ધાર્મિક માન્યતાઓ વગેરે અનેક ક્ષેત્રોમાં અવનવા સુધારાવધારા થવા લાગ્યા. ૧૮૫૯માં અમદાવાદમાં રાઃ બ. રણછોડલાલે સૂતરકાપડની મિલ કાઢી ગુજરાતમા મિલ–ઉદ્યોગનાં પગરણ કર્યાં. ૧૮૭૫માં સૌરાષ્ટ્રના સ્વામી દયાનંદ સરસ્વતીએ મુંબઈમાં આર્યસમાજની સ્થાપના કરી બ્રહ્મસમાજની પ્રેરણાથી મુંબઈ, મહારાષ્ટ્ર અને ગુજરાતમાં પ્રાર્થનાસમાજ પ્રચલિત થયો.

પરંતુ ૧૯૧૫માં શ્રી મોહનદાસ ગાંધી અમદાવાદમાં આવી વસ્યા ત્યારથી ગુજરાતમાં તથા દેશભરમાં અપૂર્વ જુવાળ આવ્યો. સાબરમતીનો સત્યાગ્રહ આશ્રમ સમસ્ત ભારતની રાજકીય (તથા સાંસ્કૃતિક) ચેતનાનું પ્રેરણાસ્થાન તથા કેન્દ્રસ્થાન બની રહ્યો. ગાંધીજીને સત્યાગ્રહની લડતોમાં શ્રી વલ્લભભાઈ પટેલની સરદારી મળી. શ્રી મહાદેવ દેસાઈ, શ્રી નરહરિ પરીખ, શ્રી કિશોરલાલ મશરૂવાલા અને શ્રી રવિશંકર મહારાજ જેવા નામાંકિત કાર્યકરો મળ્યા. ગાંધીજીએ પ્રજાના સર્વ વર્ગોમાં તથા જીવનનાં સર્વ ક્ષેત્રમાં જાગૃતિ આણી અને સત્ય અને અહિંસા દ્વારા સંગ્રામો યોજ્યા. દાંડીકૂચનો ઐતિહાસિક બનાવ મહાત્માજીના જીવનનો મહાભિનિષ્ક્રમણ જેવો યાદગાર પ્રસંગ ગણાયો. એ પછી ગાંધીજી ગુજરાત તજી ગયા, પરંતુ ગુજરાતે દેશના સર્વ સ્વાતંત્ર્ય-સંગ્રામોમાં સક્રિય ફાળો આપવાનું જારી રાખ્યું. આઝાદી પછીના રાષ્ટ્રઘડતરમાં સરદાર પટેલે દેશી રાજ્યોના વિલીનીકરણના વિકટ પ્રશ્નને કુનેહથી પાર પાડી દેશને અખંડ બનાવવામાં અમૂલ્ય ફાળો આપ્યો.

બૃહદ્ મુંબઈ રાજ્યનું વિભાજન થતાં ૧૯૬૦માં અલગ રાજ્ય અસ્તિત્વમાં આવ્યું ને ગુજરાતમાં અગાઉ કદી નહિ સધાયેલું એવું વહીવટી એકીકરણ સ્થપાયું. ગુજરાતમાં કેળવણીનો ભારે વિકાસ થઈ રહ્યો છે ને પ્રાકૃતિક સાધન સંપત્તિના સંશોધન તથા ઉદ્યોગોના અભ્યુદય પર વિશેષ લક્ષ અપાઈ રહ્યું છે રાજકીય દૃષ્ટિએ પણ ગુજરાત એકંદરે શાંત તથા સ્થિર વહીવટ દાખવી રહ્યું છે.

★

# ગુજરાતની સંસ્કૃતિ

શ્રી હરકાન્ત શુક્લ



ગુજરાતને હિન્દથી અલગ હોય તેવી કોઇ સંસ્કૃતિ છે નહિ પણ દરેક વિભાગની જેમ તેને પ્રાદેશિક વિશિષ્ટતાઓ તો છે જ જેને કારણે ગુજરાતે અમુક સમયના અંતરે એવા મહાપુરુષો પેદા કર્યા છે જેના વ્યક્તિત્વની છાપ માત્ર ગુજરાતની નહીં પણ સારાયે ભારતની સંસ્કૃતિ ઉપર પડેલ છે. કોઈ પણ દેશ કે પ્રદેશનાં સંસ્કાર ઘડનારાં અનેક તત્ત્વો હોય છે પણ આ બધામાં ભૌગોલિક તત્ત્વ એ સૌથી મહત્વનું તત્ત્વ છે. આપણે ગુજરાતનો જ દાખલો લઈએ તો જણાશે કે ગુજરાતના આર્થિક સામાજિક તથા સાંસ્કૃતિક જીવનના ઘડતરમાં એના એક હજાર માઈલ લાંબા સાગરકાંઠાએ કેવો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. પ્રાગૈતિહાસિક કાળથી ગુજરાત એ પશ્ચિમનું દરિયાઈ વ્યવહાર અને વ્યાપારનું નાકું ગણાતું એટલું જ નહીં પણ દ્વારકાથી માંડી સોપારા સુધીનાં ગુજરાતના બંદરો પશ્ચિમહિન્દની સાગરપટ્ટીનાં રક્ષણહાર બંદરો ગણાતાં અને આ બંદરોથી અનેક દેશની સમૃદ્ધિ ગુજરાતમાં ઠલવાતી, એટલું જ નહીં પણ અહીંના તથા દેશપરદેશના સંસ્કૃતિનાં વહેણો અહીંથી પસાર થતાં. ગુજરાતના સાહસપ્રિય વ્યાપારીઓએ જાવાને તો ગુજરાતની સાંસ્કૃતિક વસાહત બનાવી હતી અને બોરોબુદુરના સુપ્રસિદ્ધ મંદિરના સ્થાપત્યમાં ગુજરાતના શિલ્પકારો તથા સ્થપતિઓએ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હતો તે સુવિદિત છે. સૌરાષ્ટ્રના સિંહપુર (શિહોર) ના એક રાજકુમાર વિજયે પાંચમી શતાબ્દિમાં લંકા જીતી તેને સિંહલદ્વીપ નામ આપી ગુજરાતની સંસ્કૃતિનો વિજયધ્વજ ફરકાવ્યો હતો. ગુજરાત, સૌરાષ્ટ્ર તથા કચ્છના સાગરકાંઠે વહાણો બનાવવાનો ધંધો પણ એટલો જ વિકસ્યો હતો. કચ્છના એક વહાણવટીએ વાસ્કોડીગામાના વહાણને આફ્રિકાથી હિન્દ લાવ્યાની તથા નેલ્સનનું જાણીતું લડાયક જહાજ ટ્રફાલગર નવસારીમાં બંધાયું હતું તે વાતો ગુજરાતને મળેલા સાગર રાણીના બિરુદને યથાર્થ કરનારી ગૌરવપ્રદ કથાઓ છે. ગુજરાતના વિશાળ સાગરપટે આપેલ સમૃદ્ધિ, તથા મહા નદીઓએ આપેલ નૈસર્ગિક ફળદ્રુપતાને કારણે દેશપરદેશની જાતિઓ હમેશાં ગુજરાત તરફ આકર્ષાઈ છે.

ગ્રીક, રોમન, ઈજિપ્શિયન, શક, હૂણ, આરબ, ટર્ક, અફઘાન, ફીરંગી, ડચ, ફ્રેન્ચ, અંગ્રેજો વગેરે પડોશી પ્રજાઓ તથા હિંદની અનેક જાતોને ગુજરાતે આશ્રય આપ્યો છે. આ બધી જાતો, કોમો અને પ્રજા સાથેના લોહી અને આચાર-વિચારોના પ્રચુર સંમિશ્રણમાંથી ગુજરાતની પ્રજા અને સંસ્કૃતિ સમૃદ્ધ બન્યાં છે.

## પ્રાચીન સંસ્કારધામો

આર્યોના આગમન પહેલાંની સિંધુ સંસ્કૃતિના જે અવશેષો ગુજરાતમાંથી મળ્યા છે તે પણ ગુજરાતના આંતરરાષ્ટ્રીય દરિયાઈ વ્યાપારના કેન્દ્ર તરીકેની ખ્યાતિનો વિસ્તૃત ખ્યાલ આપે છે. સિંધુસંસ્કૃતિ પહેલાંના કાળમાં તાજેતરમાં થતાં નવાં સંશોધનો શું પૂરવાર કરશે તે તો એક કોયડો છે પણ આ બધા ઉપરથી પ્રાગૈતિહાસિક કાળથી ગુજરાત પાસે પડેલા અતિપ્રાચીન સંસ્કાર વારસાનો ખ્યાલ આવે છે. આર્યોના આગમન પછી જે આર્ય સંસ્કૃતિનો ઉદય થયો તેના પ્રણેતાઓમાં ચ્યવન, ભૃગુ, માર્કંડેય, યાજ્ઞવલ્ક્ય, કણ્વ, સૌભરી જેવાં મહાન તપસ્વીઓ જ હતા અને પુરાણકાળના નાયક શ્રી કૃષ્ણ જેવા રાજપુરુષ, તત્ત્વચિંતક, કલાકારદ્વારા ગુજરાતને સંગીત, નૃત્ય તથા એ વખતના જાતિ શાસ્ત્રનો સમૃદ્ધ વારસો મળ્યો છે. ભારતની સંપત્તિ અને સંસ્કૃતિના કેન્દ્રસમું દ્વારિકા આજે પણ પુરાણી કથાઓને જીવંત બનાવી ગુજરાતની પ્રજાને પ્રાચીન સંસ્કારિતાની પ્રેરણા આપે છે. દ્વારિકાથી પણ વધુ પ્રાચીન સોમનાથ એ તો ગુજરાતનાં શૌર્ય, સંસ્કાર, આશા, નિરાશા તથા જય-પરાજયનો કડીબદ્ધ ઇતિહાસ રજૂ કરતો ગુજરાતની સંસ્કૃતિનો શિલાલેખ છે. આ મંદિરના વિધાયકો હતા સોમ, રાવણ અને શ્રી કૃષ્ણ જેવા પૌરાણિક કથાના નાયકો અને તેનાં મૂળ તો શિવ અને શક્તિના પ્રાચીન ધર્મ સંપ્રદાય જેટલાં પ્રાચીન છે. સાત માળનું સ્થાપત્ય, ૫૬ રત્નજડિત થાંભલાઓ, ૨૦૦ મણની સોનાની સાંકળ અને ૩૫૦ જેટલી નૃત્યાંગનાઓનું નૃત્યાર્ચન, કાશ્મીરથી આવતાં પુષ્પો તથા કાશીથી આવતાં ગંગાજળની એક પરદેશી ઇતિહાસકારે કહેલી કથા આજે પણ ગુજરાતીઓની કલ્પનાને ઉત્તેજે છે. માનવઅસહિષ્ણુતાએ વેરેલા વિનાશ અને સંહારના રાખ અને ધૂળના ઢગલાઓમાંથી ફરી ફરી પુનર્જીવન પામતું આ મંદિર તો ગુજરાતીઓની સંસ્કૃતિ પ્રત્યેની અડગ અને અવિચલ શ્રદ્ધાનું પ્રતીક બની ગયેલ છે.

## ત્રણ સામ્રાજ્યોની સ્મૃતિ-શિલા

શ્રી કૃષ્ણ પછી આવેલા અંધકારયુગ પછી ભારતના ઇતિહાસનું પ્રભાત મૌર્યકાળથી ઉઘડે છે. મૌર્ય, ક્ષત્રપ, ગુપ્તવંશો જેવા મહા સામ્રાજ્યવાદી સત્તાના હજાર વર્ષના સાતત્યની સાક્ષી આપે છે. ગિરનારનો શિલાલેખ, જ્યાંથી ભારતીય ઇતિહાસને વાચા મળે છે તે આજથી લગભગ ૨૩૦૦ વર્ષ પહેલાં શાંતિ, પ્રેમ, દયા અને અહિંસા દ્વારા માનવતાનું સામ્રાજ્ય ચલાવવાનો જગતનો પહેલો પ્રયોગ કરનાર સમ્રાટ અશોકના ઉપદેશના સિદ્ધાંતોનું સમર્થન કરે છે. પ્રાચીન હિન્દનું આધ્યાત્મિક ગૌરવ સાચવી રાખનાર આ શિલા આજે પણ લીગ ઓફ નેશન્સ અને યુનો જેવી સંસ્થાઓદ્વારા શાંતિ સ્થાપવા મથતી માનવજાત નેબોધપ્રદ બની ગયેલ છે. એટલું જ નહીં પણ આજના હિન્દની પરદેશનીતિની આધારશિલા બની ગયેલ છે.

## વલ્લભીનો વૈભવ અને વારસો

ગુપ્ત કાળ પૂરો થતાં ગુપ્તસેનાધિપતિ ભિટાર્કે વલ્લભીપુરમાં મૈત્રકવંશની સ્થાપના કરી. આ રાજ્યના ત્રણસો વર્ષનો કાળ એટલે ગુજરાતનો પ્રથમ સુવર્ણયુગ. માળવા અને સહ્યાદ્રિનું સ્વામિત્વ સિદ્ધ કરનાર આ રાજ્યકાળમાં નાલંદા અને તક્ષશિલાની બરોબરી કરી શકે તેવાં વિદ્યાકેન્દ્ર તરીકે

ભારતમાં પ્રસિદ્ધ હતું. સ્થિરમતિ અને ગુણમતિ જેવા બૌદ્ધ ધર્મના સમ્મિતીય શાખાના ઉત્પાદકો વલ્લભીમાં હતા. જૈન ધર્મનો "વલ્લભી-વાચના" નામનો ગ્રંથ અહીં લિપિબદ્ધ થયો. સંસ્કૃત સાહિત્યમાં કાલિદાસ અને ભવભૂતિની હરોળમાં મહાકવિ ગણાતા કવિ ભટ્ટી પણ વલ્લભીમાં જ આ કાળે થયા. વલ્લભીમાં સૌથી વધુ તો કોટયાધીશો હતા અને નૌકાયાન માટે પ્રસિદ્ધ થયેલ વલ્લભીવૈભવની વાતો તો આજસુધી પ્રસિદ્ધ છે.

## સોલંકી યુગની કીર્તિકથાઓ

મહાગુજરાતના પાયા નાખ્યા વલ્લભીના મૈત્રકોએ તો તેને સિદ્ધ કર્યું ગુજરાતના સોલંકીઓએ. આ કાળમાં પણ અણહિલપુર અને વડનગર વગેરે વિદ્યાધામો હતાં. મૂળરાજ, સિદ્ધરાજ, કુમારપાળ, ભીમ, વીરધવળ જેવા સોલંકી રાજવીઓ અને તેના શાન્તુ, ઉદયન, મુંજાલ, વસ્તુપાળ, તેજપાળ જેવા મહા અમાત્યો, તથા હેમચંદ્રાચાર્ય, સોમદેવ, મેરુતુંગજેવા અનેક વિદ્વાનોએ ગુજરાતને રાજકીય, સાંસ્કૃતિક તથા સાક્ષર દેહ આપ્યો. સોલંકીકાળની શિલ્પસ્થાપત્યની સમૃદ્ધિ આજે પણ રુદ્રમહાલય, વીસનગર–વડનગરનાં કીર્તિતોરણો, ડભોઈની હીરાભાગોળ, મોઢેરાનું સૂર્યમંદિર તથા થાન, ધૂમલી અને સેજકપરના મંદિરોનાં ખંડિત કલેવરો દ્વારા ગુજરાતની પ્રાચીન સંસ્કૃતિનું દર્શન થાય છે.

## હિંદુ-મુસ્લિમ સંસ્કૃતિ-સમન્વય

ચાલુક્ય કાળ પછીના મુસ્લિમ કાળમાં ગુજરાતે હિંદુ–મુસ્લિમ સંસ્કૃતિનો સમન્વય કરી અનેક સુંદર સ્થાપત્ય પ્રણાલિકાઓ આપી છે. જેના નમૂનારૂપે આજે પણ અમદાવાદ, ચાંપાનેર, જૂનાગઢ, માંગરોળ, વગેરેની મસ્જીદો તથા મકબરાઓ મોજૂદ છે. આ વખતના ઉત્કૃષ્ટ શિલ્પના નમૂનારૂપે અમદાવાદની સીદી–સૈયદની જાળી જગમશહૂર છે. આ કાળમાં સોળમી શતાબ્દિમાં થયેલ સુલતાન બહાદુરશાહે બૈજુ નામના એક મહાન સંગીતાચાર્યને ગુજરાતના રાજ્યગાયક તરીકેનું સ્થાન આપ્યું હતું. બૈજુ મૂળ ચાંપાનેરનો હતો અને તેમણે દેવી કાલિકાની પ્રશસ્તિરૂપે રચેલ સંસ્કૃત પ્રબંધો આજ સુધી હિંદના શિષ્ટ સંગીતકારોમાં પ્રચલિત છે. દીપક રાગથી પ્રદીપ્ત થયેલ તાનસેનને ગુજરાતના વીસનગરની નાગર કન્યાએ મેઘમલ્હાર ગાઈને શાંત કર્યાની દંતકથા ગુજરાતમાં ઉચ્ચ સંગીતની સમજ કેટલી વ્યાપક હતી તે બતાવવા માટે પૂરતી છે.

## સાંસ્કૃતિક પરાવલંબન

ગુજરાત બલકે ભારત ઉપર આવેલ પરદેશી આક્રમણોમાં સૌથી વધુ ખતરનાક કોઈ આક્રમણ હોય તો તે અંગ્રેજી સંસ્કૃતિનું આક્રમણ હતું. અંગ્રેજોનો હિન્દ ઉપર માત્ર રાજકીય જ નહીં પણ તેનો સાંસ્કૃતિક વિજય પણ એટલો જ વ્યાપક હતો. અંગ્રેજોએ ભાષાનું માધ્યમ ફેરવ્યું તેની સાથે યુરોપની સંસ્કૃતિ હિંદી સંસ્કૃતિ કરતાં વધુ ચડિયાતી હતી તેવી ભાવના પણ હિંદીઓના મનમાં પેદા કરી. ગુજરાતમાં બ્રિટિશ સત્તાનો પગપેસારો કર્નલ વોકરના આગમન સાથે ઇ. સ. ૧૮૦૭માં થયો. ગાયકવાડી ચોથ તથા પેશકશીને કારણે વડોદરાના–ગુજરાતના અન્ય રાજ્યોની સાથે ઝગડા પતાવવાના બહાને અંગ્રેજી વર્ચસ્વ ગુજરાત ઉપર ફરી વળ્યું. ગુજરાતમાં હિન્દના કોઈપણ ભાગ કરતાં દેશી રાજ્યોની સંખ્યા ઘણી હોવાથી ગુજરાતની કલા અને સંસ્કૃતિએ દેશી રાજ્યોમાં આશ્રય લીધો. દેશી રાજ્યોમાં સાહિત્ય, વિદ્યા અને કલાને આશ્રય આપવાની પ્રણાલિકાઓ પહેલેથી જ ચાલુ હતી એટલે હિંદના નામાંકિત સંગીતકારો તથા વિદ્વાનોને સહુથી વધુ આશ્રય મળ્યો વડોદરા રાજ્યમાં. પ્રો. મૌલાબક્ષ, ઈનાયતખાં, ફૈયાઝખાં વગેરે રાજ્યગાયકો સ્થાપ્યા એટલું જ નહીં પણ ઉચ્ચ સંગીતનું શિક્ષણ આપનારી સંગીતશાળા પણ સ્થાપવામાં આવી. તેવી જ રીતે જામનગર, ભાવનગર, જૂનાગઢ

વલ્લભી ધરમપુર વગેરે રાજ્યોએ પણ શિષ્ટ સંગીતને પોષણ આપવામાં સક્રિય ફાળો આપ્યો છે.

આ જ કાળમાં ગુજરાતની રંગભૂમિની પણ સ્થાપના થતાં ગુજરાતી નાટ્યકલાનું પુનરુત્થાન થયું અને ગુજરાતની રંગભૂમિએ આપેલ નાટ્યકારો નટો તથા નાટ્ય મંડળીઓ જોતાં આ કલા વધુ વ્યવસ્થિત અને વિકસિત બની. પરંતુ બોલતી ફિલ્મો આવતાં ગુજરાતની રંગભૂમિને જે મરણતોલ ફટકો પડ્યો તેમાંથી તે હજુ બહાર આવી નથી.

મુસ્લિમ અને મહારાષ્ટ્ર સત્તાના વખતમાં ગુજરાતના કાવ્યસાહિત્યે તો ઉત્તરોત્તર પ્રગતિ કરી. નરસિંહ, ભાલણ, પ્રેમાનંદ, શામળ, દયારામ જેવા ખ્યાતનામ કવિઓ આપ્યા હતા. પરંતુ ગુજરાતના ગદ્ય અને નવલકથા સાહિત્યે છેલ્લા દોઢસો વર્ષોમાં જે વિકાસ કર્યો તે ખરેખર અદ્ભુત છે. પરિણામે હિંદની વિકસિત અને સ્વતંત્ર ગણાતી ભાષાઓમાં ગુજરાતીએ ઠીકઠીક સ્થાન મેળવ્યું છે અને આજે પણ ગુજરાતનું વાઙ્મય વિકસતી દશામાં છે. પરાવલંબનમાંથી છૂટકારો મેળવવા આધુનિક કાળમાં પ્રથમ પ્રયત્ન કર્યો સ્વામી દયાનંદ સરસ્વતીએ. તેમણે આર્યધર્મ દ્વારા સ્વધર્મ અને સ્વરાજ્યની ઘોષણા સારાયે ભારતવર્ષમાં કરી. આ પછી સ્વાતંત્ર્ય અને સ્વરાજ્યની ઘોષણા કરનારા હતા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજી.

## નવ ગુજરાત

મહાત્મા ગાંધીજીએ સત્ય અને પ્રેમના પ્રયોગો દ્વારા અહિંસક સ્વાતંત્ર્યસંગ્રામની શરૂઆત ગુજરાતમાં કરી ગુજરાતને સ્વાતંત્ર્ય પ્રવૃત્તિનુંએક અજ્યગઢ બનાવ્યું. આ પ્રવૃત્તિએ ગુજરાતને સરદાર પટેલ, ઠક્કર બાપા, અબ્બાસ તૈયબજી તથા દરબાર ગોપાળદાસ જેવા સન્નિષ્ઠ સેવકો પણ આપ્યા.

બ્રિટિશ કાળમાં રાજકીય અને સાંસ્કૃતિક દૃષ્ટિએ છિન્નભિન્ન બનેલ ગુજરાતના ઇતિહાસે પડખું ફેરવ્યું અને ભાગ્યનું ચક્ર પૂરું કર્યું. સેંકડો વર્ષો પછી રાજકીય નકશા ઉપરથી ભૂંસાઈ ગયેલ ગુજરાત રાજ્યનો તા. ૧ મે, ૧૯૬૦નાં રોજ પુનર્જન્મ થયો. ગુજરાતને તેનાં સ્વકીય રાજ્ય, ભાષા અને સંસ્કૃતિ હોવા છતાં ગુજરાતીઓ તેની સંકુચિતતામાં કદાપિ રાચ્યા નથી. હિંદભરમાં પથરાયેલ અને વ્યાપારી સૂઝવાળા ગુજરાતીને ભાષાકીય વાડાબંધી કદાપિ નડી નથી. દિલ્હી હોય કે કલકત્તા, મદ્રાસ હોય કે મહીસુર જ્યાં જ્યાં ગુજરાતી ગયા છે ત્યાં ગુજરાતી જે તે વિભાગના નાગરિક તરીકે જ રહ્યો છે અને ગુજરાતનું નામ રોશન કર્યું છે.



# ગુજરાતી ભાષા—
## બોલીઓના ક્રમિક વિભાજનના સંદર્ભમાં

ડૉ. પ્રબોધ પંડિત



ભારતીય આર્યભાષાના ઇતિહાસના અભ્યાસીઓએ સામાન્ય રીતે ભિન્ન-ભિન્ન કાળની માન્યભાષાઓને ધ્વનિ-પરિવર્તનની પ્રક્રિયા દ્વારા સાંકળવાનો પ્રયત્ન કર્યો છે. (૧) સંસ્કૃત, (૨) પાલિ-પ્રાકૃત, (૩) અપભ્રંશ અને (૪) અર્વાચીન ભારતીય આર્યભાષાઓ—આવી ચાર મુખ્ય ભૂમિકાઓ રચીને તે તે માન્યભાષાનું સાહિત્ય તપાસવામાં આવે છે અને ક્યાં ધ્વનિપરિવર્તનો દ્વારા એક ભૂમિકામાંથી બીજી ભૂમિકામાં સંક્રમણ થાય તે તારવવામાં આવે છે. પહેલી ત્રણ ભૂમિકાઓ (૧) સંસ્કૃત, (૨) પાલિ-પ્રાકૃત અને (૩) અપભ્રંશ છે. એ પ્રત્યેક ભૂમિકામાં એક જ માન્યભાષામાં સાહિત્ય રચાયું હોય એમ સ્વીકારવામાં આવે છે. જ્યારે ચોથી ભૂમિકા તરીકે પંદર-વીસ માન્ય-ભાષાઓ (નવ્ય ભારતીય આર્યભાષાઓ સિંહલી, પહાડી, ભોજપુરી વગેરે અર્વાચીન ભારતીય આર્ય-ભાષાઓ) સ્વીકારવામાં આવે છે. આવી પરિસ્થિતિ હોય ત્યારે સામાન્ય રીતે એવી ભ્રાંતિ થવાનો સંભવ ખરો કે અપભ્રંશ કાળ સુધી જાણે કે ભારતીય ભાષાના-ઇતિહાસમાં અવિચ્છિન્ન રીતે એક જ શાખાનો વિકાસ થયો છે અને ત્યારબાદ, (અપભ્રંશકાળ બાદ) એનું અનેક શાખાઓમાં વિભાજન થયું છે. નવ્યભારતીય આર્ય-ભાષાઓ લગભગ દસમા સૈકાની આસપાસથી અસ્તિત્વમાં આવી અને નવ્યભારતીય આર્ય-ભાષાઓ માન્યભાષાઓ તરીકે જે કાળમાં સાહિત્ય-બદ્ધ થઈ તે કાળને એ ભાષાઓના ઉદ્‌ગમના કાળ તરીકે માની લેવાથી આવી ભ્રાંતિ સ્વાભાવિક થાય.

ભારતીય આર્યભાષાઓ કોઈ એક કાળમાં, એકાએક, (અપભ્રંશમાંથી) ઉપસી આવેલી નથી. આર્યો ભારતમાં આવ્યા અને પ્રધાનપણે એક બોલી (ભારત યુરોપીય કુળની ભારત-ઇરાની શાખાની) બોલનારા જૂથ તરીકે સિંધુ નદીના પ્રદેશમાં વસ્યા. ત્યારબાદ એમનો વસાહતી પ્રદેશ વિકસ્યો. ભારતની અન્ય ભાષાભાષી પ્રજાઓએ એમની ભાષાને અપનાવી અને એમની ભાષાનો વિસ્તાર વધ્યો. એ વધતા જતા વિસ્તારની સાથે સાથે જ એ ભાષામાં બોલીભેદની રેખાઓ ઉપસવા

માંડી; જૂથો અળગાં પડવાં માંડ્યાં, અને બોલીઓ વિકસી. આ રીતે વિકસેલી બોલીઓ બુદ્ધ અને મહાવીરના કાળમાં (ઇ. પૂ. પાંચમા સૈકામાં) માન્ય ભાષાઓ તરીકે વ્યવહારમાં આવી ચૂકી હતી. આ પ્રક્રિયા પ્રમાણે સતત છૂટી પડતી બોલીઓના પરિણામ રૂપે અર્વાચીન નવ્યભારતીય ભાષાઓને તપાસીએ તો કયે કાળે કઈ બોલી જુદી પડી, કયાં લક્ષણોથી જુદી પડી, એની વિગતો હાંસલ કરી શકાય. પ્રાચીન માન્યભાષાઓમાંથી બોલીઓનાં વિભાગીકરણની જૂજ જ માહિતી મળે છે. અલબત્ત, આ માહિતીનું મહત્ત્વ ઓછું નથી પરંતુ આપણે અર્વાચીન ભારતીય આર્યભાષાઓની તુલના કરીને પણ એમાંની વચ્ચે ચાલ્યા આવતા ભેદોને સમજી શકીશું

ભારતીય આર્યકુળની મુખ્ય અર્વાચીન બોલીઓ : અવધી, આસામી, ઉડિયા, ઉર્દૂ-હિંદી, કચ્છી, કાશ્મીરી, કોંકણી, ગુજરાતી, પહાડી (એમાં નેપાળના હિમાલયની ખીણોના વિસ્તારથી માંડીને સીમલાનો પહાડી પ્રદેશ અને કુલુ ખીણ સુધીના પ્રદેશની પૂર્વ પહાડી, મધ્યપહાડી અને પશ્ચિમ-પહાડી એમ ત્રણ પેટા બોલીઓનો સમાવેશ થઈ જાય છે), પંજાબી, બંગાળી, ભીલી, ભોજપુરી, મગહી, મરાઠી, મૈથિલી, લહન્દા, રાજસ્થાની, સિંધી અને સિંહલી.

ત્રણેક હજાર વર્ષ પૂર્વે ભારતમાં આવેલી એક ભારતીય આર્યબોલીના ક્રમિક વિભાજનને પરિણામે આટલી મુખ્ય બોલીઓ વિકસી છે. બેથી અઢી હજાર વર્ષ પૂર્વે ત્રણ-ચાર મુખ્ય બોલી-પ્રદેશો વિકસ્યા હતા તે વિશે તો સાહિત્યિક પુરાવાઓ પણ આપણી પાસે છે. તેમાં એક તરફ ઉત્તરપશ્ચિમ (ઉદિચ્ય—જૂનો કુરુપાંચાલનો પ્રદેશ), બીજી તરફ પૂર્વ (પ્રાચ્ય—કલિંગ સમેતનું મગધ), વચ્ચે ગંગા-જમુનાનો પ્રદેશ (મધ્યદેશ) અને દક્ષિણપશ્ચિમ છેક ઉપરના પ્રદેશો, અળગા પડ્યા હશે. સંભવ છે કે ઉત્તરપશ્ચિમ તરફનો વિસ્તાર જુદો પડી ગયો હોય અને એ વિસ્તારની બોલી ક્રમે ક્રમે પ્રભેદો પામીને પહાડી, પંજાબી, કાશ્મીરી, સિંધીમાં વિકસી હોય. અન્ય બોલીઓથી આ બોલી જૂથને અળગી પાડતી ધ્વનિપરિવર્તનની એક ભેદરેખા આ અનુમાનને સમર્થન આપે છે. અનુનાસિક કે અનુસ્વાર પછી આવતો અઘોષ વ્યંજન એ બોલી-જૂથમાં ઘોષવ્યંજન તરીકે વિકસ્યો છે, અને અન્ય બોલીઓમાં એ અઘોષવ્યંજન તરીકે જ જળવાય છે. પ્રાચીન સાહિત્યમાં આવો (અને આવાં બીજાં અનેક પરિવર્તનનો) પુરાવો નથી મળતો તે સાહિત્યિક આધારોની મર્યાદા દેખાડે છે. થોડાં ઉદાહરણોથી આ પરિવર્તનનો વ્યાપ અને એનું સ્વરૂપ સમજાવી શકાય :

શૃઙ્ખલ—સિંધી સંઘર, પંજાબી સંગલ, નેપાળી સાઙ્લો; ગુજરાતી-મરાઠી સાંકળ.

વંશ— સિંધી વઙ્જહુ, પંજાબી વઙ્જહ, ગુજરાતી વાંસ, હિન્દી બાંસ.

પઞ્ચાશત્—સિંધી પઞ્જહ; હિન્દી-ગુજરાતી પચાસ.

દન્ત— સિંધી દન્દુ, પંજાબી દન્દ, કાશ્મીરી દન્દ, આસામી-બંગાળી, હિન્દી-ગુજરાતી મરાઠી દાંત, ઉડિયા દાન્ત, સિંહલી દત.

હેમન્ત— પંજાબી હિન્દુ, કાશ્મીરી વન્દ.

પન્થન્— સિંધી પન્ધુ, પંજાબી પન્ધ, હિંદી-ગુજરાતી પંથ.

કણ્ટક— સિંધી કાણ્ડો, કાશ્મીરી કોણ્ડુ, નેપાળી કોરો, હિન્દી-ગુજરાતી કાંટો.

કમ્પતે— સિંધી-પંજાબી કમ્બ, નેપાળી કામ, કાશ્મીરી કમ, હિન્દી-ગુજરાતી કાંપ.

આ જૂથનું ક્રમિક વિભાજન થાય છે અને તેમાંથી પંજાબી-લહંદા જૂથ સિંધી-કચ્છી જૂથથી જુદું પડે છે. પહાડી બોલી મૂળ તો આ ઉત્તર-જૂથની જ, પણ પહાડી પ્રદેશના કેટલાક ભાષકો

(ઉદા. પશ્ચિમ પહાડી-નેપાળીના-ભાષકો) હિમાલયની ખીણોના પ્રદેશમાં પૂર્વમાં આગળ વધ્યા અને ત્યાંના ભાષકોની અસર નીચે (આખરે પૂર્વી હિન્દીની અસર નીચે); આવવાથી ઉત્તરના જૂથનાં અન્ય લક્ષણો આ વિભાગમાં દેખાતાં નથી. આ જૂથમાં મૂળના હ્રસ્વસ્વર + સંયુક્ત વ્યંજનના વિકાસમાં હ્રસ્વસ્વર બદલાતો નથી, એનું કાલમાન સચવાઈ રહે છે; જ્યારે બીજા જૂથમાં મૂળના હ્રસ્વસ્વર + વ્યંજનયુગ્મનો વિકાસ દીર્ઘસ્વર + સાદો વ્યંજન ('પૂર્વસ્વર-દીર્ઘત્વ' અથવા અંગ્રેજીમાં 'કૉમ્પેન્સેટરી લેન્ધનિંગ' નામે જાણીતું) એ રીતે થાય છે. આથી આ બે જૂથો વચ્ચે આ પરિવર્તનની એક મહત્ત્વની ભેદરેખા બને છે. તદુપરાંત, પંજાબી-લહંદામાં સ્વર હ્રસ્વ રહે છે અને વ્યંજનયુગ્મ પણ રહે છે, સિંધી-કચ્છીમાં મૂળ સ્વર રહે છે અને વ્યંજન સાદો થાય છે જેથી આ જૂથના ક્રમિક વિભાજનની માહિતી મેળવી શકાય છે. એનાં થોડાં ઉદાહરણો :

તપ્ત– પંજાબી-લહન્દા તત્તા, સિંધી તતો, બંગાળી તાતા, ઉડિયા તાતિબા, હિન્દી તાતા, ગુજરાતી તાતું, મરાઠી તાતવણે.

વર્તિ– પંજાબી વટ્ટિ, લહન્દા વટ્ટા, સિંધી વતો, બંગાળી-આસામી-ઉડિયા બાટિ, હિન્દી બાટિ ('પરિઘ' અર્થમાં), ગુજરાતી વાટ-કો, મરાઠી વાટિ.

ચક્ર– પંજાબી ચક્ક, સિંધી ચકુ, બંગાળી ચાક, આસામી સાક, હિન્દી-ગુજરાતી-મરાઠી ચાક.

વ્યાઘ્ર– પંજાબી વગ્ઘો, સિંધી વાઘુ, બંગાળી આસામી બાઘ, ઉડિયા બાઘા, ગુજરાતી-મરાઠી વાઘ, હિંદી બાઘ.

ખાદ્ય– પંજાબી ખજ્જુ; બંગાળી-હિન્દી ખાના, ગુજરાતી ખાજું, મરાઠી ખાજેં.

આથી એ સ્પષ્ટ થશે કે ઉત્તર વિભાગની બોલીઓનો અભ્યાસી પ્રાચીન અને અવાન્તર ભૂમિકાઓનાં સ્વરસ્વરૂપ સંબંધી આગવી માહિતી પૂરી પાડે છે; ત્યાં સ્વરોનાં કાલમાન સચવાઈ રહ્યાં છે.

પૂર્વના વિભાગનું કેન્દ્ર પાટલિપુત્ર-મગધ. આ વિભાગમાં પ્રભેદો ત્રણ જૂથમાં વિકસ્યા—પૂર્વમાગધી, પશ્ચિમમાગધી અને મધ્યમાગધી. પૂર્વમાગધીની શાખામાંથી બંગાળી-આસામી અને ઉડિયા, પશ્ચિમ-માગધીની શાખામાંથી ભોજપુરી અને મધ્યમાગધીની શાખામાંથી માગધી અને મૈથિલીનો વિકાસ થયો છે. પ્રાચીનકાળના સ-ષ-શ ને સ્થાને શના પ્રયોગની ભેદરેખા ઉપરાંત, ક્રમિક પરિવર્તનો દ્વારા ભૂત-કાળના અર્થમાં લનો પ્રયોગ, ભવિષ્યકાળમાં-બ-પ્રત્યયનો વપરાશ, સકર્મક ક્રિયાપદના ભૂતકાળમાં કર્તરિ રચનાનો પ્રયોગ (ઉત્તર અને પશ્ચિમમાં કર્મણિ પ્રયોગનો વપરાશ છે), ઇત્યાદિ ભેદરેખા-ઓથી પૂર્વનું જૂથ અળગું પડ્યું છે. ત્યારબાદ, મધ્યનિમ્ન સ્વર અ ને સ્થાને પૃષ્ઠનિમ્ન ઑ નું પરિવર્તન પણ આ જૂથને અળગું પાડવામાં મહ-ત્ત્વનો ફાળો આપે છે. આ જૂથોના ક્રમિક વિભાજનના પુરાવાઓ માટે વધુ ચર્ચા (ઉદા. ઉડિયા પહેલાં જુદી પડે છે, ત્યારબાદ બંગાળી-આસામી જૂથમાંથી બંગાળી અને આસામી જુદાં પડે છે) થાય ત્યારે જ ભાષા ઇતિહાસનું વૃત્તાંત વધુ સુરેખ બની શકે.

બાકી રહેલા આર્યભાષી સમાજમાંથી ત્રણ મુખ્ય જૂથ છૂટાં પડે છે. એક તો (અનુક્રમમાં કદાચ પહેલું) પશ્ચિમ છેડામાં સોપારા અને પૂર્વમાં વરાડ સુધીના પ્રદેશમાં સ્વરાન્તર્ગત વ્યંજનોના પૂરા

વિલીનીકરણના પરિવર્તનની ભેદરેખાથી છૂટો પડેલો પ્રદેશ અને બીજો ગુજરાત-ભીલ-અને રાજસ્થાનનો પ્રદેશ, અને ત્રીજો પશ્ચિમ કિનારેથી સિંહલદ્વીપ સ્થાના થયેલો આર્યભાષી સમાજ—એ જુદું પડેલું જૂથ, આજની સિંહલીનું પુરોગામી છે. આ બધા વિભાજનની ભેદરેખાઓ ઊંડી તપાસ માગી લે છે. દોઆબની દક્ષિણે આવેલા પ્રદેશમાં વ્યંજનોના વિલીનીકરણ, ઉપરાંત, સંબંધક માટેનો–ઊન પ્રત્યય (જે કદાચ જૂની અપાદાનમાંથી વિકસેલા-ઓની સાથે સાંકળી શકાય—જુઓ જુલ બ્લોક કૃત 'ફોર્માસ્યોં દ લા લાંગ મરાથે ૧૯૫, ૨૬૩) વપરાશ-માં રહ્યો તે પણ એક મહત્ત્વની ભેદરેખા છે. વ્યંજનોનું વિલીનીકરણ અન્યત્ર થોડું મોડું થાય છે એવું અનુમાન કરી શકાય. આ જૂથ, આગળ ઉપર મરાઠી અને કોંકણીમાં વિકસે છે. ગુજરાત-ભીલ-રાજસ્થાનને દોઆબના વિસ્તારથી છૂટી પાડતી ભેદરેખાઓમાં (ક્રમમાં કદાચ સૌથી છેલ્લે) ધ્યાન ખેંચે તેવા, અંગવિસ્તાર પામેલાં નામોમાં (પુલ્લિંગ અને નપુંસકલિંગના) પ્રથમાના રૂપમાં અઉ અને અઉંનો વિકાસ, ઓ–ઔ અને ઉં માં થાય છે, દોઆબમાં પ્રથમાના સ્થાને આ આવે છે (અને નપુંસકલિંગ રહેતું નથી. દોઆબની દક્ષિણે અને પશ્ચિમે નપુંસકલિંગ ટકે છે–મરાઠી, કોંકણી, ગુજરાતી અને રાજસ્થાનની કેટલીક બોલીઓ) તે છે—તદુપરાંત, દોઆબના પ્રદેશમાં જૂના નપુંસકના બહુવચન (આનિ > આઈ > એં)નો ઉપયોગ સાર્વત્રિક રીતે નામોના બહુવચનના પ્રત્યય તરીકે યોજવામાં આવે છે, જ્યારે પશ્ચિમ અને દક્ષિણના વિસ્તારોમાં જૂના પુલ્લિંગનો બહુવચનનો પ્રત્યય (અઆ > આ) થોડા વખત સુધી બરાબર ચાલુ રહે છે.

આવા વૃત્તાંતની સહાયથી અર્વાચીન ભારતીય આર્યભાષાઓની પ્રાદેશિક સીમાઓ ભાગ્યે જ દોરી શકાય. આપણે તો માત્ર મોટાં જૂથો કયાં લક્ષણોથી છૂટાં પડ્યાં તે તારવી શકીએ. ગુજરાતમાં આર્યોનો વસવાટ, ઓછામાં ઓછો, અશોકના સમય જેટલો જૂનો તો ગણી શકાય. આ પ્રદેશ, ભાષાદૃષ્ટિએ અન્ય પ્રદેશોથી ક્રમિક રીતે કેવી રીતે જુદો પડ્યો તેનું વર્ણન આપણી ભાષાના ઇતિહાસની ભૂમિકા રચી શકે. ગુજરાતી, મરાઠી, મેવાતી, માળવી, જયપુરી. એવી બીજી બોલીઓનો વિસ્તાર અમુક સ્પષ્ટ ભેદરેખાઓથી દોઆબથી અને દક્ષિણથી જૂદો પડ્યા બાદ આ વિસ્તારમાં પણ પ્રવિભાજનની પ્રક્રિયા ચાલી અને એમાંથી ભિન્ન ભિન્ન બોલીઓ પોતાનું આગવું સ્થાન પામી. આ પ્રવિભાજનની પૂર્વે અર્થાત્, ગુજરાતી એની સાથે સંકળાયેલી બોલીઓથી જુદી પડી (સંબંધસૂચક પ્રત્યર–ન–/–ર–ની ભેદરેખાથી, સહાયકારી ક્રિયાપદ તરીકે છ-ના વપરાશની ભેદરેખાથી, અને એવી અનેક ભેદરેખા-ઓથી આ જૂથની બોલીઓનું પ્રવિભાજન થયું હશે.) તે પૂર્વેની ભૂમિકાને, ગુજરાતી ભાષાના ઇતિહાસની ચર્ચાના સંદર્ભમાં પ્રાગુજરાતી કહી શકાય. ગુજરાતીની અર્વાચીન સીમાઓ નિયત થયા બાદ એ પ્રદેશમાં જે બોલીભેદો પ્રવર્તે તેને આપણે ગુજરાતીની બોલીઓ કહી શકીએ. ગુજ-રાતીની પ્રાદેશિક સીમાઓ લગભગ સ્પષ્ટ છે. વાયવ્ય અને ઉત્તરની સીમાઓ કચ્છના રણ અને અરવલ્લી પહાડોથી નિયત થઈ છે; ઈશાન, અગ્નિ અને પૂર્વની સીમાઓ ભીલી પ્રદેશો અને જંગલોથી નિયત થઈ છે; પશ્ચિમે તો દરિયા કિનારો જ કુદરતી સીમા છે.

પ્રાગુજરાતી કાળથી અર્વાચીન ગુજરાતી સુધીમાં આવતાં જે ધ્વનિપરિવર્તનો અને સાદશ્ય વ્યાપારો સમગ્ર ભાષાસમાજમાં વ્યાપવાને બદલે અમુક ક્ષેત્ર પૂરતા જ વિસ્તર્યાં હોય તેને તપાસીએ તો જુદા પડતા જતા બોલી પ્રદેશોનો ખ્યાલ આવી શકે. વળી એમાંના કેટલાક સાદશ્ય વ્યાપારો એક કાળે અમુક પ્રદેશ સુધી જ વિસ્તર્યાં હોય પણ કાળ-ક્રમે, ધીરે ધીરે સમગ્ર ભાષાસમાજમાં વિસ્તરતા માલૂમ પડવા માંડે ત્યારે આપણે અનુમાની શકીએ કે એક કેન્દ્રમાં થયેલું નવ્ય પરિવર્તન (સાદશ્ય નવતર જ હોય છે) એ કેન્દ્રના રાજકીય-સાંસ્કૃતિક

વર્ચસ્વને પરિણામે પોતાનો પરિઘ વિસ્તારતું વધ્યે જાય છે. આ પ્રમાણે જુદે જુદે કાળે જે પ્રદેશની બોલી સર્વત્ર ફેલાઈ શકે એટલે કે માન્યભાષા હોય, એવા રાજકીય-સાંસ્કૃતિક કેન્દ્રો ક્યાં હતાં તે તપાસી શકાય. એ તો સ્પષ્ટ જ છે કે જૂની ગુજરાતી મધ્ય-ગુજરાતી-નવ્યગુજરાતી જેવા ભૂમિકાઓનાં અભિધાન વાપરીએ ત્યારે એમ કહેવાનો આશય નથી કે જે બોલી જૂની ગુજરાતી કાળમાં માન્ય-ભાષા હતી તે જ બોલી મધ્યગુજરાતી કાળમાં માન્યભાષા બની. એવું પણ બને—અને એવું વારંવાર બને જ છે—કે જુદે જુદે કાળે જુદી જુદી બોલીઓ માન્યભાષા બની હોય.

જૂની ગુજરાતી કાળનું એક મહત્ત્વનું વ્યાકરણી પરિવર્તન તે સ્વરસંક્ષેપ પામેલાં નામોનો નામના રૂપાખ્યાનમાં પ્રવેશ અને અંગવિસ્તાર પામેલાં નામો (સ્વરસંક્ષેપ ન થયો હોય તેવાં)ની માફક જ એમનું રૂપાખ્યાન. ઉદા. રૂપે —

છોકર - ઉ
પથર ઉ
તેમજ હાથી—ઉ
પાણી—ઉ

તદુપરાંત સ્વીકૃત શબ્દો ('લોનવર્ડ્ઝ') સુખી, દુખી જેવાં પણ આ જ રૂપાખ્યાનમાં પ્રવેશે છે.

સુખી—ઉ
દુખી—ઉ

આ—ઉ નરજાતિનું સાક્ષાત્ વિભક્તિ એક-વચનનું રૂપ છે. શબ્દ નાન્યતર હોય તો—ઉં ના રૂપાખ્યાનમાં પ્રવેશે છે; જેમ છોકર—ઉં તેમજ પાણી - ઉં વગેરે. પરિણામે નવો પ્રત્યય વપરાશમાં આવે છે—ઇ ઉ અને ઈ ઉં. અને મધ્યગુજરાતી કાળ પછી જ્યારે —ઉ ને બદલે—ઓ નરજાતિનો સૂચક બને છે ત્યારે એ પ્રત્યયનો આકાર—ઇઓ અને ઇઉં થાય છે.

પહેલાં જે શબ્દો આ રૂપાખ્યાનમાં પ્રવેશ્યા ન હતા તે શબ્દો જૂની ગુજરાતીમાં આ રૂપાખ્યાનમાં પ્રવેશ્યા ને એક નવતર પ્રવૃત્તિ. આજે તો આ નવીન પ્રત્યયો સમગ્ર ગુજરાતમાં માન્ય ગુજરાતી ભાષામાં —વ્યાપ્ત છે; પણ જૂની ગુજરાતી કાળમાં આ નવતર પ્રવૃત્તિ કયા પ્રદેશમાં શરૂ થઈ?

ઉપલક નજરે અર્વાચીન ગુજરાતનાં સ્થળનામ જોઈએ તો આ ઇઓ, ઇઉં (અને એના સામાન્ય *વિભક્તિનાં રૂપ ઈઆ) પ્રત્યયવાળાં નામ એક* વિભાગમાં પ્રચુર છે અને બીજા વિભાગમાં વિરલ છે. સોરઠ-મધ્યસૌરાષ્ટ્ર અને હાલારમાં આ નામો પ્રચુર છે (ઝાલાવાડ-ગોહિલવાડમાં થોડાં ઓછાં મળે છે); જ્યારે બીજા વિભાગમાં એટલે કે ભરૂચ, સુરત, વડોદરા, પંચમહાલ, ખેડા, સાબરકાંઠા, મહેસાણા, બનાસકાંઠા અને અમદાવાદ જિલ્લાઓમાં આ પ્રકારનાં સ્થળનામો વિરલ છે. થોડાં ઉદાહરણો જોઈએ :

સોરઠ : રાતીયા, વાંકીયા, માળીયા, જાળીયા, પાધરીયા, ગઢીયા, વાંકીયા,
લોઢવા, બાટવા (આ ઉ+ઉ પ્રત્યયનો વિકાસ છે, સરખાવો બડવો, કડવું વગેરે.)

મધ્યસૌરાષ્ટ્ર : માળીયા, વવાણીયા, વીંછીયા, ઈંતરીયા, ખીજડીયા, પીપરીયા, ખાખરીયા,
માળીયું, નળીયું,
કુહાડવું, ભાડવા

હાલાર : ભટીયા, દવળીયા, ખંભાળીયા, ભરૂડીયા, ભારીયા, ગાઢીયા, જોડીયા.
ખાખરીયું, ધુડસીયું, પીઠડીયું, જાળીયું

ઝાલાવાડ : વિમનીયા, કંથારીયા, ચરાડવું, ખરવા.

ગોહીલવાડ : લીલીયા, ડોળીયા, મહુવા, માંડવા.

જ્યારે ગુજરાતના બાકીના જિલ્લાઓમાંથી :

ભરૂચ : વાલીયા, ઝઘડીયા, ટંકારીયા.

વડોદરા : બાજવા, ભાદરવા.

મહેસાણા : ડાંગરવા.

ચાલુ નકશાઓમાંથી આ નામો લીધાં છે. નકશાઓમાંનાં નામ ઉપરાંત ઘણાં નામ જોવાથી જ ચોક્કસ વિધાન થઈ શકે. છતાં ઉપરની યાદી ઉપરથી એટલું કહી શકાય કે સોરઠ-મધ્યસૌરાષ્ટ્ર અને હાલારમાં આ નામો યોજવાની પ્રવૃત્તિ સૌથી વધુ જોરદાર હતી.

તો એમ અનુમાન કરાય કે જૂની ગુજરાતી કાળમાં સોરઠ-મધ્યસૌરાષ્ટ્ર—હાલારમાં આ—ઇઉ, ઇઉં પ્રત્યયો પહેલાં વપરાશમાં આવ્યા અને ત્યાંથી બધે ફેલાયા. આવો ફેલાવો ત્યારે જ શક્ય હોય જો એ પ્રદેશની બોલીનો વ્યવહાર ફેલાતો જતો હોય તો—જો એ બોલી માન્યભાષા હોય તો.

આ સ્થળનામોનો ઇતિહાસ તપાસતાં કદાચ એમ પણ જણાય કે આ નામો જૂનાં છે—ઉપલબ્ધ ગુજરાતી સાહિત્ય કરતાં વધારે પ્રાચીન; તો જૂની ગુજરાતીનો કાળ એટલો પાછળ ઠેલવો જોઈએ (આમે ય, ગ્રિયર્સન—ચેટર્જી માન્ય 'નવ્ય ભારતીય આર્યભાષાઓનો ઉદય લગભગ દશમા સૈકાથી થયો છે' એ વિધાન ઘણી રીતે નબળું તો છે જ.) મધ્ય ગુજરાતી કાળમાં આ વિસ્તારમાંથી હાલાર પહેલાં છૂટું પડે છે. બીજે બધે જ અઇ>એ અને અઉ>ઓ થતાં આઠ સ્વરઘટકોની વ્યવસ્થા નિર્માય છે : ઇ ઍ એ, અ આ, ઉ ઑ, ઓ; જ્યારે હાલારમાં ૭ સ્વરઘટકોની યોજના થાય છે : ઇ એ અ આ ઉ ઓ. હાલાર જુદું જ રહે છે તેનો વધુ પુરાવો આપણને ત્યારબાદના એક પરિવર્તનથી મળી રહે છે (જુઓ નીચે).

મધ્યગુજરાતી કાળ પછી સ્પષ્ટ રીતે માન્ય-ભાષાનાં કેન્દ્રો ઉત્તર-ગુજરાત, પાટણ-અમદાવાદ વચ્ચેના પ્રદેશ તરફ ખસેલાં માલુમ પડે છે. કેટલાંક મહત્ત્વનાં વ્યાકરણી પરિવર્તનો આ પ્રદેશમાં થાય છે અને ત્યાંથી ફેલાય છે. ઉદાહરણ તરીકે આપણે જોયું કે અઇ—એ અઉ—ઓ પરિવર્તન થયા બાદ ક્રિયાપદના રૂપાખ્યાનમાં—એ પ્રત્યયનો ફેલાવો થાય છે, અને પહેલા પુરુષ બહુવચન માટે જૂનાં રૂપોને સ્થાને કર્મણિ કરી —એ પ્રચલિત થાય છે. સાબરકાંઠા, બનાસકાંઠા, જેવાં વિસ્તારોમાં હજી જૂનો—આં જ વપરાય છે, કરાં, ચાલાં વગેરે. હાલારીમાં જૂનું કર્મણિ જ વપરાય છે. ત્યાં હજી આ—એ પહોંચ્યો નથી. કરીં છીં, બોલીં છીં (કદાચ આ—એ હાલાર ઉપરાંત કાઠિયાવાડના બીજા પ્રદેશોમાં ઝાલાવાડ-મધ્યસૌરાષ્ટ્ર વગેરેમાં પણ ન પહોંચ્યો હોય). આ—એ હવે ઉત્તર ગુજરાતની સરહદો ઉપર પ્રચલિત—આં ને લગભગ સંપૂર્ણ રીતે ભૂંસી નાંખીને આગળ વધેલો છે, માત્ર કેટલાંક પ્રદેશોમાં એ અવશિષ્ટ માલૂમ પડે છે અને એથી આપણે અનુમાન કરીએ કે જોરદાર કેન્દ્રોમાંથી આ—એ ફેલાયેલો છે.

તે જ રીતે, આજ કેન્દ્રોમાંથી તૃતીયાના જૂના—એ પ્રત્યયને સામાન્ય વિભક્તિના—આ પછી મૂકવાની શરૂઆત થયેલી છે; કાઠિયાવાડમાં હજી આ અસરો પહોંચી નથી અને ઘોડે અને દીકરે જેવા પ્રયોગો ચાલુ છે જ્યારે ઉત્તર ગુજરાતના માન્યભાષાના વિસ્તારમાંથી ઘોડાએ જેવા પ્રયોગો પ્રસારિત થવા માંડયા છે.

આ જ માન્યભાષાના કેન્દ્રમાંથી બહુવચનનો—ઓ પ્રસારિત થયો છે. સમગ્ર કાઠિયાવાડમાં તો સિંધી-કચ્છીની માફક નાન્યતરનો ઉં નારીના બહુવચન માટે અને પછી નરનાં બહુવચન માટે પણ પ્રચારમાં આવેલો છે; ઉત્તર ગુજરાતના સીમા પ્રદેશોમાં, અને છેક પાટણ-મહેસાણાના પ્રદેશોમાં પણ જૂનો—આનિ—આં હજી નષ્ટપ્રાય રૂપે જોવા મળે છે. બહુવચનના નવા પ્રત્યયના પ્રસારનું.

કેન્દ્ર પાટણની દક્ષિણે આવી ગયું છે અને—એ અમદાવાદ અને એની આસપાસના વિસ્તારથી શરૂ થઈને કાઠિયાવાડના—ઉં ને ઉત્તરગુજરાતના—આં ને ભૂંસીને આગળ વધતો નજરે ચડે છે. ઐતિહાસિક પૂર્વભૂમિકાને ખ્યાલમાં રાખીને બોલીઓની ચોક્કસ તપાસ થાય તો જ આ પ્રશ્નની વધુ આલોચના થઈ શકે. આટલી ટૂંકી માહિતીના આધારે માન્ય-ભાષાની શક્ય હેરફેર વિશે અટકળ જ કરી શકાય. પ્રાગ્ગુજરાતી–જૂની ગુજરાતી કાળમાં માન્ય-ભાષાનાં કેન્દ્રો કાઠિયાવાડ તરફ હતાં તે મધ્યકાલીન-નવ્ય ગુજરાતી કાળમાં પાટણ-અમદાવાદ તરફ આવી ગયાં તેમ સૂચવી શકાય.

(સંકલિત અ યાજ્ઞિક)



# ગુજરાતી ભાષા-સાહિત્ય : ઊડતી નજરે

શ્રી ઉમાશંકર જોશી



સાહિત્યની કળા શબ્દ અને અર્થનું સહિતપણું જામે ત્યારે અસ્તિત્વમાં આવે છે. સાહિત્ય આદિ લલિત કળાઓ બાહ્ય આકાર અને અંતરંગ વસ્તુના સાહિત્યમાંથી—સાથેપણામાંથી—જન્મે છે એટલું જ નહિ, એક બીજું પણ સાહિત્ય રચાય છે ત્યારે તે ચરિતાર્થ થાય છે. આરસ કે જસતની મૂર્તિ-તે તે જડ પદાર્થ—એ કળા નથી. એ કળા તો ત્યારે બને છે, જ્યારે ભાવકના ચિત્તમાં એ સૌંદર્યાનુભવરૂપે પ્રતીત થાય છે. આમ સર્જક અને ભાવકના ચિત્તનું સાહિત્ય—સહિતપણું રચાને તે તે કૃતિ કળા તરીકે પ્રતિષ્ઠા પામે છે ; બલકે તે તે કળાકૃતિનો આસ્વાદ લેનારા તમામ ભાવકોનું પણ, દેશકાળને લીધે તેઓ એકમેકથી અળગા પડી ગયેલા હોય તે છતાં, એકજાતનું સાહિત્ય—સાથેપણું રચાય છે. સૌ કળાઓ સાહિત્યધર્મી છે. સાહિત્યકળાકળામાત્ર —ચિત્તોની મિલનભૂમિ છે. મનુષ્યની બીજી સિદ્ધિઓ અને પ્રવૃત્તિઓનો ઉપયોગ માણસોથી માણસોને જુદા પાડવામાં થતો હશે—ભાષાનો પણ એવો ઉપયોગ થઈ શકે છે તે આપણા સમયમાં આપણે જોઈએ છીએ. પણ સાહિત્યને માણસોના ભાગલા પાડવામાં યોજી શકાતું નથી. બીજાં જેને વિભાજનો કરવાં હોય તે કરે, સાહિત્યકારો સંયોજન રચવામાં જ રચ્યાપચ્યા રહે છે. દુર્ભાગ્યે શબ્દકારણી માણસો ક્યારેક તે તે પ્રજાની ભાષાની મદદથી વિભાજનનું કામ કરતા જોવા મળે છે, જ્યારે સાહિત્યકારો ભાષાને એક બૃહત્ અને સંગીન સંયોજનના કામમાં યોજે છે, કેમકે સાહિત્ય એટલે જ એકતા-(Unity).

ગુજરાતી ભાષા, ઉત્તર ભારતની અર્વાચીન ભાષાઓની જેમ, મધ્યકાલની નીપજ છે. ગુજરાતી ભાષાની કારકિર્દી અંગે બે-ત્રણ હકીકતો નોંધપાત્ર છે. ગુજરાતી ભાષાની, એના શૈશવકાળમાં, વીતરાગ એવા જૈન સાધુસમાજે મમતાભરી માવજત કરી છે. આચાર્ય હેમચંદ્રે પોતાના સિદ્ધહૈમ વ્યાકરણના અંતભાગમાં અપભ્રંશના ઉદાહરણ રૂપે જે દુહાઓ આપ્યા છે તેમાં ગુજરાતી ભાષાનાં લક્ષણોનો ઉદય જોઈ શકાય છે. હેમચંદ્રાચાર્યના અવસાન પછી બાર વરસમાં ઈ. સ. ૧૧૮૫માં

વખાયેલ શાલિભદ્રસૂરિકૃત ભરતેશ્વરબાહુબલિરાસને આ પ્રદેશની ભાષાની પ્રથમ કૃતિ લેખી શકાય બારમાથી સોળમા સદી સુધી ગુજરાત અને રાજસ્થાનમા જે ભાષા પ્રચારમા હતી તે સ્વરૂપત એક હતી ઇટાલિયન વિદ્વાન ડૉ તેસ્સિતોરીએ એને જૂની પાશ્ચાત્ય રાજસ્થાની (Old Western Rajasthani)) એવુ નામ આપેલુ છે એને મારુ ગુર્જર કહી શકાય જુદા જુદા સ્થળોની બોલીઓના વિશિષ્ટ ભાષાપ્રભેદો જરૂર હશે, પણ એકદરે એ બધી બોલીઓનો મારુ ગુર્જરના માળખામા સમાસ થતો હતો બારમાથી સોળમા સૈકા સુધી આ ભાષાને ખાસ કરીને જૈન સાધુઓની સેવાનો ખૂબ લાભ મળ્યો છે

મારુ-ગુર્જરમાથી લગભગ સોળમા સૈકામા ગુજરાતી જુદી પડી ક્રમે ક્રમે ગુજરાતી એક સ્વતંત્ર અર્વાચીન ભારતીય ભાષા તરીકે ખીલી તેની પાછળ એક ઐતિહાસિક હકીકતે મોટો ભાગ ભજવ્યો છે, અને તે છે ગુજરાતમા સલ્તનતની સ્થાપના પંદરમા સૈકાના આરંભથી ગુજરાતમા દિલ્હીથી સ્વતંત્ર એવી મુસલમાન રાજ્યકર્તાઓની સલ્તનત સ્થપાઈ, એથી રાજસ્થાન સાથેનો ગુજરાતનો સંબંધ ઘટ્યો ૧૪૧૧મા અહમદાબાદ વસાવનાર અહમદ શાહે બારેક વરસ પછી ઉત્તરે પચાસેક માઈલ ઉપર અહમદનગર (હાલનુ હિંમતનગર) વસાવ્યુ હતુ અરવલ્લીની ડુંગરમાળાના છેલ્લા પથરા ત્યા વેરાયેલા છે અને ત્યાથી સપાટ પ્રદેશ શરૂ થાય છે અહમદાબાદની સલ્તનતને માટે અહમદનગર એ ડુંગરોની પાળની મદદથી રાજસ્થાન તરફના ભયને ખાળવા માટેનુ મથક બન્યુ આવતાજતા જૈન સાધુઓ દ્વારા રાજસ્થાન સાથે સંબંધ કાઈક ચાલુ રહ્યો એ જ ગુજરાત પ્રદેશ પછીથી એક નોખા પ્રદેશ તરીકે વાટ લેતો રહ્યો અને એનો સંબંધ દક્ષિણ તરફ વધુ ફેલાતો ગયો અત્યાર સુધીના કવિઓ બધા પાટણ આસપાસના—ઉત્તર ગુજરાતના હતા હવે, છેક સત્તરમા શતકમા, દક્ષિણ વિભાગમાથી સુરતના માણભટ્ટ હરિરામ, ભરૂચ નજીકના તાપીદાસ ('અભિમન્યુ આખ્યાન', ૧૬૫૨) આદિ મળે છે

ગુજરાતી મારુ-ગુર્જરમાથી છૂટી પડ્યા પછી એક અર્વાચીન ભાષા તરીકે સ્થાન પામી અને મારુ અથવા મારવાડી અલગ એવુ કેમ ન બન્યુ એ અભ્યાસનો એક રસપ્રદ વિષય બને સુવિદિત છે કે, બીજી રાજસ્થાની બોલીઓની સાથે મારવાડી પણ ક્રમે ક્રમે હિંદીની એક વિભાષા બની આમા તો નેખાઈ દિલ્હીના સાન્નિધ્યનો મોટો ફાળો હશે? બીજા પણ કારણો હશે ગુજરાતી સ્વતંત્ર ભાષાનુ પદ પામી શકી તેની પાછળ એ સુભગ અકસ્માતનો મોટો ફાળો હોવા સંભવ છે સત્તરમા સૈકામા ગુજરાતમા બે મોટા કવિઓ પાક્યા—જ્ઞાની કવિ અખો અને આખ્યાનકાર કવિ પ્રેમાનંદ પ્રેમાનંદ એ સંસારદક્ષ, જીવનના મર્મોને ખીલવી જાણનારો, અપૂર્વ ભાષાપ્રભુત્વવાળો અંગ્રેજ વિવેચકની ચૉસરની યાદ અપાવે એવો સમર્થ પ્રતિભાવાન કવિ છે સાધુ નાગરમણ 'ગુજરાતી ભાષા'મા 'ગુજરાતી'નો ઉલ્લેખ એને હાથે થાય છે એટલુ જ નહિ પોતાની કથનપ્રતિભાની પ્રસાદીરૂપ અનેક આખ્યાનકૃતિઓની ભાષાને એક સાહિત્યિક ભાષા તરીકે ખીલવી અદ્ભુત સજ્જતા પાય છે આખા સમાજમા એની કૃતિઓ ચાલુ લોકપ્રિય રહી છે જ્ઞાની કવિ અખાના માર્મિક કટાક્ષયુક્ત અને અનુભૂતિના ઝમકારવાળા છપ્પા પણ ગુજરાતી ભાષાની એવી જ સેવા બજાવે છે અખો અને પ્રેમાનંદ પોતાની વાક્પ્રસાદી આપે છે તે પછી ભાષાની સ્વતંત્ર સ્વાયત્ત સત્તા (હસ્તી) વિશે કોઈ શંકાને સ્થાન રહેતુ નથી નરસિંહ અને મીરાં (જેઓ જીવનના છેલ્લા દિવસો દ્વારકામા વિતાવેલા કહેવાય છે)ની પ્રેમલક્ષણા ભક્તિની પદકવિતા મૂળ તો મારુ ગુર્જરના તે તે ભાષાપ્રભેદોમા હતી પણ એ ગેય હોઈ બોલાતી ભાષામા રૂપાંતરિત થતી આવતી હતી અર્વાચીન ગુજરાતીમા એ ધારા પણ આવીને ભળી, અને ભાષાના નવા સ્વતંત્ર સ્વરૂપને સમૃદ્ધિ અર્પી રહી

અંગ્રેજોના આગમન પછીના સાહિત્યની કેટલીક વિગતો પ્રત્યે ખાસ ધ્યાન ખેંચવાની તક લઉં તે પહેલાં મધ્યકાલની કૃતિઓમાંથી, ભાલણે બાણભટ્ટની કાદંબરીના કરેલા રસાવહ પદ્યાનુવાદ પ્રત્યે, નરસિંહ–મીરાંની સુપરિચિત એવી પદાવલિ પ્રત્યે અને અખાના અનોખા પ્રભાવવાળા છપ્પા તથા પ્રેમાનંદનાં આખ્યાનોમાંથી નરસિંહ મહેતાની પુત્રી અંગે લખાયેલા–ગુજરાતી સમાજનો પણ કંઈક ખ્યાલ આપતા આખ્યાનકાવ્ય 'કુંવરબાઈનું મામેરું' પ્રત્યે, તેમ જ ૧૮૫૨ સુધી જીવંત મધ્યકાલના છેલ્લા કવિ દયારામની ગુજરાતણોની લાડીલી સુમધુર ગરબીઓ પ્રત્યે ખાસ ધ્યાન દોરવું જોઈએ.

પશ્ચિમના સાહિત્યની અસર, હિંદની બધી ભાષાઓનાં સાહિત્યોની જેમ ગુજરાતીએ પણ અનુભવી છે, અને સાહિત્યનાં વિવિધ સ્વરૂપો ખેડ્યાં છે. છેક ૧૮૬૬મા નંદશંકરે 'કરણઘેલો' નામની ઐતિહાસિક નવલકથા આપી હતી. ગુજરાતી સાહિત્યની એ એક શિષ્ટ કૃતિ લેખાઈ છે. (મને ડૉ. સુનીતિકુમાર ચાતુર્જ્યા એકવાર કહેતા હતા કે પોતે યુવાવસ્થામાં એનો બંગાળી અનુવાદ આરંભેલો.) ૧૮૮૭માં ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર' મહાનવલનો પ્રથમ ભાગ આપ્યો. 'સરસ્વતીચંદ્ર'ના ચાર ભાગ લખવામાં કર્તાએ ચૌદ વરસ આપ્યાં અને વધતી જતી આવકવાળી સફળ વકીલ તરીકેની કારકિર્દી સંકેલી લઈ એનો છેલ્લો ચોથો ભાગ પૂરો કર્યો. ગોવર્ધનરામ આધુનિક ભારતના એક દ્રષ્ટા અને એક પ્રતિભાવંત સ્રષ્ટા હતા. પોતાના સમયની ભારતની અવદશા, પાશ્ચાત્ય સમાજનો દિગ્વિજયી ઉત્કર્ષ અને પ્રાચીન ભારતની અપૂર્વ આત્મશ્રી,–એ ત્રણ સંસ્કૃતિપ્રવાહો ઉપર ગોવર્ધનરામની નજર હતી. એ ત્રિવેણીસંગમ ઉપર ઊભા રહીને એમણે ભારતના આત્માનું શોધન 'સરસ્વતીચંદ્ર' નવલકથા દ્વારા કર્યું. કથાનો નાયક પુસ્તકનું નામ સૂચવે છે તેમ સાહિત્યસેવી મનીષી–Man of letters છે. હૃદયના સૂક્ષ્મતમ ભાવાવેગોને રજૂ કરતી પ્રણયકથાના માળખામાં કર્તાએ પોતાના સર્વગ્રાહી જીવનદર્શનને રજૂ કર્યું છે. ડૉ. આનંદશંકર ધ્રુવે એને પુરાણની સંજ્ઞા આપી હતી અને યોગ્ય રીતે જ કહ્યું હતું કે સરસ્વતીચંદ્ર એ અર્વાચીન સમયના હિંદુસ્તાનના સાંસારિક, રાજકીય, ધાર્મિક વગેરે મહાપ્રશ્નોની ચર્ચાનો આકરગ્રંથ છે. હાલની તરેહની પ્રસ્તાવનાને બદલે પ્રાચીન રીતિની એની પ્રસ્તાવના લખાઈ હોત તો તે કદાચ આ પ્રમાણે લખાત : "કલિકાલમાં જ્યારે ભરતખંડના મનુષ્યોની બુદ્ધિનો હ્રાસ થયો અને મહાભારતનું રહસ્ય સમજી શકાયું નહિ ત્યારે વ્યાસજીએ પોતે દયા લાવીને મનુષ્યોને દેશકાલાનુસાર ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થ સમજાવવા માટે પ્રાકૃત ભાષામાં આ સરસ્વતીચંદ્ર પુરાણ રચ્યું". આપણે ત્યાં ૧૮૮૭ સુધીમાં મહાકાવ્યસમી યુરોપની નવલકથાઓનો પ્રચાર ભાગ્યે જ હતો. કર્તાની નજર સામે કઈ કથાનો આદર્શ હશે? ગ્યુઠે કૃત 'વિલ્હેલ્મ માઇસ્ટર'નો ખ્યાલ હોય એમ જણાય છે. મહાભારત તો સતત એમની બૃહત્ કલ્પકશક્તિ સામે આદર્શરૂપે છે જ. બંગાળી માસિક 'પ્રવાસી'ના જે અંકમાં ટાગોરની મહાનવલ 'ગોરા'નો આરંભ થયો તે અંકમાં ગોવર્ધનરામની મૃત્યુનોંધ આવી હતી. જેમાં ભારતીય સંસ્કૃતિ નાયિકા સ્થાને હોય એવી આપણા દેશની નવલકથાઓમાં 'સરસ્વતીચંદ્ર' અને 'ગોરા' એ બે મુખ્ય છે.

તે પછી મુનશીએ તાજગીભરી શૈલીમાં રમણીય ઐતિહાસિક નવલકથાઓ આપી છે. રમણલાલ દેસાઈ, મેઘાણી (જેમની મુખ્ય સેવા લોકસાહિત્યસંચયને મળી છે), ચૂનીલાલ વર્ધમાન શાહ, ગુણવંતરાય આચાર્ય, ધૂમકેતુ, સોપાન આદિએ નવલકથાસ્વરૂપને લોકપ્રિય સ્વરૂપે ખેડ્યું છે. છેલ્લા પંદર વરસમાં પન્નાલાલ, મડિયા, પેટલીકર, પીતાંબર પટેલ, પુષ્કર ચંદરવાકર આદિએ મુખ્યત્વે પ્રાદેશિક નવલકથાઓ આપી છે. તેમાં પન્નાલાલની

ક્રમ નંદશંકર, ગોવર્ધનરામ, મુનશીની કળાનું સ્મરણ કરાવે એવી સર્જકતા બતાવી ચૂકી છે. ઈ સ ૧૯૦૦ના દુષ્કાળની કથા પન્નાલાલે મહા કાવ્યની યાદ આપે એવી હથોટીથી આલેખી છે. મહિપાકૃત 'વ્યાજનો વારસ'મા નાયકને સ્થાને છે પૈસો' અને કથાફલક પણ મહત્ત્વાકાંક્ષી છે 'દર્શક'ની નવલ કથાઓમા જીવનદર્શનની શક્તિનો પરિચય સૌથી વધુ હદ છે એકંદરે ગોવર્ધનરામ–મુનશી પછી કોઈએ ત્રીજા સ્થાન માટે નિ શક અધિકાર મેળવવો હજી બાકી છે

કવિતામા મો વરસ ઉપર દલપત–નર્મદે નવો આરભ કર્યો તે પછી ૧૮૮૬મા નરસિંહરાવની કુસુમમાળાથી પાનગ્રેવની ગોલ્ડન ટ્રેઝરીના જેવા ઊર્મિકાવ્યોનીધારા સ્થિર પણે શરૂ થઈ રસતરની નાજુક ઊ મરે ગુર્જરી જનાર, રાજવી કવિ કલાપીએ પ્રજાહૃદયમા કવિતાના સસ્કાર સીચ્યા કાન્તે કમ- નીય, કંડારેલી આરસમૂર્તિઓ જેવી, કાવ્યકળા કૃતિઓ આપી નાનાલાલે ઉન્નત ભાવનાઓના કવનોથી અને લોકગીતોના લયમા લખેલા, ગુજ ગતણોને કઠે વસી જાય એવા, ગીતોથી ગુજરાતના હૃદયને કાવ્યસ્પન્દિત કરી મૂક્યુ એમણે ૧૯મી સદીના અતમા એક જાતના લયથી વચાતા ગદ્યમા કાવ્યરચનાઓ આરભી હતી અને લહેરો પક્તિઓ એ રીતની (વિવેચકોએ એને વિચિત્ર એવુ અપદ્યાગદ્ય નામ આપ્યુ હતુ) લખી ૧૯૪૦ પછી એક વાર એમણે મને કહ્યુ હતું "ટાગોરે વરસોમા ગદ્યપદ્યમા રચનાઓ કરી છે એ જોઈ છે?" બીજી પણ એક વાત અહીં ઉમેરવા જેવી છે વીસમી સદીના આરભથી કવિવર નાનાલાલ વસન્તધર્મી કવિ તરીકે આગળ આવ્યા છે. ટાગોરના જીવનસદેશમા પણ વસન્તધર્મનુ મહત્ત્વ જોઈ શકાય છે

પ્રો બળવતરાય ઠાકોરે પદ્યનો ત્યાગ ન કર્યો, પણ પ્રયવિન સસ્કૃત છદોને પ્રવાહી બનાવ્યા અને લાબી કાવ્યરચના માટે ગભીર ગૌરવયુક્ત છંદ પ્રવાહની સુવિધા સર્જી. એમણે પોચટ ઊર્મિલતાને બદલે વિચારપ્રાધાન્ય માટે આગ્રહ સેવ્યો. ૧૯૩૦ પછી આવેલા નવકવિઓને પ્રો ઠાકોરે નિપજાવેલી કાવ્યભગી તરત જ કામ આવી ગઈ.

૧૯૩૦ પછીની સાહિત્યપ્રવૃત્તિમા કવિતા સૌથી મોખરે છે. ગાધીજીનો પ્રભાવ સ્વાભાવિક રીતે આધુનિક ગુજરાતી સાહિત્ય ઉપર ખૂબ પડ્યો છે, ૧૯૩૦ પછીની કવિતા ઉપર એ સૌથી વિશેષ છે. પ્રગતિવાદ ૧૯૩૫ લગભગ આવ્યો પણ બીજુ વિશ્વયુદ્ધ આવતા તો એ સરવા પણ માડ્યો વિશ્વયુદ્ધના અત પછી નવીનતર કવિઓના કઠ સભળાવા માડ્યા, જેમાના કેટલાકને સાભળતા એક બગાળી લેખકે મને કહ્યુ હતું, ગુજરાતી કવિતા સયમ ( restraint ) થી અકિત છે સાચુ છે આપણે એક વ્યવહારપ્રિય પ્રજા વચ્ચે કવિતા ગાઈએ છીએ, આપણે આપણી લાગણીઓ છૂટી મૂકીને ચાલીએ તો બહુ અડવા લાગીએ રવીન્દ્રનાથ પાછળ આપણે બીજા કોઈ કરતા ઓછા ઘેલા નથી, પણ આપણી રચનાઓ ઉપર એમની સીધી અસર પડી જણાતી નથી, સિવાય કે આપણા બે સૂક્ષ્મ ઊર્મિકતાવાળા કવિઓ સ્નેહરશ્મિ અને રાજેન્દ્ર ઉપર ગુજરાતી ભાષાના એક ઉત્તમ કવિ શ્રી સુન્દરમ્ પોંડિચેરી આશ્રમમા કેટલાક સમયથી વસે છે, તેમની ઉપર અને થોડેઘણે અશે અન્ય કવિમિત્રો ઉપર પણ શ્રી અરવિંદના વિભૂતિમત્ત્વનો પ્રભાવ પડ્યો છે, પણ હજી એના પરિણામરૂપ ઉત્તમ કવિતા ગણી બાકી છે આ ક્ષણે ગુજરાતી કવિતારચનાનું મુખ્ય વલણ તે શબ્દ, લય, પ્રતીક દ્વારા આતરવાસ્તવને મૂર્ત કરતી અભિવ્યક્તિ સર કરવાનુ લાગે છે

ટૂંકી વાર્તા ૧૯૧૦થી શરૂ થઈ ૧૯૨૫ આસ પાસ ધૂમકેતુની અકૃત્રિમ જીવન માટેની ઝખના ઝુલતી વાર્તાઓએ અપૂર્વ મોહિની જમાવી. ને પછી રામનારાયણ પાઠકે ઉત્તમ યથાર્થલક્ષી અને મનોવૈજ્ઞાનિક વાર્તાઓ આપી. ધનસુખલાલ, મુન-

રમણલાલ, સુન્દરમ્ જોશી, જયંતી દલાલ, કિશનસિંહ ચાવડા, પન્નાલાલ, પેટલીકર, મડિયા, વિનોદિની નીલકંઠ, ચંદ્રવદન, કેતન મુનશી, જયંત ખત્રી, અશોક હર્ષ, કુંદનિકા કાપડિયા, શિવકુમાર જોશી, રમણલાલ પાઠક, સરોજ પાઠક, લાભુબહેન મહેતા, ધીરુબહેન પટલ આદિએ ટૂંકી વાર્તાના ક્ષેત્રમાં સફળ રીતે કલમ ચલાવી છે. જયંતી દલાલ, સુરેશ જોશી અને લક્ષ્મીકાંત ભટ્ટ છેલ્લાં વરસોમાં નોંધપાત્ર પ્રયોગો—ખાસ કરીને stream of Consciousness ની વાર્તાના—કરી રહ્યા છે.

ટૂંકી વાર્તા કરતાંય તે એકાંકીમાં કદાચ ગુજરાતીની સિદ્ધિ વધુ હોવા સંભવ છે. લાંબાં નાટક, રંગભૂમિ ઉપર પણ ભજવાય અને ઊંચું સાહિત્ય હોય એવાં, જૂજ છે. રમણભાઈ નીલકંઠનું 'રાઈનો પર્વત' સાહિત્યિક નાટક છે. મુનશી અને ચંદ્રવદનનાં નાટકો—ખાસ કરીને પ્રહસનો—સાહિત્ય-કલાદૃષ્ટિએ તેમ જ રંગભૂમિ ઉપરના પ્રયોગની દૃષ્ટિએ નોંધપાત્ર છે.

જૂની ગુજરાતીમાં પ્રાસયુક્ત ગદ્યની એક કૃતિ 'પૃથ્વીચંદ્ર-ચરિત' મળે છે. એ અને બીજા કેટલાક દાખલા બાદ કરતાં ગદ્ય છેલ્લાં સો વરસની સરજત છે. ૧૮૪૪માં દુર્ગારામ મહેતાજી ભારતવર્ષની નવી સાંસ્કૃતિક હવાને વશ થઈ માનવધર્મસભા સ્થાપે છે એના ગદ્યઅહેવાલો મળે છે. તે પછી નર્મદ, નવલરામ, ગોવર્ધનરામ, મણિલાલ, કાન્ત, કલાપી, રમણભાઈ, નરસિંહરાવ, બળવંતરાય, આનંદશંકર આદિ મહાન ગદ્યકારોની નક્ષત્રમાળા જોવા મળે છે. બધાની પોતપોતાની વિશેષતા છે અને તે ગુજરાતીની અભિવ્યંજનાશક્તિને ખીલવતી રહે છે. આચાર્ય આનંદશંકરને મળીને બહાર આવી રવીન્દ્રનાથથી ઉદ્‌ગાર થઈ ગયો હતો: 'ઇહાર દૃષ્ટિ મૂલપર્યન્તગામિની આછે'—આમની દૃષ્ટિ મૂળ સુધી પહોંચનારી છે. એમણે રચેલ 'હિંદુધર્મની બાળપોથી' ઉપર ગાંધીજી ખૂબ પ્રસન્ન હતા. ગુજરાતી ગદ્યને અપૂર્વ સંજીવની પાઈ ગાંધીજીએ. એક સભર આત્માની સરળતા અને ગંભીરતા ગાંધીજીનાં ગદ્યમાં પ્રતીત થાય છે. ગાંધીજીના સાથીઓમાંથી ગુજરાતી ભાષાને અનેક ગદ્યસ્વામીઓ મળ્યા છે. કિશોરલાલ મશરૂવાળાનું ગદ્ય સોંસરું, વેધક અને આર્જવયુક્ત છે. મહાદેવભાઈ દેસાઈનું સંસ્કાર-સૌરભભર્યું ગદ્ય મહાદેવભાઈની ડાયરી'ના ભાગોમાં મળે છે. પ્રભુદાસ ગાંધી એક જ પુસ્તક—ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની ઘરકથા 'જીવનનું પરોઢ'—આપીને ગુજરાતી ગદ્યનું એક મનભર ઉદાહરણ પૂરું પાડે છે. યોગ્ય શબ્દ તળપદી બોલીમાંથી કે અન્ય કોઈ ભાષામાંથી ઘસડી લાવતી, બલકે આંતરસ્ફૂર્તિના તાલેતાલે ભાષાને નચવતી સ્વામી આનંદની ગદ્યશૈલી ગુજરાતી ભાષાના વજોટને જેમ આપે છે. ગુજરાતી ગદ્યને વિપુલપણે સમૃદ્ધ કોઈએ કર્યું હોય તો તે જન્મથી મહારાષ્ટ્રીય એવા કાકાસાહેબ કાલેલકરે. સંસ્કારસુપમાયુક્ત પ્રવાસ-વર્ણનો, સ્મતિપાળ અને રમણીય શૈશવ-સ્મૃતિઓ, ભારતની લોકમાતાઓનાં સંસ્કૃતિચિત્રો આદિ રમ્ય રચનાઓને લીધે શ્રી કાકાસાહેબ કાલેલકરનું ઉત્તમોત્તમ ગુજરાતી ગદ્યકારોમાં સ્થાન છે. કાકાસાહેબનું ગદ્યલેખન શી રીતે શરૂ થયું હતું? એ રહ્યા શિક્ષક. ભણાવે, પણ લખે શાના? પણ રવીન્દ્રનાથની અમદાવાદ સાહિત્યપરિષદમાં પધરામણી થઈ તે પ્રસંગે ગુજરાતીસમાજને કવિગુરુની પ્રતિભાની કાંઈક ઝાંખી તો કરાવવી જોઈએ. કાકાસાહેબે એક ગંભીરસુંદર દીર્ઘ લેખ પોતાના સાથી—મિત્રને ઉતરાવ્યો. કવિવરનું ગુજરાતમાં આગમન એ જાણે કાકાસાહેબની ગદ્યગંગોત્રી.

ગુજરાતી ભાષાને પારસીઓ તેમ જ મુસલમાનોએ સમૃદ્ધ કરી છે. મલબારી અને ખબરદાર આપણા મુખ્ય પારસી કવિઓ છે અને શયદા આદિ મુસલમાન કવિ છે. ગુજરાતી કવિતામાં ગઝલ એક પ્રચલિત અને પ્રતિષ્ઠિત કાવ્યપ્રકાર છે.

ગુજરાતી સાહિત્ય ગોવર્ધનરામની મહાનવલ-કથા, આનંદશંકર અને મહાત્મા ગાંધીનું ગૌરવ-યુક્ત ગદ્ય, કેટલીક કવિતા, થોડાંક એકાંકી નાટકો, અને કાંઈક કાવ્યવિવેચન વગેરેને લીધે માનવચૈતન્યની એક અનોખી પ્રસાદીરૂપ છે.

# ગુજરાતનું લોકસાહિત્ય—થોડી વાનગી

કવિ શ્રી દુલા ભાયા કાગ



લોકસાહિત્ય એટલે માનું દૂધ. એને ન વેચાય—ન ગીરો મંડાય. લોક સાહિત્ય એટલે સોનું. જે દેખે તે ખીસામાં નાખે. આ રહી એની થોડી વાનગી:—

## 'વર્ષાઋતુની કુમારી કલ્પના'

મેઘ વરરાજા છે. ધરતી કુમારિકા છે. એ બંનેનાં લગ્ન થાય છે. એની જાન અને માંડવાનું અદ્દ્ભુત વર્ણન શિષ્ટ સાહિત્ય કે લોકસાહિત્યમાં ક્યાંય જોવા નહિ મળે:

 બોલ્યા બોલ્યા મધ્રગાત્નુંના મોર,
બપૈયાએ દીધાં રે વરનાં વધામણાં રે જી.

ઝબકી લાખમ લાખ મશાલ,
છડીઉં પોકારે રે વનરાના મોરલા રે જી

વરરાજાનો કાળો બીનો વાન,
જાનડીઉંએ ઓઢયાં રે કાળાકાળા ઓઢણાં રે જી

માથે લીધાં કોરા જળનાં કુંભ,
સામૈયું લઈ હાલીરે ગંગાને ગોદાવરી રે જી.

બોરે બોલે પડઘમ ધમધમ બોલ,
ડુંગરડાની ચોટી રે ચંદરવો આખા આભનો રે જી

૧. પ્હેલાં પ્હેલાં મંગળિયાં વરતાય,
લાડી કેરે અંગ રે ઓઢી લીલી ઓઢણી રે જી.

૨. બીજાં મંગળિયાં વરતાય,
લાડી કેરે પગલે રે ફુલડાંની ફાંટુ જરે રે જી.

૩. ત્રીજું ત્રીજું મંગળિયું વરતાય,
લાડી કેરે અંગડેરે જનેતાના ભાવ ભર્યા રે જી.

---

૧. આષાઢ ૨. શ્રાવણ ૩ ભાદરવો (અનાજ તૈયાર થવા આવ્યું.)

૪. ચોથાં ચોથાં મંગળિયાં વરતાય,
એતરડાંની થાળી રે કંસારે ભરી વળી રે જી.

૫. બોલાવીઓ શરદપૂનમનો ચાંદ,
જાનું ને વળાવી રે ઉગમણે વાયરે રે જી.
૬. લેવા લેવા મોતીડાં નો હાર,
વરરાજા તે હાલ્યો રે દિવાળીને હારડે રે જી.

'કોઈ ચોખ્ખું નથી'

ભગવાનની પૂજા કરતો ગામડીઓ–અભણ માલધારી ચારણ ભગવાનને વિનવે છે–ક્ષમા માગે છે :–

અંતરનો આરાધ મારો માની લેજે મહારાજ રે.
ફૂલડાં ચડાવું વાલા આ ફૂલ નથી ચોખ્ખાં રે.
એને ભમરડે અભડાવ્યાં,
કેમ તારી સેવા કરું !
દૂધ તો ધરાવું વા'લા આ દૂધ નથી ચોખ્ખાં રે,
એને વાછડીએ અભડાવ્યાં,
કેમ તારી સેવા કરું ?
મનડાં અરપું વા'લા મારાં મન નથી ચોખ્ખાં રે,
એને માયાએ અભડાવ્યાં,
કેમ તારી સેવા કરું ?
અંતરનો આરાધ મારો માની લેજે મહારાજ રે.

હું કોણ ?

'હું કોણ ?' આ પ્રશ્ન મોટા વેદાંતીને તો સતાવે પણ ઢોર ચારતા ચારણને પણ એટલો જ સતાવે છે:–

દોહો

બસો ત્રણસો બારડાં
સો બસો સાંધા;
પણ માંહી પોલ માંધા
અંદર શું બોલે છે શામળા.

જીવ અને શિવ બંને આપણા શરીરમાં જ રહે છે–એક સાક્ષી છે જ્યારે બીજો રસ માણે છે. આ તત્ત્વજ્ઞાન–આ કલ્પના આપણાં ઘંટીગીતોમાં પણ છે. રાત્રે ઘંટી ફેરવતી ગામડિયણ બહેન ઘંટીના સૂર સાથે સૂર મેળવી ગીત ગાય છે :

''આવી રૂડી સરોવરીઆની પાળ,
બગલા બે બેઠા રે જી.
બગલા ઊડી જાશે એકવાર
પગલાં પડ્યાં રહેશે રે જી.

મરતાં પહેલાં માનવી કંઈક લોકકલ્યાણ રૂપી પગલું પાડતો જાય–તેની વાત છે. ચારણી સાહિત્ય એટલે નદી અને બંધારણી સાહિત્ય એટલે નહેર જુઓઃ–

રાજા ખેંગાર તુલસીશ્યામની ગીરમાં શિકારે ગયેલો. અતિવૃષ્ટિથી એકલો પડી ગયો અને નદીનાળાં ઘૂઘવવાં લાગ્યાં–હાથીસૂંઢધારી પાણી પડવા લાગ્યાં. ક્યાંય માર્ગ સૂઝતો નથી. પચીસેક બેઠું ચરે છે અને એક ઝાડ ઉપર ચારણનો વીસ વરસનો દીકરો બેઠો છે. રાજા પૂછે છે, હે ગોવાળ, ''આ મારગ જૂનાગઢ જવાનો છે ? તો ચારણ કહે છે, 'સાંભળ રાજા:—

---

૪. આસો (વરકન્યા માટે કંસારની થાળી એતરોમાં તૈયાર થઈ.
૫. શરદ ઋતુ આવી અને પૂર્વ તરફનો વાયુ વાવા લાગ્યો. એણે વાદળાં વિખેરી નાખ્યાં.
૬. દીવાળીમાં સ્વાતિ નક્ષત્ર આવે ત્યારે કોઈક ઠેકાણે વરસાદ પડે તેમાંથી મોતી પાકે.

## દોહો

પાપ કીઓ તીણુ જાગ લભ્ભ
પુણ્ય કીઓ તીણુ સદ્ધ
મેં દીઠી દુહિ વાટડી.
(રાજા) ચાહે ઉણુ પંથ લગ્ગ

હે શિકારી રાજા, મને જૂનાગઢના મારગની ખબર નથી પણ પાપ કરે છે તે નરકમા જાય છે અને પુણ્ય કરે તે સ્વર્ગમાં જાય છે. તને જે મારગ પસંદ પડે ત્યાં જા.

એક ચારણ હળ હાંકતો હતો. તેને એક ગૃહસ્થ વટેમાર્ગુએ પૂછ્યું કે સાથી રાખી ખેતી કરતા હો તો ગઢવી !

ચારણ કહે છે કે હે ભાઈ, સાત વસ્તુ પોતાને જ હાથે કરવામાં સ્વાદ છે. સાભળ:—

## દોહો

ખેતી[1] પાતિ[2] વિનતી[3]
ખાજ[4] ખુજનવાનુ અંગ,
એટલા પર હથ[5] ન સોંપીએ
ગુરુસેવા[6] ને સતસંગ[7]

ખેડ કરવી, પત્ર લખવો, કોઈને વિનતી કરવી, ખાવું, ખજોળવું, ગુરુસેવા અને સતસંગ–આ પોતે જ કરવાં જોઈએ.

લોકસાહિત્યના કુલ મળી આઠ અંગ છે. એમાં ચારણીસાહિત્ય, દોહાસાહિત્ય, ’ગ્રડીઆ સાહિત્ય, ગસ સાહિત્ય, કહેવત, સુભાષિત, વચન અને છેવટે ભજન સાહિત્ય આવે છે આ બધા એક જ અંગના અવયવ છે.



# ગુજરાતની લલિતકલાઓ

શ્રી રવિશંકર મ. રાવળ



પચીસ વર્ષ પહેલાં ભારતમાં ગુજરાત વિશે કહેવાતું કે ગુજરાતીઓ માત્ર વેપાર કરી જાણે છે. સાહિત્ય, સંગીત, કલા આદિ સંસ્કૃતિ સ્વરૂપોનો ગુજરાતમાં સંભવ નથી. આવી છાપ કેમ પ્રચાર પામી તેનું કારણ શોધતાં જણાશે, કે આ યુગમાં સામાન્ય ગુજરાતી જન પોતાના દેશવાસીઓના સહવાસથી વિમુખ બની કમાવા માટે દેશદેશાવરનાં ક્ષેત્રો શોધવા નીકળી પડ્યો છે. જ્યારે તેને અંતર પ્રાંતના સમાજોનો પરિચય થાય છે ત્યારે જ, તેની આંખ ઊઘડે છે કે નમણી ગુજરાતણના ગૃહ-સંસાર જેવી સજાવટ અને સમજણ બીજે ભાગ્યે જ હશે. ગુજરાતના ગૃહજીવનમાં જે રસિકતાથી આતિથ્ય અને આવકારનો રંગઝલક આપે છે, તેવો ભારતમાં અન્ય સ્થળે વિરલ હશે. "વાળી સમાર્યો ચોક ત્યાં આવો કદી કદી," "આંગળિયે વેરાતું ફૂલ, મારે ઘેર આવોને" એવાં ભાવનાગીત જ્યાં ગુંજે છે ત્યાં ભાવનાની સરવણીઓ અનેક પ્રકારે ફૂટે છે.

નવાયુગના નગરજીવનમાં નવા વેશ અને નવાં નખરાંનો નાદ આવ્યો તે પહેલાં દરેક ઘરમાં ઘરની નાર ઘરની રાણી હતી. દરેક ઘરની સ્ત્રીઓ ભાત-ભાતનાં ભરત, આકળા, ઇંઢોણીઓ કે ગલીચાપરના ફૂલ હાથે ભરી શકતી. કામ કરતાં ગીતનો કલરવ કંઠમાં ગૂંજતો હોય. તે માટે ઘરનાં મંગલ પ્રસંગે સ્ત્રીવૃંદમાં નવી હવા અને નવી સ્ફૂર્તિ આવતી. સેવ પાપડ કરનારાઓની હરફરમાં મધુમક્ષિકાઓનું સ્મરણ થાય. આ સ્ત્રીજગતમાં મોટી ચર્ચા ભાતભાતની રસોઈની તૈયારી અને સામગ્રીની હોય. અથાણાં, મસાલા, વઘારની તરકીબોમાં ગુજરાતે પહેલો નંબર સુરતને જમાનાથી આપ્યો છે. કાશીનું મરણ અને સુરતનું જમણ—સુરતની ગૃહિણીઓની રસોઈની ચીવટ અને આવડતને કારણે કવિ નાનાલાલને મ્હોંએ તેમને ગુજરાતની રસગંધાઓનું અભિધાન અપાવ્યું છે.

ગુજરાતની ભોજનથાળની મહેક અને રસાર્દ્રતા કોઈ પણ ગુજરાતી વર્ષો સુધી દેશાવરમાં રહે તો પણ ભૂલી શકતો નથી.

જીવનની પરિતૃપ્તિનો ઓડકાર ખાતા ગ્રામ-જનોની નારીઓ ઘરને લીંપીગૂંપી ચાકળા તોરણ અને ભરતભર્યાં વસ્ત્ર પરિધાનોથી રઢિયાળું બનાવી, મનના રંગો ખીલવે છે તે અનોખો કળા-પ્રકાર છે. શાળા કે ઉસ્તાદોની તાલીમ કે દોરવણી વિનાની આ સ્ત્રીઓ, બાલિકાઓ, અને પ્રૌઢાઓ રેશમમાં, ભરતમાં કે મોતીની ફૂલભાત કે આકારોમાં રંગોના અને માપોના મેળ સાધે છે ત્યારે અંતરમાંથી કેવો ગણિત છંદ બજતો હશે તે કોણ કહી શકે ?

એ છંદ અને લય સમજવાને ગીતોના ઢાળ લહેરાતા હોય તે સંભાળવા પડે. જીવનવ્યવહાર અને સંબંધોને કેવા રંગભર્યા ટમકા તેઓ આપે છે ત્યારે તેમની કલ્પનાનો વિહાર પ્રગટ થાય છે. એની છટા તેમના શ્રમિક દેહમાં જોવી હોય તો ઝપટ ચાલ ઝડપે અંગ હિલ્લોલતું નારીવૃંદ ગામના કૂવેથી કે નદી તીરેથી હેલો ભરી લાવતું હોય તે જુઓ. આવું છંદોમય કટિ-હિલ્લોલ યુરોપના કોઈ શિલ્પમાં પણ જોવા નહિ મળે.

ગુજરાતમાં દૃષ્ટિને અભિરામ આપનાં અનેક દશ્યો અને અંગવિભવોથી લોકસૃષ્ટિ ભરી ભરી પડી છે, પણ તેનું જીવન્ત કલાસ્વરૂપ તો રાસ ગરબા અને નૃત્યોમાં પ્રગટ થાય છે. રોજના જીવનમાં ધકેલાતા હડસેલાતા માનવ દેહો ગરબી કે નાચના તાલમાં અને સૂરવાદનના તાલમાં કોઈ સ્વપ્નિલ દુનિયાનાં પાત્રો બની જાય છે. લય અને ભાવની હવામાં તેમનાં દેહકલેવરો અવનવી રૂપવતી અંગભંગીઓનું દર્શન કરાવે છે.

પણ ગુજરાત-સૌરાષ્ટ્રની જનતા માત્ર દૈહિક અને વૈભવી કલામાં જ પર્યાપ્તિ માનતી નથી. સવાર સાંજ મંદિરોની નોબત અને શરણાઈના સૂરો તારામંડિત રાતના ગભારમાં તંબૂર, ઢોલ, મંજીરામાંથી ગેબને સાદ દેતી ભજનોની સુરાવટો સરતાનું ધ્યાન જમાવી માનવ-હૃદયને મસ્તીમાં ડોલાવે છે અને દિન-રાતના સંસારના કરાલ વાયુઓ અને ઝંઝાવાતમાં માણસના મનને અજબ તાકાત અને સ્વસ્થતા અર્પે છે.

જનતાની ઊર્મિઓ અને ભાવનાઓને સચેત કરનારા પ્રવાસી ગાયકો રાવણહથ્થાઓ, ચારણો અને ભવાઈના કલાકારો દેશની રસિકતા અને સંસ્કૃતિને આકાર તથા રૂપ આપનારા કારીગરોનાં વૃંદ પણ ગુજરાતમાં આબાદી પામ્યાં હતાં.

માનવ-સમાજોનાં જૂથોમાં વ્યવસ્થા અને બંધારણો થયાં તેથી નગરો થયાં તેમ નાની મોટી જરૂરિયાતોમાં કલાની આભા પણ પ્રગટી. વસ્ત્રો, વાહનો, વાસણો, શસ્ત્રો, અલંકારો, રમકડાં, પેટી-પટારા, હિંડોળા, અંગઆચ્છાદનો, તેમજ પુરાણકાળથી તેના પર આજીવિકા ચલાવનારા વર્ગો પણ થયા.

પદાર્થ-સૃષ્ટિમાં કલાસ્વરૂપો આપીને ગુજરાતની પ્રજા મૌન રહી નથી. કથાપુરાણથી હકીકત મળે છે કે બાણાસુરની પુત્રી ઉષાએ કૃષ્ણ પરિવારની પુત્રવધૂ બની સૌરાષ્ટ્રમાં અને ગુજરાતમાં રાસક મંડળ એટલે ગરબા રાસનો પ્રચાર કર્યો. તેની સખી ચિત્રલેખા તો માનવ તસ્વીરો કરવામાં કેવી શીઘ્ર શક્તિશાળી હતી, તે ઉષાની કથાનું મહત્ત્વનું પ્રકરણ છે. આજે ગુજરાતના ઘરેઘરની નારીના કંઠમાં ગીતની હલક અને ગરબાનો હિલ્લોલ એક સ્વાભાવિક બક્ષીસ બની છે. રાસરમણ કૃષ્ણ અને રાધાનાં ગીતો કવિઓ અને કથાના રસ-ગર્ભમાં હોય છે. ઇતિહાસના છાયા—પડછાયામાં સત્તા અને સમૃદ્ધિની ચડતી-પડતી ગુજરાતે અનુભવી છે. તેમાં આગળ તરી આવતાં દૃષ્ટાંતોમાંથી ગુજરાતની કલા સમૃદ્ધિમાં ગણનાપાત્ર ફાળો સરજાયો છે.

મકાનો અને મંદિરોની ભીંતો પરનું ચિત્રકામ, સમૂહગીતો, ગરબા, રાસ, નૃત્ય, સંગીત વગેરે કલાઓ જીવનવ્યવહારમાં અવિભાજ્ય બન્યાં હતાં. ગુજરાતના ગ્રામજનો ગરબા, ગરબી, દાંડિયારાસ,

લગ્નગીતો, આરતીઓ અને ભજનોથી આ દિવ્ય-કલાની પરંપરાઓ સાચવી રહ્યા છે અને તે રીતે પ્રજાજીવનમાં ચૈતન્ય પ્રગટાવતો આનંદ ને રસ પાંગર્યાં કર્યાં છે.

પ્રજામાં જ્યારે કળાની ઊર્મિઓમાં ભરતી આવે છે ત્યારે તેની કળાભાવનાઓ વિશાળ દેવ-મંદિરો, મહાલયો, અને પ્રતિમાઓમાં તેનો પ્રસાદ પ્રગટાવે છે. પાષાણમાં નિર્માણ પામેલાં કલાસ્વરૂપો વધુ ચિરંજીવ બને છે. એ રીતે ગુજરાત સૌરાષ્ટ્રમાં ઇ. સ. પુર્વે ૧૫૦૦ વર્ષના લોથલના અવશેષોમાં પ્રારંભની કલાકારીગરીના ઉત્કૃષ્ટ નમૂના મળ્યા છે. ભારતમાં સૌથી પુરાણું ગણાતું બાંધકામનું શિલ્પ ગોપ-મંદિર જામનગર પાસે છે. ઇ. સ ૪૦૦ આસપાસ-ના તવારીખી નમૂના શામળાજી પાસેના દેવની મોરીના વિશાળ સ્તૂપના સંશોધનમાંથી મળ્યાં છે. ઇડરના હાથમતી પ્રદેશમાંથી ઉત્તર ગુપ્તકાળના શિલ્પો-માં સંસ્કારલાલિત્ય અને રસવિભાવનાનું દર્શન થાય છે. વડોદરા પાસેના અંકોટા ક્ષેત્રમાંથી સુંદર ઘાટવાળી ધાતુની માનવ કદની જૈન પ્રતિમા અને દેવસુંદરીનાં ધાતુશિલ્પો મળ્યાં છે. વિશ્વરૂપદર્શનની પ્રતિમા શામળાજી આગળ આવેલા અવશેષોમાં છે. તેનો પ્રસ્તાર ઠેઠ (પરેલ) મુંબઈમાં મળેલી પ્રતિમાને આંબી લે છે. તે જ પ્રમાણે લકુલીશ સંપ્રદાયની મહેશ્વરની ત્રિમૂર્તિનાં સ્વરૂપો શામળાજી, કદલાલ-માંથી આરંભી એલિફંટા જેવા મહાન કેન્દ્રમાં બિરાજે છે. એની શિલ્પકૃતિઓની પરંપરા ઇલુરના કોડાઈ શિવમંદિર સુધી લંબાય છે.

પશ્ચિમ ભારતમાં અજન્તા ઇ. પૂ. બીજા સૈકાથી મહાન કળાચક્રની ધૂરી બની હતી અને તેની કળાની દીપ્તિ કચ્છના કેરા, કોડાઈ અને બીજાં પુરાણાં મંદિરોનાં શિલ્પોમાં સ્પષ્ટ દેખાય છે. ચિત્ર-કળાના શ્રેષ્ઠ નમૂના માળવા અને ગુજરાતની સર-હદ પર બાઘની ગુફાઓમાં સચવાયા છે. તે કાળે આજના સીમાડા કોઈ જાણતું ન હતું.

ચિત્રકળાના અવશેષો પાષાણ જેટલા સુરક્ષિત રહેવાનું અસંભવિત છે. પણ અજંતાના અંત ભાગે ચિત્રકળાની એક પરિપાટી ઊભી થઈ. તેના નમૂના ગુજરાતના નવમી સદીના ગ્રંથ, ચિત્રો અને ગ્રંથ પાટલીઓ પર મળે છે. તિબેટનો ઇતિહાસકાર તારાનાથ લખી ગયો છે કે પશ્ચિમભારતમાં સારંગ-ધર નામનો ચિત્રકાર મારવાડમાં થયો. તેને વલ્લભી રાજ્યનો આશ્રય મળ્યો હતો. અને તેની કળા ખૂબ પ્રસાર પામી હતી. વલ્લભી રાજ્યની કળા-સંપત્તિનો આછો ખ્યાલ તામ્રપત્રો સાથે જોડેલી નંદીની મુદ્રા આપે છે. બીજા પણ સંસ્કારી શિલ્પના છૂટક અવશેષો મળે છે. તે પરથી માની શકાય કે દેશમાં બહુ ઊંચા ખ્યાલથી કલાકૃતિઓનું નિર્માણ થતું હતું.

ચૌલુક્ય સમયમાં સિદ્ધરાજ જયસિંહે રાજ્યનો વિસ્તાર કર્યો અને સંસ્કાર-સમૃદ્ધિમાં પણ ઇતિહાસ રચ્યો. મહાન ગુણીજનો, કવિઓ, ને સંતોને આદર તથા આશ્રય આપેલા. કવિકાલસર્વજ્ઞ હેમચંદ્ર સૂરિજી પાસે વ્યાકરણગ્રંથ રચાવ્યો. ત્રિશષ્ટિ-શલાકા પુરુષ નામનું મહાન મંદિર, રુદ્રમહાલય અને બીજાં અનેક સ્થાપત્યસ્વરૂપો અને શિલ્પ-કામો કરાવ્યાં તેની કીર્તિના અવશેષખંડો પણ પ્રભાવ અર્પે છે. એના રાજ્ય પછી બસો વર્ષને અંતે જે ગ્રંથપોથીઓ મળે છે તેમાંનાં ચિત્રો તત્કાલીન ચિત્રકળાની સારી ગવાહી આપે છે.

આ ચિત્રકળાએ મહેલોની ભીંત પર, વસ્ત્રોપર, શિલ્પો પર સારી છાપ પાડી હશે. પરંતુ ગ્રંથો સિવાય ક્વચિતજ તેના નમૂના ઉપલબ્ધ છે. વિદ્વાનો એક મતે હવે માને છે કે એ ચિત્રશૈલી સમગ્ર પશ્ચિમમાં વ્યાપક હતી.

પંદરમા સૈકામાં મુગલ સમ્રાટ અકબરે ચિત્ર-કળાની પ્રતિષ્ઠા કરવા ઇરાનથી આવેલા ચિત્રકારો સાથે કામ કરવા પોતાના સામ્રાજ્યમાંથી પ્રવીણ ચિત્ર-કારોને તેડાવ્યા. તેમાં રાજસ્થાન અને ગુજરાતના

અનેક ચિત્રકારો ગયા હતા. તે બધાની ચિત્ર પ્રણાલિકા એક જ હતી. ગુજરાતી જૂથમાંના કેટલાકનાં નામો અબુલફજલે આપ્યાં છે. તેઓ પોતાનાં નામ સાથે ગુજરાતી અભિધાન જોડતા. ગુજરાતમાં તે કાળે જૈન કલ્પસૂત્રના ચિત્રો જેવી શૈલી પ્રચલિત હતી. સજ-શૈલીમાં શ્રીમંતો ધર્મના કે રસિક કાવ્યના કે ભાગવત, દેવી સ્તોત્ર, બાલગોવિંદસ્તુતિ વગેરે ચિત્રો કરાવતાં તેના નમૂના હાથ લાગ્યાં છે.

સોલંકીયુગની ચિત્રકળા અપ્રાપ્ય રહી પણ ભોળાભીમના મંત્રી વિમલ શાહે આબુ ઉપર જૈન મંદિર બંધાવ્યું ત્યારે નીચેના પ્રદેશમાં ચંદ્રાવતી નગરની જાહોજલાલી હતી. તેના શિલ્પીઓનું કામ ત્યાં થયું હતું. આજે પણ તે મંદિરો વિશ્વની અજાયબી ગણાય છે. પછીના સમયમાં વસ્તુપાળ તેજપાળ વગેરે પ્રધાનોએ પણ એવી જ સમૃદ્ધ કારીગરીવાળા મંદિરો કરાવ્યાં છે. પર્વત ઉપર હોવાથી તે પરદેશીઓના આક્રમણથી બચી ગયા છે. પાટણ, શત્રુંજય, પ્રભાસપાટણ, ધૂમલી વગેરે સપાટ પ્રદેશોમાં જે ભવ્ય ઇમારતો હતી તેનો વિનાશ થઈ ગયો. પરંતુ જૈનદેવાલયોનો સમુદ્ધાર થયો છે. સોમનાથનું મંદિર નવું બંધાવ્યું છે છતાં પણ તે અપૂર્ણ રહ્યું છે. પ્રાચીન અમદાવાદ, ડભોઈ, ઝીંઝુંવાડા, ખંભાતમાં ભવ્ય ઇમારતોના ખંડેરો પણ ગુજરાતની નિર્માણ-શક્તિનો ખ્યાલ આપે છે. ગુજરાતના મુસ્લીમ શાસકોએ પણ સોલંકી યુગની શિલ્પકળાથી જ મિનારા, મકરબાનાં મહાન સ્થાપત્યો સરજ્યાં. ઠેઠ અઢારમી સદીમાં થયેલ હઠીસિંગભાઈનું મંદિર પણ શ્રેષ્ઠ સ્થાપત્ય-નિર્માણ છે.

ગુજરાતના નાગરિક જીવનમાં ભાતભાતની કલાઓનો ઉદય થયો તેમાં ગુજરાતનું કાષ્ઠ-શિલ્પ સુપ્રસિદ્ધ છે. જીવનના દરેક ક્ષેત્રમાં સુંદર આકારો, ઘાટો અને ભાતોથી વ્યવહારમાં જે રમણીયતા આવી તે અન્ય સ્થળે ક્વચિત્ નજરે પડશે. નવા યુગમાં અંગ્રેજી સુધારાને કારણે ઘણી જૂની વસ્તુઓ તરફ એકવાર પ્રજાને ગામડીપણાનો અને અસંસ્કારીપણાનો ભાવ થયો હતો. પણ આજની પ્રજામાં એમાં સર્જન કરવાનું ભાવનાબળ નથી. ત્યારે દેશની સંસ્કૃતિનું મૂળ સ્વરૂપ સાચવતી એ જૂની કળાનું સન્માન થવા લાગ્યું છે.

ગુજરાતના કવિઓ, લેખકો, વાર્તાકારો ગતજીવનના વૈભવ, કલાવૃત્તિ અને ભાવનાનો આદર કરવા લાગ્યા છે.

સૈકાઓથી ગામડામાં થતા રાસ, ગરબા, ભવાઈના સાધકોને આજના પ્રજાજીવનમાં અસલ ભારતીય સ્વરૂપ તરીકે નમૂના રૂપ લેખવામાં આવે છે. વડનગર વીસનગરના નાયકવૃંદોએ જ મુંબઈની નાટકમંડળીમાં નવાં નાટકોનો પ્રારંભ કર્યો હતો અને તેમાંથી પણ ઉત્કૃષ્ટ કલાસાધકો તરીકે કેંકનાં નામ આજે સુપ્રસિદ્ધ થયાં છે. સૌરાષ્ટ્રની ચારણી કવિતાઓ, છંદો, વાર્તાઓ, દુહાઓ શિષ્ટ મંડળમાં ગાજતાં થયા છે.

લોકજીવનમાંથી ઊભી થયેલી ગામડાંની રાસમંડળીઓ, ટિપણી નૃત્યો, ગરબામંડળોનું ભારતના પાટનગરમાં સન્માન થાય છે. તે સાથે ગુજરાતે ભારતીય સંગીતકળાના સમર્થ સાધકો પણ નીપજાવ્યા છે. જામનગરના આદિત્યરામ, ભાવનગરમાં દલસુખરામ, દેવરામ, વડોદરામાં ફૈયાઝખાન, ભરૂચમાં શ્રી ઓમકારનાથ, સૌરાષ્ટ્રના માસ્તર વસંત વગેરે અનેક.

ગુજરાતમાં ચિત્રકળા પણ પાંગરી છે, અને નવી શૈલીથી ચિત્રો કરનારા ગુજરાતી ચિત્રકારોએ ભારતનાં પ્રદર્શનોમાં, પાટનગરોમાં, પરદેશોમાં નામ કરી બતાવ્યું છે. આધુનિકતા તરફ વિશેષ વલણ છે.

શિલ્પ અને સ્થાપત્યમાં લોકરુચિ આધુનિકતા તરફ વળી છે. તે સાથે વિજ્ઞાન અને યંત્રયુગનાં

# ગુજરાતની નાટ્યકલા

શ્રી જયંતિ દલાલ



સંપાદકો આ વિષય આપીને શું લખાવવા માંગતા હશે એની તો મને ખબર નથી. એટલે એના જે જુદા જુદા અર્થ અને નિભાવો સૂઝે છે તેને જ નોંધું છું.

શું એનો પેઢી દર પેઢી, પરંપરાથી નાટક રૂપે કાંક ને કાંક ભજવતા રહેવાની કળા એવો અર્થ થાય ? જો એવો અર્થ થતો હોય કે અભિપ્રેત હોય તો એમાં ગુજરાત માટે જ કશું આગવું કે વિશિષ્ટ હોય એમ નહિ કહી શકાય. હરેક પ્રજામાં આ વાત હોય જ છે. ધર્મ કે સમાજે નાટક રૂપે સંકેતાત્મક કે પ્રતીકાત્મક કશું ભજવવાની મનાઈ ફરમાવી હોય ત્યાં પણ આ નૈસર્ગિક વૃત્તિ રહી જ હોય છે. અને મન ઈ છતાં એ પોતે અભિવ્યક્ત થઈને જ રહે છે.

તો શું નાટક લખવામાં, ગુજરાતે કશી અનન્ય ચતુરાઈ બતાવી છે ? અને એવી ચતુરાઈની વાત કરવાની છે ? ગુજરાતીની એક ખાસિયત એ અન્ડર સ્ટેટમેન્ટની—અલ્પોક્તિની—રહી છે, એવો, ઘણાનું થોડું બતાવતો, ગુજરાતી, આવો લીસોટો પણ ન હોય ત્યાં સાપનો ભારો દેખાડવાનું કામ નહિ કરે. ઘણી વાર આવું આવું કહી ગયેલું નાટક હજુ ગુજરાતમાં આવ્યું નથી. અને પરિસ્થિતિ તો પેલા લોકગીત જેવી થઈ છે. જે થોડાંક એક-હોક લખાણને આપણા વિદ્વાન વિવેચકોએ નાટક તરીકે ખપાવ્યાં છે—ધૂર્ત બન્યા વિના પણ, સદ્ભાવ અને સન્નિષ્ઠાથી નાટક તરીકે ખપાવ્યાં છે—એમની ગણતરી કરી કરીને તો આંગળીની રેખા પણ ઘસાઈ ગઈ છે. એટલે જેની હસ્તી નથી એને વિષે લખવાનું કહેવામાં નહિ જ આવ્યું હોય, એમ માની લઈએ.

પણ જે પણ છે, એને જે પણ નામની ચબરખી લગાડતા હોઈએ, તેને વિષે, કાંક વિચારીએ એવો હેતુ હશે ? જો એવો હેતુ હોય તો એક રીતે કામ ઘણું સરળ બને છે. એટલા માટે સરળ બને છે કે એ આખો ઢગલો Derivative છે, નિષ્ઠ પ્રતિમા (પ્રતિભાની વાત જ નથી) કે પોતાનો

અવાજ નથી. પ્રતિબિંબ છે, પડઘો છે. અને તે પણ ડહોળાયેલા, મેલા પાણીમાં પડેલું પ્રતિબિંબ. રણછોડભાઈએ ભવાઈની સૂગથી શરૂ કરેલી પ્રવૃત્તિથી તે એબ્સર્ડના અતિ એબ્સર્ડ અનુકરણ સુધીની સર્વ પ્રવૃત્તિ. સૂગનો યુગ હજુ પૂરો નથી થયો અને એમાં નાટક ને નિમિત્ત બનાવીને કોકને સંસારસુધારો કરવો છે, કોકને લગ્નમાં બ્રહ્મચર્ય પાળવું છે, કોકને વળી છંદની નવાજેશ કરવી છે, કોકને રાતના બાર વાગ્યે ઘર ખાલી કરવું પડે એની આપવીતી કહેવી છે, કોકને વળી સૃષ્ટિની ઉત્પત્તિ પોતાનાથી જ થયાની આપમસ્તી છે, આવો પુરુષાર્થ કાબિલે તારીફ ખરો. દાદ આપવા જેવો, પણ એમાં નાટક નથી. એક રીતે જોઈએ તો આવાં અનેક પ્રકારના ફાંકા અને ફાંકાએ નાટકને આવતું રોક્યું છે. પણ એનો અફસોસ પણ ગુજરાતની નાટ્યકળામાં ન આવે.

તો એક બીજો તર્ક પણ છે. એ છે ભજવણીનો અને અહીં કાંક વૈશિષ્ટ્ય વસ્યું છે એવો થોડો ઘણો સાચુકલો દાવો થઈ શકે. એને ગુજરાતની નાટ્યકલાના રૂપકડા નામે ઓળખાવવામાં દેખીતો આત્મસંતોષ છે પણ અન્ય અર્થો અને તર્કોને મુકાબલે આમાં થોડુંક તથ્ય છે. એનો વારસો અને ઇતિહાસ જરા લાંબા છે. બહુ આઘાં ન જઈએ અને હેમચંદ્રાચાર્યના શિષ્યો રામચંદ્ર અને ગુણચંદ્ર લગી જ નજર નાખીએ તો 'નાટ્યદર્પણ' જેવો, એક રીતે પ્રચલિત પરંપરા અને મતનું ખંડન કરીને નવીન મત સ્થાપતો ગ્રંથ લખાયો તે પરથી બેચાર વાતો તો સ્પષ્ટ થાય જ છે. એક તો સારા પ્રમાણમાં નાટકની પ્રવૃત્તિ ચાલતી હશે. બીજું એ કે એ પ્રવૃત્તિ ભરતમુનિના આશિર્વાદ પામેલી પ્રવૃત્તિ સામેની (એ જમાનાના ઓફ ઓફ બ્રોડવે જેવી) પ્રવૃત્તિ હશે. ત્રીજું એ પ્રવૃત્તિને સમર્થ સૂત્રકારો મળ્યા એ એમને એમ નહીં મળ્યા હોય. ચાલો એબ્સર્ડ લખીએ અને ચાલો આ નવોદિતોની પીઠ થાબડીએ, એ રીતે નાટ્યદર્પણ નહીં લખાયું હોય; નાટ્યદર્પણના અન્ય સુપેરેનિરૂપિત અંગો અને સિદ્ધાંતોની વાતને બાજુએ રાખીએ તો પણ નાટ્યદર્પણ એ એ જમાનામાં ઉપસી આવેલી ભજવણીની પદ્ધતિનું સૈદ્ધાન્તિક સમર્થન છે. જૂની અને કદાચ અકર્મણ્ય બનેલી રીતનું ખંડન કરવા સાથે નવી અને સામાજિક અને સામયિક સમર્થન મેળવી ચૂકેલી રીતનું મંડન કરે છે. એટલી વાત સ્વીકારવી જ જોઈએ.

અને આ રીતને મુસ્લિમ આક્રમણે વિખેરી. નાટક જોવા, લખવા, માણવાના સામાજિક આનંદને એક રીતે ભારે ઘા વેઠવો પડ્યો તો બીજી રીતે આખી પ્રવૃત્તિ જંગમ બની લોક લગી પહોંચી. આ સંક્રમણ બહુ સુખદ હતું એમ નહીં કહી શકાય. માત્ર ગ્રામીણતા આવી એટલું નહીં પણ ઘરાર ગ્રામ્યતા Grossness પણ આવી. વ્યક્તિની રિક્તતા અને એકલતા હજુ આવ્યાં ન હતાં. કોક ધન્ય ક્ષણને માટે એને અનામત રાખ્યાં હશે ભાવિએ. પણ સલામતીની શોધમાં જ રાત દિવસ ગુજારવાનું મળ્યું હશે એ સમાજને. અને એ સદોદિત ભયના ઓળા આ ભજવણીની રીત પર પણ પડ્યા છે.

પહેલું પરદેશી નાટક અકબરના દરબારમાં ફિરંગીઓએ ભજવ્યું હતું સોળમા સૈકાના છેલ્લા દસકામાં, એમ ફિરંગી નોંધો પરથી જણાય છે. આ પરથી અનુમાન તો એમ થઈ શકે જો અકબરના દરબારમાં ફિરંગી નાટક ભજવાયું હશે તો ભારતના પશ્ચિમ કિનારે, જ્યાં એમણે કોઠીઓ નાંખી વસવાટ કર્યો હતો ત્યાં તો, બીજું કશું નહીં તો પોતાના ધર્મના પ્રચાર માટે પણ ફિરંગીઓએ નાટકો પોતાની રીતે જરૂર ભજવ્યાં હશે. મલબાર, ગોવા, દીવ અને સુરતમાં તો આમ થયું હશે. જો આમ થયું હોય તો એના કશા જ સંસ્કાર છાપ, આદર કે નફરત, કાંઈએ સમયની ચાલુ ભજવણી પર નહીં પડયાં હોય ?

ફિરંગીઓના અનુસંધાનમાં જ અંગ્રેજો આવ્યા અને જામ્યા. મુંબઈમાં સ્થિર થયા. પહેલાં

તો સુરત-ગુજરાતમાં એ સારી પેઠે પગભર થયેલા. એમણે પણ નાટકની પ્રવૃત્તિ કરી જ હશે. અને એની અસર જરૂર ત્યારની જેવી પણ, જેવા પણ પ્રકારની હોય એવી ભજવણી પર પડી હશે.

આ વાતનો ઉલ્લેખ અહીં બે વાતે જરૂરી છે. એક તો આ અરસામાં નાટક અને નર્તન આમ જુદાં પડ્યાં હતાં છતાં ભજવણીમાં ભેળાં હતાં અને એકજ ક્ષણે સાથોસાથ પ્રયોજાતાં હતાં, એ વાતની ઘેરી અસર પડવા માંડી હતી. અને બીજું રજૂઆતની પદ્ધતિમાં પશ્ચિમી ઢબનો રંગમંચ પ્રેક્ષક અને નટને અલગ પાડતા દર્શન (પ્રોસીનીઅમ) વાળો આવતો હતો. આ ઉમેરણે ભજવણીની રીતમાં ઘણા અવનવા ફેરફાર કરવાની અને તરત ઉકેલની (રીસોર્સફુલનેસની) સુપ્રુપ્ત શક્તિને ખૂબ જ વિકસાવી તો સાત આઠ સૈકા નભેલી ભજવણીની રીતમાંથી વાચિક અભિનય એ જ મુખ્ય અંગ છે એટલી વાતને ભારપૂર્વક (ક્યારેક કર્કશ લાગે એવા ભારપૂર્વક) જણાવી.

જો કશી વાતને ગુજરાતની નાટ્યકલાના રૂપ નામે ઓળખવી હોય તો એ આ ગુજરાતના નટોને ફાવી ગયેલી વાચિક અભિનયની રીતને જ ઓળખાવી શકાય. જેને આપણે ઉર્દૂ તખ્તો કહીએ છીએ અને જેને ઉત્તર હિંદના નાટ્યવિવેચકો 'બમ્બઈયા' કે 'પારસી મંચ' કહે છે તે વાસ્તવમાં તો ગુજરાતીઓ (પારસી, તરગાળા, મીર, મીરાસી, રાવળીયા)ની વિશિષ્ટ દેણગી છે. અને એમાં પણ એમણે અભિનયની અન્ય છાયાઓ અને પ્રકારો દેખાડવા સાથે ખાસ તો વાચિક અભિનયની ખૂબીઓ જ બતાવી હતી.

બહુ વાજબી રીતે, આજે શું હાલત છે એવો સવાલ પૂછાય. જો ગુજરાતીની જ વાત કરીએ તો આજે વાચિક અભિનય આંખે જોવો પડે છે અને પ્રકાશ અંધકાર વગેરે સાંભળવા પડે છે. મીઠી ગુજરાતીનો લય, લહેકો, કે મધુર રણકો, ભયંકર ઉચ્ચારોમાં ક્યાંય ગુમાઈ ગયો છે અને એટલું ઓછું હોય એમ માઇક્રોફોન કર્કશતાનો ગુણાકાર કરીને, મધુરતા, અને નિકટ આવવા જવાની શક્તિનો જડબેસલાક ભાગાકાર કરે છે. પ્રકાશયોજનાને નામે ઓળખાતી અંધકારવિસ્તરણ કળાના આવવા જવાની ખબર સ્વીચોના ઉચ્છ્વાસના અવાજથી પડે છે. કુદરતે બક્ષેલ સ્વરમાધુર્ય તો ભીષ્મકર્મે નામશેષ કર્યું છે.

એકજ માત્ર માર્ગ છે જીવતા રહેવાનો. તે નાનકડા, સ્વજન જેવા ઇન્ટીમેટ થીએટરનો, અને પેલા ઘસી ભૂંસી નાખેલા વાચિક અભિનયને શુદ્ધરૂપે પ્રસ્થાપિત કરવાનો. અન્ય સર્વ અભિનય, અભિવ્યક્તિનાં અન્ય સાધનોનો સમુચિત ઉપયોગ, એ બધું આ પાયા પર જ શોભશે.

ગુજરાતની નાટ્યકલા એ શીર્ષકનો અહીં તારવેલો અર્થ યોગ્ય છે કે નહીં; સંપાદકોના મનમાં એવું કશું અભિપ્રેત હતું કે નહીં એ કહેવાનું મારી પાસે તો કશું સાધન નથી.



# ગુજરાતનું સંગીત

શ્રી નરેન્દ્રરાય શુકલ



"ગુજરાતનું સંગીત" એટલે માત્ર ગુજરાતી ભાષાની જ દૃષ્ટિએ નહિ, પણ લગભગ બે હજાર વર્ષથી "સંગીત" એટલે "ગીત વાદ્ય ને નૃત્ય" એમ જે વ્યાખ્યા ચાલી આવી છે, તે વ્યાખ્યાની દૃષ્ટિએ "ગુજરાતનુંસંગીત" એ વિષયની હું ટૂંકમાં સમીક્ષા કરું છું.

સંગીતના જે બે માન્ય પ્રકારો—માર્ગી અનેદેશી છે—તેની મર્યાદામાં જ સંગીતની સમાલોચના થવી ઘટે. ઘણા લેખકો માર્ગી એટલે દૈવી અને દેશી એટલે ગ્રામ્ય એમ ઘટાવે છે તે ઠીક નથી. સંગીતના શાસ્ત્રમાં જેને આપણે આજકાલ શાસ્ત્રીય સંગીત કહીએ છીએ તેને જ "માર્ગી" એમ કહ્યું છે. અને સાધારણ જનસમૂહમાં પ્રચલિત છે તેને 'દેશી" સંગીત એમ કહ્યું છે. આમાં ઉચ્ચ નીચનો ભેદ નથી. એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે અને તે આ: મતંગ ઋષિએ બૃહદ્દેશીમાં એમ મત આપેલો છે કે માર્ગી સંગીતનું મૂળ મોટે ભાગે દેશી સંગીતમાં છે. આ કારણથી માર્ગી અને દેશી વચ્ચેનો ભેદ એક રીતે ટળી જાય છે અને જે જે પ્રદેશોમાં દેશી સંગીત વિશેષ સમૃદ્ધ અને વિશેષ પ્રચલિત છે ત્યાં ત્યાં તે તે પ્રદેશની પ્રજાનું વલણ દેશી સંગીત પ્રત્યે વિશેષ હોવાથી, માર્ગી સંગીત ઉપર કંઈક ઓછું રહે છે. ગુજરાત, રાજસ્થાન, માળવા, હિમાચલપ્રદેશ વગેરે પ્રદેશો માં દેશી સંગીત ઘણું જ સમૃધ્ધ છે જ્યારે મહારાષ્ટ્રમાં, દાખલા તરીકે, પ્રજાનું પોતાનું સંગીત-દેશી સંગીત–ઘણું જ મર્યાદિત હોવાથી ત્યાંની પ્રજાનું વલણ માર્ગી સંગીત તરફ વિશેષ ઢળે છે. છેક દક્ષિણમાં–એટલે આંધ્ર, કર્ણાટક, તામીલનાડ, કેરલ–વગેરે પ્રદેશોમાં દેશી સંગીત નહિવત, હોવાથી ત્યાંની પ્રજાના વલણનો ઝોક મુખ્યત્વે માર્ગી સંગીત ઉપર જ રહ્યો છે. આ દક્ષિણની પ્રજાના લોકસંગીતમાં–દેશી સંગીતમાં તેઓને પ્રેરણા પણ માર્ગીસંગીત તરફથી મળે છે અથવા આદિવાસીઓના સંગીતમાંથી મળે છે. કર્ણાટકનું માર્ગીસંગીત ઉત્તરની જેમ લોકસંગીતમાંથી ઉદ્દભવેલું નહિ હોવાથી અને માત્ર ગણિતજન્ય હોવાથી આપણા ઉત્તરના સંગીતથી જુદું તરી આવે છે.

આ પ્રારંભિક વિવેચનની જરૂર એટલા માટે લાગી છે કે ઘણા ગુજરાતીઓ એમ માને છે કે

ગીતોના મૂળમાં મુખ્યત્વે ગુજરાતનાં જ લોક-ગીતોનાં, ચાલો, ધૂનોનાં ગીતાવયવો (Musical phrases) છે ભવાઈનાં ગીતો, ભજનનાં પદો, ઢાળીઆં, ધોળ, લગ્નગીતો, રાસ, વગેરેનાં ઢાળોનાં અવયવોનું એક સુંદર, સુઘડ અને સંસ્કૃત, સંકલન આપણા રંગભૂમિનાં ગીતોના મૂળમાં છે. નાટકોની નાન્દીમાં, ઉત્કૃષ્ટ ધ્રુવપદ અને ધમારનાં ઉદાહરણો મળી શકે છે તેમજ ગઝલ કવ્વાલીથી માંડીને ઠુમરી, તરાના, ખ્યાલ સુધીનાં પ્રકારો પણ ગુજરાતની રંગભૂમિએ આપ્યા છે. આ ઉપરાંત મહારાષ્ટ્રની લાવણી, ઓવી, સાખી કે બંગાળની બાઉલ વગેરે કેટલીક ધૂનો, ઉત્તર પ્રદેશનાં ચૈતી કજરી, લહેજ સાવન કે વ્રજનાં રસીઆ ફાગ વગેરેનાં સુંદર નમૂનાઓ પણ રંગભૂમિના ગીતોમાં મળી આવે છે. વધુમાં આ પ્રકારોને ગુજરાતી ઓપ આપવામાં રંગભૂમિ સફળ થઈ છે. ગુજરાતના ગરબા વગેરે પ્રકારોને આ જ રીતે રાજસ્થાનના ઘુમર વગેરેમાં સુંદર રીતે વણી લેવામાં આવ્યા છે.

સંગીતમાં આ પ્રકારની આપલે થતી જ આવી છે અને ગુજરાતે ઘણા પ્રદેશોમાંથી ગીતોના ઢાળો લઇને તેને ગુજરાતી ઢંગના બનાવ્યા છે. આદાન-પ્રદાનનાં આવાં ઉદાહરણોમાર્ગી સંગીતમાં તો ઘણાં જ છે અને માર્ગી સંગીત આવાં કારણોથી સમૃદ્ધ થતું આવ્યું છે. (આવી ક્રિયાઓમાં વિવેક જળવાવો જોઈએ. એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. આજ સુધી ગુજરાતમાં સંગીતનો આ વિવેક જળવાયો છે.) ગુજરાતનાં, માંડ, માલવ, મેવાડો, બીસવાડો, બીલાવલોના રામગિરી, શુકલ બીલાવલ જેવા પ્રકારો માર્ગી સંગીતે અપનાવ્યા છે. ગુજરાતની સીમા, સમયે સમયે ફરતી રહી છે પણ એટલું તો કહી શકાય કે માંડ, માલવ, મેવાડ, રામગિરી, બીલાવલ અને વીસાવલ વગેરેના પ્રકારો જેટલા ગુજરાતના દેશી સંગીતમાં મળે છે તેના દશાંશ પણ બીજે મળતા જોવામાં આવતા નથી. અહીં મને એક ઉલ્લેખ કરવો ઠીક લાગે છે. મારા સ્વર્ગસ્થ મિત્ર શંકરલાલ નાથુભાઈ નાયક જેઓ મૃદંગવાદક તરીકે ઘણાજ પ્રસિદ્ધ હતા તેમણે માત્ર માંડની જ જુદા જુદા ઢંગની ૩૫૦ ચાલોનો સંગ્રહ કર્યો હતો અને આને પુસ્તક રૂપે અમદાવાદના શેઠ રા. રા. રામચન્દ્ર (બાલુભાઈ) લાલભાઈ બેન્કર છપાવવાના હતા તે પહેલાંજ ભાઈ શંકરલાલનું અવસાન થયું. હવે આ સંગ્રહ કયાં હશે તે શોધવું રહ્યું.

સમયના પરિવર્તનને લઈને અને આજનો જમાનો જોતાં એમ લાગે છે કે ભવિષ્યમાં લોકગીતો રચવાનો ગાવાનો કે એ રીતે જ એને સાંભળવાનો આપણી પ્રજાને સમય નહિ રહે. તેથી અત્રે બે ત્રણ સૂચનો કરવાં જરૂરી લાગે છે.

(૧) કર્ણાટકસંગીતને જેમ મુખ્યત્વે સંગીત રત્નાકરનો આધાર છે તેટલો આધાર, હાલના કર્ણાટક સંગીતને સત્તરમા સૈકામાં લખાયેલી ચતુર્દણ્ડિ-પ્રકાશિકાના કર્તા પંડિત વ્યંકટમખિના મતને ગુજરાતી પંડિત શ્રીકણ્ઠે લખેલી રસકૌમુદીમાં પુષ્કળ પ્રમાણમાં (આધાર) છે. જામનગરના શ્રીશત્રુશલ્યસિંહજીના દરબારના આ ગુજરાતી પંડિતનું આ વિષયમાં ઘણું જ મહત્ત્વ છે. શ્રી કણ્ઠ પંડિત ગુજરાતનો જ હતો તેનાં પુષ્કળ પ્રમાણો છે.

(૨) હવેલી સંગીતમાં ગુજરાતનો એક વિશિષ્ટ ફાળો છે અને સ્વર્ગસ્થ વિદ્વાન આદિત્યરામની કૃતિઓ અને ક્રિયાંગો આ વિષયમાં ઘણાં તાત્ત્વિક છે.

(૩) "લોકસંગીત"ને નામે લોકગીતોના સાહિત્ય ઉપર આજ સુધી ગુજરાતી ભાષામાં સંખ્યાબંધ પુસ્તકો લખાયાં છે. પણ **લોકસંગીત**-એટલે લોકગીતોના સંગીતના સંગ્રહ ઉપર એક પણ પુસ્તક લખાયેલું નથી (થોડાં નાટકનાં ગીતો કે એક બે ગરબાનાં ગીતોનાં સ્વરાલેખનનાં પુસ્તકો બાદ કરતાં) એમ કહી શકાય.

ગુજરાતનું સંગીત ઘણું જ સમૃદ્ધ છે છતાં આ વિષય ઉપર ગુજરાતની એક પણ યુનિવર્સિટીએ ધ્યાન આપ્યું નથી. આપણે ત્યાં યુનિવર્સિટીઓમાં કર્ણાટક સંગીતનાં સિદ્ધાંતો વગેરેનું શિક્ષણ અપાય છે પણ ગુજરાતના સંગીતના વિષયને કોઈ પણ યુનિવર્સિટીમાં સ્થાન નથી.

ગુજરાત રાજ્યે ગુજરાતના લોકસંગીત (લોકગીતોનું સાહિત્ય માત્ર નહિ) અને ગુજરાતના માર્ગીસંગીત વિષે સભાન રહી તેને વિષે યોગ્ય પગલાં ભરવાં જોઈએ.



# ગુજરાતનું સ્થાપત્ય

ડૉ. પનુભાઈ ભટ્ટ



ભારતનું આદ્ય નગર લોથલ ગુજરાતમાં અમદાવાદથી ત્રીસ માઈલ દૂર આવેલું છે. હરપ્પીય સંસ્કૃતિયુગના આ નગરથી ગુજરાતનો સ્થાપત્ય-કાળ શરૂ થાય છે. અહીંની નગરરચના હરપ્પીય સંસ્કૃતિનાં નગરો જેવી છે. આ સ્થળેથી તે યુગની સંસ્કૃતિના અવશેષો પ્રાપ્ત થાય છે શતરંજની રમતના બોર્ડ જેવી નગરરચનાવાળું આ નગર વ્યવસ્થિત રસ્તા, ગટરયોજના, ગલીઓ, સ્નાનગૃહ વગેરેથી સજ્જ હતું. પ્રત્યેક મકાનમાંથી ગંદા પાણીના નિકાસની સગવડો હતી. મકાનોની બાંધણી સાદી છતાં સુઘડ અને પાકી ઈંટોની હતી. જુદા જુદા થરના લોકો માટે ઓરડાઓની સંખ્યા તથા વ્યવસ્થામા ફેર પડતો. આમ આ યુગમાં નગર આયોજન પદ્ધતિ સુવિકસિત હશે.

આર્યકાળની નગરરચના કે સ્થાપત્યના નમૂના પ્રાપ્ત નથી. ગુજરાતમાં સ્થાપત્યનો ઐતિહાસિક યુગ શરૂ થાય છે ઉપરકોટ અને ખંભાલીડાની ગુફાઓથી. આ ગુફામંદિરો બૌદ્ધ છે. આ ગુફામંદિરો ક્ષત્રપકાળનાં અર્થાત્ ઈ. સ. ની બીજી સદીની આસપાસનાં છે. (જુઓ ચિત્ર ૧). તાજેતરમાં ભરૂચ પાસેથી પણ આ યુગની ગુફાઓ મળી આવી છે. બૌદ્ધસ્થાપત્યનું બીજું સુંદર ઉદાહરણ શામળાજી પાસે આવેલા દેવની મોરી ગામ પાસેનો બૌદ્ધ સ્તૂપ પૂરું પાડે છે. આ સ્તૂપ ક્ષત્રપકાળનો છે અને ઈંટેરી છે. આખોય સ્તૂપ પકવેલી માટીનો છે. ભગવાન બુદ્ધની મૂર્તિઓ, અલંકરણો, સુશોભનો વગેરે બધુંય પકવેલી માટીનું છે. ભગવાન બુદ્ધની ૨' × ૨½" × ૧" કદ જેટલી મૂર્તિ કેટલી કાળજીથી પકવી હશે તેની કુશળતાનો ખ્યાલ આ મૂર્તિઓ આપે છે. વલભીમાં મોટી બૌદ્ધવિદ્યાપીઠ હતી. વિહારો હતા તથા ચૈત્યો પણ હતા એમ કહેવાયું છે પરંતુ સ્તૂપનો નમૂનો ત્યાંથી હજી મળ્યો નથી. એ દૃષ્ટિએ પણ આ સ્તૂપનું મહત્ત્વ સ્થાપત્યના ઇતિહાસમાં છે જ. આ સ્તૂપના અવશેષો વડોદરા મ. સ. વિશ્વવિદ્યાલયના પુરાવસ્તુ વિભાગ પાસે છે.



<u>નેમિનાથનું મંદિર-કુંભારિયા</u>

બાંધકામને મહત્ત્વ આપીએ તો દેવની મોરી પાસેનો બૌદ્ધસ્તૂપ ઈંટોના ઉપયોગ દ્વારા થયેલા બાંધકામનું પ્રથમ ઉદાહરણ છે. જ્યારે દેવાલયના બાંધકામની દૃષ્ટિએ પથ્થરમાં કરેલા બાંધકામનું પ્રથમ ઉદાહરણ જામનગર જિલ્લાના ભાણવડ તાલુકાના ઝીણાવારી ગોપમાં આવેલું મંદિર છે (જુઓ ચિત્ર ૨). આ મંદિરમાં ગર્ભગૃહ છે, પરન્તુ ગૂઢમંડપ નથી. તેની જગ્યાએ ખુલ્લો ઓટલો છે અને ઓટલાની ફરતા પીઠના ભાગમાં ગુપ્તકાલીન શિલ્પમાલા છે. મંદિરસ્થાપત્યનો વિકાસ સમજવામાં આ મંદિર ચાવીરૂપ છે. ગુપ્તોનો રાજકાલ ગુજરાતમાં ઘણો થોડો વખત રહ્યો છે. પરંતુ અહીં જે કલા વિકસી તેણે સમગ્ર ભારતીય સ્થાપત્યમાં આગવું સ્થાન પ્રાપ્ત કર્યું છે. મૈત્રકયુગમાં ગુજરાતે મંદિરસ્થાપત્યને વેગ આપ્યો છે એની પ્રતીતિ પીસાવાડા, બિલેશ્વર, સુત્રાપાડા, કદવાર વગેરે અનેક સ્થળોનાં મંદિરો પરથી થાય છે. સુત્રાપાડાના મંદિરમાં ગર્ભગૃહ ફરતે પ્રદક્ષિણાપથ અને મંડપ

<u>ઝૂલતા મિનારા-અમદાવાદ</u>



બંને જોવા મળે છે. તો બીજે લંબચોરસ ઘાટવાળાં મંદિર પણ જોવાં મળે છે. વળી શિખરાકૃતિમાં સાત સ્તર અને તેથીય વધુ તથા વ્યવસ્થિત વિકાસ પણ દેખાય છે. આ શિખરોમાં ત્રિદલ ચૈત્યવાતાયનો તથા આમલકો જોવામાં આવે છે.

પ્રાક્ સોલંકી કાલનાં ઘણાં મંદિરો સૌરાષ્ટ્ર તેમ જ કચ્છમાં શોધાયાં છે, જેવાં કે કિંન્નરખેડા, સોનકસગી, પાતા, પુત્તરેગઢ, ધીનકી, બીમરાણા વગેરે. ભાણસરા અને બીમેશ્વરથી તો મંદિરસમૂહ પ્રાપ્ત થયા છે. આ મંદિરો મંદિરસ્થાપત્યનો ક્રમિક વિકાસ દર્શાવવામાં મોટો ભાગ ભજવે છે, અને ગુજરાતનું મંદિરસ્થાપત્ય આગવી રીતે વિકસ્યું છે તે દર્શાવે છે, તેમ જ આઠમીથી દસમી સદી સુધીના ગાળામાંનાં મહત્ત્વનાં મંદિરોનો ઉમેરો કરી સ્થાપત્યનો ઇતિહાસ સળંગ બનાવે છે. મૂળરાજ સોલંકીથી શરૂ થતો સોલંકીયુગ ભૌતિક સમૃદ્ધિ અને સ્થાપત્ય, શિલ્પ વગેરે કલાઓને ચરમ સીમાએ પહોંચાડનારો યુગ છે. આ યુગમાં મંદિરોમાં નૃત્યમંડપ ઉમેરાયો એટલું જ નહીં પરંતુ મંડોવર, પીઠ, શિખર વગેરેનું આગવું સ્થાન અને આયોજન પણ નિશ્ચિત થયું. સ્થાપત્યને આવરતાં શાસ્ત્રોની રચના થઈ અને તે શાસ્ત્રોને તત્કાલીન સ્થાપત્યકૃતિઓએ સાર્થ કરી બતાવી. આમાં સૌથી વધુ ધ્યાન ખેંચે તેવું પ્રભાસપાટણનું સોમનાથનું મંદિર છે, જેનો અનેકવાર જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો છે. આ મંદિરને ભીમદેવે સુંદર બનાવ્યું હતું પરંતુ મહમૂદ ગઝનવીએ તે તોડયું. પાછળથી કુમારપાળે સુંદરતમ બનાવ્યું અને ફરીથી તેને મુસલમાનોએ તોડ્યું. પરંતુ તેના ભગ્નાવશેષોમાંથી પણ તેની ઉત્કૃષ્ટતા સ્પષ્ટ થઈ જાય છે.

સોલંકીયુગનાં બીજાં મંદિરોમાં મહત્ત્વનું મંદિર તે મોઢેરાનું સૂર્યમંદિર. આ મંદિરની ચારે બાજુ બીજાં નાનાં મંદિરો હતાં ને પાસે સૂર્યકુંડ પણ છે. મંદિરનો વિસ્તાર ઘણો મોટો હતો–તે અત્યારે તેની આસપાસ થયેલા ખોદકામ દ્વારા જાણી શકાય છે. બીજાં અગત્યનાં મંદિરો-સિદ્ધપુરનું રુદ્રમહાલય, ગળતેશ્વર, દ્વારકાનું રુક્મિણી મંદિર, જગતમંદિરનું પ્રથમ રૂપ, ત્રિવિક્રમનું મંદિર, ઘૂમલીનો મંદિરસમૂહ, કચ્છના કોટાઈ વગેરે અને બીજાં ઘણાંનો સમાવેશ થાય છે. શામળાજીનું મંદિર પણ આ યુગમાં ગણી શકાય. વાઘેલાયુગનાં મંદિરોમાં મુખ્યત્વે કુંભારિયા, દેલવાડા (આબુ) વગેરેનાં મંદિરો ગુજરાતની સ્થાપત્યસમૃદ્ધિનાં ઉત્તમ ઉદાહરણો છે. મુસલમાનોના રાજ્યકાળ દરમ્યાન મંદિરો બાંધવાની પ્રવૃત્તિ મંદ પડી ગઈ. પરંતુ વચ્ચેના ગાળાના કેટલાક સુંદર નમૂના ઇડરની રણમલ ચોકી તથા પોળોનાં કેટલાંક મંદિરોમાંથી જોવા મળે છે. પોળોનો મંદિરસમૂહ પાછળથી વિકસિત થયેલી જૈનમંદિરસ્થાપત્યશૈલીનું પૂર્વરૂપ પૂરું પાડે છે. ખાસ કરીને તેનું જૈન મંદિર.

આ મંદિરોના બહિર્ભાગમાં તોરણ કરવાની પ્રથા મૈત્રકકાળથી ચાલુ થઈ હતી. મંદિરના અગ્રભાગ સ્થિત તોરણના ગુજરાતમાં ઉત્તમ નમૂના જોવા મળે છે. શામળાજી પાસે હરિશ્ચંદ્રની ચોરીના નામથી ઓળખાતું તોરણ પછીથી વિકસેલા તોરણપ્રકારનું પૂર્વજ છે. આના પહેલાંના તોરણોના નમૂના પ્રાપ્ય નથી. આ તોરણ નવમી અથવા દશમી સદીનું માનવામાં આવે છે. આ મકર તોરણના સુશોભનનું સ્વરૂપ આંદોલ પ્રકારના તોરણનું દેખાય છે. તેમાં મગરના મુખમાંથી સર્પાકાર લેતી વલ્લી (વેલ)નું વક્રગતિવાળું સુશોભન સ્પષ્ટ છે. અગિયારમી સદીથી તોરણસ્થાપત્યને ખૂબ વેગ મળ્યો છે એવું જોવા મળે છે. આ સદીનાં તોરણોનું પુરોગામી ઓસિયાના મહાવીર જિનાલયના મંડપ પાસેનું તોરણ છે એમ ડૉ. ચૌધરી માને છે પરંતુ ગુજરાત માટે તો પ્રેરક તોરણ મોઢેરાના સૂર્યમંદિરનાં તોરણ જ ગણવા જોઇએ. આ ઉપરાંત સિદ્ધપુરમાં રુદ્રમહાલયનું તોરણ વડનગર, કપડવણજ વગેરેનાં ઉત્તુંગ પ્રકારનાં તોરણો છે. તેમનો ઉલ્લેખ સ્થાપત્યશાસ્ત્રના ગ્રંથ અપરાજિતપૃચ્છામાં થયેલો છે. આ જ યુગનાં તોરણો પીલુદ્રા, વાલમ તેમ જ અસોડામાં છે

પ્રભાસ પાટણમાંનાં તોરણો પણ નોંધપાત્ર છે. તેરમી સદીમાં તોરણના રૂપમાં વળાંકની પદ્ધતિમાં ફેરફાર થયેલો સ્પષ્ટ નજરે પડે છે, જેનો નમૂનો લૂણવસહી પૂરો પાડે છે.

તોરણોની સાથે સાથે મંદિરના ભાગ તરીકે અને પૂજાવિધિમાં સહેતુક સહાયરૂપ થઈ શકે તે માટે પાણીના કુંડ બનાવવામાં આવતા. આ કુંડ ચોરસ, ભદ્ર (અષ્ટકોણ) વગેરે આકારના બનતા. તેની ચારેબાજુ દેવાયતનો રહેતાં. અને મંદિરના સમગ્ર વાતાવરણને સુરુચિકર બનાવતાં એટલું જ નહીં પરંતુ તેનું આગવું સ્થાપત્ય પણ ધરાવતાં. સાથે સાથે સ્વતંત્ર સરોવરો પણ બંધાવાતાં જે જનતાની પાણીની જરૂરિયાત પૂરી પાડતાં તથા અપનગરીય વાતાવરણને ઠંડક આપવાનું કાર્ય કરતાં. જનતા આ સરોવરોના કિનારે ફરવા જઈ શકે તેમ જ તેની આસપાસનાં મંદિરોમાંના દેવોનો દર્શન-લાભ મેળવી શકે તે દૃષ્ટિએ તે રચાતાં. સરોવરની દૃષ્ટિએ ક્ષત્રપકાળના સુદર્શન સરોવરથી શરૂઆત થાય છે. પરંતુ સુંદર સરોવરોમાં તો તે પાટણનું છવન તેમજ પ્રમોદસ્થાન, ધર્મસ્થાન ને ઉદ્યાનગૃહ પણ હતું અને તેની સ્થાપત્યની દૃષ્ટિએ રચના પણ અદ્‌ભુત હતી. બીજું સરોવર તે વીરમગામનું મુનસર. આજે પણ તેના સ્થાપત્યના અવશેષોરૂપ બે નાનાં મંદિરો અને કિનારા મોજુદ છે. પછી આવે ધોળકાનું મીનલ સરોવર. આવાં ઘણાં સરોવરોએ ગુજરાતના સ્વાસ્થ્યને સાચવ્યું છે. કુંડોમાં મોઢેરાના સૂર્યમંદિરનો કુંડ, કપડવણજ, વડનગર, સિહોર વગેરે અનેક સ્થળોએ કુંડ જોવા મળે છે.

અડાલજની વાવ





હીરા દરવાજો, ડભોઇ

આ દૃષ્ટિએ મુસ્લીમયુગનાં તળાવોમાં ધોળકાનું મલાવ તળાવ પણ ધ્યાન ખેંચે તેવું છે.

સરોવરોની સાથે સાથે કૂપ તેમજ-વાવ પણ ઇષ્ટાપૂર્ત કાર્યમાં ગણાવી શકાય. ગુજરાતનું વાવ-સ્થાપત્ય વિશિષ્ટ પ્રકારનું છે. એટલું જ નહીં. પરંતુ તેની સાર્થકતા હજુસુધી સિદ્ધ થયા કરે છે. આ વાવો મોટેભાગે ગામની ભાગોળે રાષ્ટ્રીય ધોરી માર્ગ પર બાંધવામાં આવતી. તેમાં કૂવા ઉપરાંત પગથિયાદ્વારા છેક પાણી સુધી પહોંચવાની આયોજના હોય છે. આ ભાગને મંડપોથી અલંકૃત કરવામાં આવે છે. તેમાં ધોમધખતા તાપમાં આરામ લેવાની વ્યવસ્થા હોય છે. તેમજ ઢોરને પાણી પીવડાવી શકાય તેવી વ્યવસ્થા પણ હોય છે. આવી વાવોમાં ઉત્તમ વાવ પાટણની રાણીવાવ છે. આ વાવમાં અસાધારણ સંખ્યામાં દેવદંપતીનાં શિલ્પો તથા વિદ્યાધરો, નર્તકીઓ વગેરેનાં શિલ્પો કલાત્મક રીતે કોતરીને મૂકેલાં છે. અત્યારે તેના અવશેષો પણ એટલા બધા કલાત્મક અને સુરુચિકર લાગે છે તો એ વાવ જ્યારે અખંડ હશે ત્યારે કેટલી અદ્ભુત લાગતી હશે તેની કલ્પના જ માત્ર કરવી રહી. આ ઉપરાંત વઢવાણની માધાવાવ, ભાલેજમાંની વાવ, અમદાવાદમાંની તેરમી સદીની માતા ભવાનીની વાવ તથા ૧૧મી સદીની બાઈ હરિરની અસારવા અમદાવાદમાંની વાવ તથા બીજા ઉત્કૃષ્ટ નમૂના તરીકે અડાલજની વાવ નોંધપાત્ર છે.

ઉપરાંત ગુજરાત તેના ઉત્તમ કિલ્લાઓ તથા કલાત્મકદરવાજાઓ માટે પણ જાણીતું છે, નગરે નગરે સામાન્ય કિલ્લાઓ જોવા મળે જ પરંતુ કલાત્મક દરવાજાના ગુજરાતના જ. સોલંકીયુગના ડભોઇના કિલ્લાઓથી કોણ અજાણ છે ? તેમાં ય હીરા દરવાજો તથા વડોદરા દરવાજો તો શિલ્પાભિવ્યક્તિનાં ઉત્તમ ઉદાહરણો ગણાવી શકાય. બીજો એવો દરવાજો ઝીંઝુવાડાનો છે. આ દરવાજો પણ એવો જ કલાત્મક છે. પાટણ અને એવાં પ્રાચીન નગરોના દરવાજા અને કિલ્લા અનેક હુમલાઓને કારણે નષ્ટ થઇ ગયા હોઈ વધુ વિગતે માહિતી મળવી મુશ્કેલ છે.

વાઘેલા વંશના રાજા કરણ ઘેલાના હાથમાંથી મુસલમાનોના હાથમાં સત્તા જતાં ગુજરાતમાં મુસ્લિમ સંસ્કૃતિનો પ્રભાવ અને પ્રચાર થયો. મુસલમાનોએ શરૂઆતમાં મંદિરો તોડીને મસ્જીદો કરવા માંડી. પાછળથી મસ્જીદો માટે વિશિષ્ટ કાળજી લઈ રીતસર બંધાવવા માંડી. શરૂઆતમાં હિંદુ મંદિરોનાં સ્તંભ, છત વગેરે યથાવત્ રાખી મૂર્તિઓ હોય ત્યાંથી કાઢી નાખી તેનો ઉપયોગ કર્યો પરંતુ જ્યારે સ્વતંત્ર રીતે બંધાવવાનું શરૂ થયું ત્યારે હિંદુ કારીગરો જે ઉત્તમ પ્રકારની કોતરણીની કારીગરીમાં નિષ્ણાત હતા તેમની પાસે કામ કરાવ્યું. પરિણામે મસ્જીદનું આયોજન ઇસ્લામી હોવા છતાં તેનાં સુશોભનોમાં તથા વાતાવરણમાં હિન્દુ છાપ દેખાવા માંડી. આ કાળનું સ્થાપત્ય ભારતભરના તો શું પણ જગતભરના મુસ્લિમ સ્થાપત્ય ગુજરાતમાં અજોડ છે. અહીં જે રીતે હિંદુ અને મુસ્લિમ કલાનાં અંગોનો સુભગ સુમેળ અને સંવાદિતા સધાયાં છે તે બીજે ક્યાંય સધાયાં નથી. પાલીતાણા, તારંગા વગેરે સ્થળોએ આવેલ મંદિરો ખાસ નોંધપાત્ર છે. અકબર જેવા મહાન સંયોજક રાજાના ફતેહપુર સિક્રીમાં પણ આવી સંવાદિતા નથી. આવું ઉત્તમ સુસંવાદિતાવાળું સ્થાપત્ય આપણને મુખ્યત્વે અમદાવાદ શહેરમાં જોવા મળે છે. તદુપરાંત ખંભાત, ધોળકા, પાટણ ભરૂચ, સિદ્ધપુર, માંગરોળ, જૂનાગઢ, ચાંપાનેર વગેરે સ્થળોએ પણ આ સ્થાપત્યના ઉત્તમ નમૂના છે. અહમદશાહે ઈ. સ ૧૪૧૧ માં અમદાવાદ વસાવ્યું ત્યારે કેટલાંક ઉત્તમ મકાનો પણ તેની સાથે કરાવ્યાં. તેમાં જુમા મસ્જિદ અને અહમદશાહની મસ્જિદ મુખ્ય છે. મહમુદ બેગડાના વખતમાં થયેલાં સુંદર મકાનોમાં સરખેજનો રોજો, રાણી સીપ્રીની ઉત્તમ કારીગીરી અને સપ્રમાણતાવાળી મસ્જિદ, રૂપમતીની મસ્જીદ, ઝૂલતા મિનારા વાળી બીબીજીની મસ્જીદ, શાહઆલમ વગેરે ઉત્તમ મકાનો થયાં. મહમુદે ચાંપાનેરમાં રાજધાની ફેરવી તો પણ અમદાવાદની મકાનોની કલામાં ઉત્તરોત્તર ચઢતી જ થતી રહી. પછીના ગાળામાં સીદી સૈયદની મસ્જીદની મશહૂર જાળી બની. અમદાવાદનાં મુસલમાની રોજા કે કબરોમાંની જાળીઓનું વ્યક્તિત્વ સ્થાપત્યમાં તદ્દન આગવી છાપ પાડે છે. સરખેજના રોજાની જાળી લો કે શાહઆલના રોજાની લો કે રાણી રૂપમતીની જાળી જુઓ જાળીના સ્થાપત્યમાં અમદાવાદની હરીફાઈમાં ભાગ્યે જ કોઈ ઊભું રહી શકશે. આ જાળીઓમાંનાં સુશોભનોની સંખ્યા ૧૦૦ કરતાં ય વધુ થાય છે. આ ઉપરાંત બીજી વિશેષતા છે મિનારામાં, ત્રણ બાજુનાં વાતાયનોમાં ફૂલપાન અને વૃક્ષનાં સુશોભનો હોય છે. આ સુશોભનો કલાત્મક રૂપો તુલનાત્મક અભ્યાસ માગી લે તેવાં છે. એકંદરે તે પારદર્શક ન હોવાથી જાળી જેવાં નથી છતાં તેનું કોતરકામ જાળી કોતરવાની કળાને ખૂબ જ મળતું આવે છે. તેનું વૈવિધ્ય પણ અદ્દભુત છે. ઉપરાંત હિંદુ પ્રતીકોમાંથી ઇસ્લામી પ્રતીક તરીકે વપરાયેલાં કમલ અને કુંભનું સુશોભન છેક મિહરાબના ઉત્તમ અંગ તરીકે શોભતું થઈ રહ્યું મિહરાબોની કોતરણી પણ હિન્દુ પદ્ધતિ પ્રમાણે કરી. તેમાં કમાનો ઉમેરેલી હોય તેવું જોવા મળે છે. આ તો પથ્થરમાં બનેલાં મકાનોની વાત થઈ. પરંતુ અહીં ઇંટ અને ચૂનામાં પણ કેટલાંક ઉતમ મકાનો બન્યાં છે. તેમાં નોંધપાત્ર મકાનોમાં આઝમ મુઆઝમનો સરખેજના રસ્તે જતાં આવતો રોજો, દરિયાખાનનો ઘુમટ, ધોળકાની ખાન મસ્જીદ મુખ્ય છે. આ મકાનોમાં ચૂનાના પ્લાસ્ટરમાં કોતરણી કરીને જે સુશોભનો કર્યાં છે તે ખરેખર અદ્દભુત છે. આ અંગે ધોળકાની ખાન મસ્જીદ ખૂબ જ સુંદર છે. આ યુગની સુઅલંકૃત અને સુદૃઢ, સુંદર વાવોમાં અડાલજ અને બાઈ હરિરની અસારવામાંની વાવ આ પ્રકારના મિશ્ર સ્થાપત્યનું ઉદાહરણ છે. ૧૫મી અને ૧૬મી સદીમાં અહીં વિશિષ્ટ પ્રકારનું સંમિશ્રણ જોવા મળે છે જેનું વ્યક્તિત્વ પણ તેટલું જ અસરકારક અને આગવું છે. અહીં ઝૂલતા મિનારાઓ જે ઉપર ચઢી છેક ઉપરથી હલાવતાં હાલે છે તેની અલંકારિકતા

અને સુંદરતા પણ ખાસ ધ્યાન ખેંચે તેવી છે. કદાચ આખા ભારતમાં આવી સુંદર કોતરણીવાળા મિનારાઓ બીજે નહીં હોય. કુતુબમિનાર કોતરેલો જરૂર છે પણ મસ્જીદોના આ મિનારાઓમાં જે વૈવિધ્ય અને સુશોભનની ઋજુતા છે તે બીજે ક્યાંય જોવા મળવા સંભવ નથી. મુસલમાનોના ધર્મ-ઝનૂનને કારણે નોંધપાત્ર મંદિરો બંધાવાનાં બંધ થયાં. પણ તેથી કંઈ તક્ષણની શિલ્પની કળા મૃત્યુ ન પામી. તેણે દિશા બદલી. અને તે ધનિક માણસોના આશ્રયે ખીલવા માંડી. દેવોના પ્રાસાદોને બદલે હવે તેણે નગરપતિ તેમજ અન્ય ધનિકોના પ્રાસાદોમાં કલાને અભિવ્યક્ત કરવા માંડી. અને ધીમે ધીમે તે જનભોગ્ય કલા તરીકે છેક સામાન્ય આવાસો સુધી પહોંચી શકી. બીજી બાજુ શાસ્ત્રીય ગ્રંથોએ તેને સાચવી રાખવામાં ઘણે અંશે મદદ કરી. અલબત્ત મુસલમાન યુગમાં પણ આ પ્રમાણે શાસ્ત્રીય ગ્રંથો અનુસાર ઘર બંધાતાં હશે પરંતુ તેના નમૂના મળતા નથી. ભારતીય ગૃહનિર્માણકલા ભૌગોલિક, સાંસ્કૃતિક, સામાજિક તથા ધાર્મિક પરિબળોને પૂર્ણતયા ગણતરીમાં લઈને જ વિકસી છે. તેથી જ ઘરની વચ્ચે ચોક અનિવાર્ય બન્યો વળી ઘરના બહારના ભાગમાં ગરમીથી બચવા અને ઘરને સુંદર દેખાડી શકાય તે માટે દારૂકર્મ એટલે કે લાકડાનું કોતરકામ મહત્ત્વ પ્રાપ્ત કરી શક્યું. ભૌગોલિક પરિસ્થિતિએ ઝરુખાનું વિશિષ્ટ સ્થાપત્ય સર્જ્યું. બીજી બાજુ આખું ય ઘર અત્યારે તો આર. સી. સી. ની ફ્રેમમાં ઈંટોની દિવાલને પડદા તરીકે મૂકીએ છીએ તેમ લાકડાની ફ્રેમમાં તે સમયે ઈંટોની દિવાલને સ્થાન મળતું. લાકડું ગરમી-વિરોધક હોવાથી તે ઘરને ઠંડુ રાખવામાં ખૂબ મદદરૂપ થતું. તેથી જ આપણે ત્યાં લાકડાંનું આટલું બધું મહત્ત્વ સ્વીકારાયું છે. જ્યાં લાકડું ન મળે ત્યાં પથ્થરને સ્થાન મળ્યું છે. આમ ગૃહનિર્માણકલાનો અને તેમાં કાષ્ઠકલાનો ખૂબ વિકાસ થયો. અલબત આપણને પ્રાચીન ઘરોના નમૂના ખૂબ જ ઓછા મળે છે. પરંતુ તદ્દન શાસ્ત્રોક્ત નમૂનારૂપ એક ઘર પ્રભાસપાટણમાં અત્યારે પણ જોવા મળે છે. પારમાણ-મંજરી નામના ગ્રંથે વર્ણવેલાં બધાં અંગો આ ઘરમાં જોવા મળે છે. અત્યારે તો જે જોવા મળે છે તે ઘરો મોટે ભાગે બ્રિટિશકાળ દરમ્યાન થયેલાં છે. અલબત્ત આપણી પરંપરા-પદ્ધતિને લીધે તે સારી રીતે પાળેલી ભાવના અને શાસ્ત્રીયતા સ્પષ્ટ કરે છે. એવાં ઘરોમાં કેટલાંક ધ્યાન ખેંચે તેવાં છે. અમદાવાદમાં દોશીવાડાની પોળ, હજીરાની પોળ, શેઠની પોળ, સાંકડી શેરીમાં દિવેટિયાનાં ઘર વગેરે અનેક ઘર છે. ઉપરાંત પાટણમાં ઘણાં ઘર આ પ્રકારનાં છે વળી નડિયાદ, ધોળકા, ઉમરેઠ, ખેડા, ખંભાત અને બીજાં અનેક સ્થળોએ આવાં ઘરોના નમૂના જોવા મળે છે. આ ઘરોમાં ચોકમાં ટાંકુ હોવાથી ઘરમાં ભાગ્યે જ ગરમી લાગતી ઉપરાંત આપણે ત્યાં એકીસાથે ઘરો બાંધવાની પદ્ધતિના કારણે બે બાજુથી તાપ પણ લાગતો નહીં. હવે વ્યક્તિગત બંગલાઓ અને આર. સી. સી. નાં ધાબાં થતાં ગરમી વધારે લાગે છે.

દોશીવાડાની પોળમાનું કોતરણીવાળું મકાન



મુસલમાનો પછી મરાઠાઓ આવ્યા. તેમના સમયમાં સ્થાપત્યનો વિકાસ થયો નથી. પરંતુ બ્રિટિશરોએ અહીંથી પ્રજાનું દૃષ્ટિબિંદુ બદલી નાખવામાં ઘણો મોટો ભાગ ભજવ્યો. બ્રિટિશ વાવટો અમદાવાદ પર ઇ. સ. ૧૮૧૮માં ફરકયો. આ સમય પહેલાં સારા ય ભારતમાં તેમની સત્તા જામવા લાગી હતી. અંગ્રેજોની સત્તાએ ભારતની વિચારધારાને ઘણું નુકસાન કર્યું છે. તેઓ જેટલું ભારતીય તેટલું નકામું અને વિદેશનું એટલું સારું એવું ઠસાવવામાં સફળ થયા. તેમાં વળી ઔદ્યોગિક ક્રાંતિએ ભારતીય કલાને અને હસ્તકારીગરીને અભૂતપૂર્વ નુકસાન કર્યું એટલું જ નહિ પણ જીવનની રીતભાત પર પણ બ્રિટિશરોએ પૂર્ણ પકડ જમાવી. પરિણામે બ્રિટિશરોની નકલ કરવામાં જ સાર્થકતા દેખાવા લાગી. મોટા ભાગનાં જાહેર મકાનો, ઑફિસો વગેરે બ્રિટિશ સ્થાપત્ય અનુસાર થવા લાગ્યાં. તેની અસર નીચે પૈસાદારવર્ગે પણ પોતાના મહાલયો બ્રિટિશ સ્થાપત્ય અનુસાર કરાવ્યાં. ઇંગ્લૅન્ડની અસર અહીં વ્યાપક બની અને વતન પરિપાટી શરૂ થઈ. મહાલયોની નામકરણવિધિમાં પણ ફરક પડવા માંડ્યો. વિલા, મેન્શન, હાઉસ, બંગલો આવાં અંગ્રેજી નામાભિધાન વ્યાપક બન્યાં. તેના સામે થોડાં દેશભાવનાથી પ્રેરાયેલાં પરિબળોએ સદન, ભવન, નિવાસ, નિકેતન તથા અન્ય સંસ્કૃત નામ પાડવાની પદ્ધતિ શરૂ કરી. રહન-સહન પર થયેલી અસરને કારણે આ દેશના વાતાવરણને અતિ અનુકૂળ નહીં એવી મોટી બારીઓ, વચ્ચેના ચોકનો અભાવ તથા જુદો લીવીંગ અથવા ડ્રોઇંગરૂમ બનાવવાની પદ્ધતિ શરૂ થઇ. જાહેર મકાનોમાં સ્થાપત્ય વ્યાપક રૂપે દેખાવા માંડ્યું. તેના પ્રચારમાં રાજવીઓનો ફાળો ઓછો નથી. વડોદરાના મહારાજા શ્રી સયાજીરાવે તેમનો લક્ષ્મીવિલાસ ઇટાલિયન સ્થપતિ પાસે ડિઝાઇન કરાવ્યો. અને તેમણે બંધાવેલાં વડોદરા કૉલેજ કેમ્પસ, કીર્તિમંદિર વગેરે તથા હૉસ્પિટલ વગેરેમાં મિશ્ર સ્થાપત્યને અગત્યનું સ્થાન આપ્યું. જેના પરિણામે આપણને ગ્રીક અને રોમન ફ્રીઝ જોવા મળે છે. કીર્તિમંદિરને તેમણે ભારતીય બનાવડાવ્યું. આમ બંને પરિપાટીઓને ઉત્તેજન આપ્યું. સૌરાષ્ટ્રના મોટા ભાગના રાજવીઓના મહેલો પણ આવા પ્રકારનું મિશ્રણ હતા. બ્રિટિશ સ્થાપત્યે થોડા જ વખતમાં ઉચ્ચ મધ્યમ વર્ગ અને ઉચ્ચ શિક્ષિતવર્ગ પર આધિપત્ય મેળવ્યું. અને મુંબઈની સ્થાપત્યશાળાએ એના પ્રચારમાં અગત્યનો ભાગ ભજવ્યો આ સ્થાપત્યની અસર નીચે વિક્ટોરિયા યુગનું સ્થાપત્ય અને ફરનિચર ખૂબ સ્થાન પામ્યાં. જ્યારે પરિવર્તન આવ્યું ત્યારે પણ ગોળાકાર ટેરેસ અથવા વરંડા તથા મકાનના સુશોભન માટે આડી સળંગ રેખાવલિ કરવાની તથા કેટલાંક ભૌમિતિક વિશિષ્ટ રૂપો મૂકવાની પદ્ધતિ શરૂ થઈ. કાચની બારીઓનું મહત્ત્વ ઘણું વધી ગયું. અને પછી તો તે સ્થાયી અંગ બની ગયું.

બ્રિટિશ યુગનાં નોંધપાત્ર મકાનો તો ઘણાં છે પરંતુ અત્રે કેટલાંક જ નોંધી શકાશે. જેમાં અમદાવાદનો ટાઉન હૉલ, ગુજરાત કૉલેજ, સૌરાષ્ટ્રના રાજવીઓના મહેલો તેમ જ કેટલાક પૈસાદાર શેઠિયાઓના બંગલા જેવા કે અંબાલાલ સારાભાઈ, ચીનુભાઈ, બકુભાઈ શેઠ વગેરેના. ઉચ્ચ મધ્યમવર્ગમાં સ્ટીમર જેવા આકારનાં ગોળાઈવાળાં મકાનો પ્રચલિત થયાં. બારીઓમાં વેન્ટીલેશન મૂકવાની પ્રથા અમલમાં આવી. ઉપરાંત ડેકોરેશનમાં રોકોકો પદ્ધતિ પૂરી ખીલી ઊઠી. પથ્થરની કોતરણીની નકલ થવા લાગી. તેમ જ રીનેસાં યુગની તથા પછીના યુગની નકલ કરતાં સુશોભનો વગેરે વ્યાપક બન્યાં. થાંભલાઓમાં પણ શીર્ષમાં (કુંભીટલમાં) કોરીન્થીઅન, કૉમ્પોઝીટ કે મિશ્રને સ્થાન મળવા માંડ્યું અને ફ્લ્યુટને સ્તંભમાં મહત્ત્વ મળ્યું. આમ તેણે બધાં અંગોમાં પરિવર્તન લાવી દીધું તો ક્યાંક આગળ કહ્યું તેમ સુંદર ભારતીય કોતરણીવાળાં મકાનો પણ બનતાં રહ્યાં. આ ભારતીય બાંધણી ચાલુ તો રહી પણ પ્રાણવિહીન અવસ્થામાં. બીજા વિશ્વયુદ્ધે ભારતને બે રીતે અસર કરી. એક તો સ્વાતંત્ર્ય

મળ્યું અને બીજું સાંસ્કૃતિક રીતે ભારતના સંબંધો દુનિયાના અગ્રિમ દેશો સાથે શરૂ થયા. તેમાં બે પરિબળો ખૂબ અસરકારક નીવડ્યાં અને ભારતમાં અભૂતપૂર્વ પરિવર્તન લાવી દીધું. તે છે સમાચાર-પત્રો અને વિમાનવ્યવહાર. મન અને તનનાં અંતર ઓછાં થઈ ગયાં. ભારતની જ્ઞાનપિપાસા જાગ્રત થઈ.

મ્યુનિસિપાલિટીએ સંસ્કાર કેન્દ્ર માટે તથા મીલ-માલિકમંડળે પોતાના મંડળનું મકાન ડીઝાઈન કરવા બોલાવ્યા અને ત્યારથી ગુજરાતમાં નૂતન સ્થાપત્યના યુગ શરૂ થયો. પછી તો તેમણે શોધન-હાઉસ અને સારાભાઈ હાઉસ જેવાં વ્યક્તિગત નિવાસો પણ ડીઝાઈન કર્યાં. તેમની વિશિષ્ટતા એ છે કે

ઉઠીસિંગનું મંદિર



ઊઠી અને ભારતીય સ્થપતિઓ વિદેશમાં કેળવણી લેવા જવા માંડ્યા અને ત્યાંથી જે કંઈ મેળવ્યું તેનો પ્રયોગ અહીં કરવા લાગ્યા. ભારત સરકારે વિશ્વ-વિખ્યાત સ્થપતિ લકોર્બુઝિયેને ચંદીગઢનું આયોજન કરવા બોલાવ્યા. અને સતત જાગરુક ગુજરાતની નજર એમના પર પડી. અને તેમને અમદાવાદ

તેમણે સન બ્રેકર્સ વાપર્યા. ઉપરાંત ભીંતને પ્લાસ્ટર ન કરતાં ઈંટ કે સીમેન્ટ જે કંઈ પદાર્થ વાપર્યો હોય તેને તેવો જ રાખ્યો. ઉપરાંત સીમેન્ટના પાટડા કે સ્લેબમાં પણ તેમણે લાકડાના ફોર્મની કે લોખંડના ફોર્મની છાપ યથાવત્ રાખવાની પદ્ધતિ પ્રયોજી. ઢાળનો ઉપયોગ મીલમાલિકમંડળના મકાનમાં કર્યો.

શોધન હાઉસમાં સુંદર સ્નાનાગાર કર્યું. આમ વિવિધ તત્ત્વો પ્રચલિત થયાં. તેમની અસર ગુજરાતના વર્તમાન સ્થાપત્ય પર સૌથી વધુ પડી. પરિણામે અહીંની જનતા નૂતન પ્રકારનાં ઘરનાં આયોજનોમાં રસ લેવા લાગી. વ્યક્તિગત પ્લાનીંગને મોકો મળ્યો અને સ્થપતિઓને આ આયોજનમાટે નિમંત્રણ મળવા માંડ્યા. કોર્બુઝિયેને ત્યાં કામ કરી આવેલા શ્રી બાલકૃષ્ણ દોશી અને શ્રી અરવિંદ તલાટી અહીં સ્થિર થયા. જો કે અહીં પહેલાં પણ સ્થપતિઓ હતા પણ શ્રી દોશીની વિશિષ્ટ પ્રકારની ડીઝાઈનોએ આગવું સ્થાન જમાવ્યું. શ્રી દોશીએ અટીરા ક્વાર્ટર્સ, તેમનું પોતાનું મકાન, ઈન્ડોલોજીનું મકાન, શ્રેયસ સ્કૂલ, ટાગોર થિયેટર, ગુજરાત યુનિવર્સિટીની ફિઝિકલ લેબોરેટરી, લાયબ્રેરી તથા સ્ટાફ ક્વાર્ટર્સ વગેરે ડીઝાઈન કર્યાં. દરેકમાં તેમની વિશિષ્ટતા જોવા મળે છે. શ્રી દોશી પછી શ્રી હસમુખ પટેલે અમદાવાદમાં વસવાટ કર્યો. તેમની ડીઝાઈનોમાં સાદાઈ વધુ જોવા મળે છે. તેમનું સ્ટેટ બેંકનું બીલ્ડીંગ તથા ફાધર્સ હોસ્ટેલ નોંધપાત્ર ગણાય. શ્રી દોશીએ અમદાવાદમાં સ્કૂલ ઓફ આર્કિટેક્ચર શરૂ કરી. શ્રી બર્નાર્ડ કોહ્‌ન અહીં સ્થિર થયા. તેમણે અંધ કન્યા પ્રકાશગૃહ તથા શ્રી દવેના ઘરની સુંદર ડીઝાઈન કરી છે. અહીં બીજા વિશ્વવિખ્યાત સ્થપતિ શ્રી લુઈસ કાહ્‌ને ઈન્ડીઆ ઈન્સ્ટિટ્યુટ ઓફ મેનેજમેન્ટનું કેમ્પસ ડીઝાઈન કર્યું છે. વળી બક મીન્સ્ટર ફુલરની અસર નીચે કેલીકોનો ડોમ બંધાયો છે જે નવા સ્થાપત્યનો સારો નમૂનો છે. ઉપરાંત બહારના ભારતીય સ્થપતિઓ જેવાકે શ્રી ચાર્લ્સ કોરિઆ તથા શ્રી અચ્યુત કાનવિન્દેએ અહીં અનુક્રમે સ્ટેડિયમ અને અટીરા, રામકૃષ્ણ હાઉસ અને બાલકૃષ્ણ હાઉસ વગેરે કર્યાં છે. શ્રી કાનવિંદેની મેજર ડેરી સુંદર સ્થાપત્યકૃતિ છે. છેલ્લે છેલ્લે ગુજરાતે પાટનગર-ગાંધીનગર બાંધવાની શરૂઆત કરી છે. તેમાં આશા છે કે આધુનિક સ્થાપત્યનાં સુંદર ઉદાહરણો જોવા મળશે.



# ગુજરાતનું પુરાતત્ત્વ

શ્રી હસમુખ ડી. સાંકળિયા



પુરાતત્ત્વની રૂઢ વ્યાખ્યા પ્રમાણે માનવે બનાવેલી ઓજારોમાં ઓછી એક સો વર્ષથી જૂની બધી વસ્તુઓનો પુરાતત્ત્વમાં સમાવેશ થઈ શકે. આ થઈ કાળગણનાની નીચલી હદ. ઉપલી હદ માનવે જ્યારે આ પૃથ્વી ઉપર જન્મ લીધો તે. એટલે હમણાં પ્રચલિત કાળગણના પ્રમાણે ઈ. સ. પૂર્વે ૨૦ લાખ વર્ષથી માંડી ઇ. સ. ૧૮૬૫ સુધીનો લાંબો કાળ પુરાતત્ત્વમાં આપી શકાય.

પુરાતત્ત્વની આધુનિક વ્યાખ્યા (સાંકળિયા) પ્રમાણે માનવે બનાવેલી વસ્તુઓ ઉપરાંત માનવ સાથે સંકળાયેલી વસ્તુઓ—જેવી કે નદીના પ્રાચીન પટો, અશ્મીભૂત પ્રાણી અને વનસ્પતિ અને આવાજ પ્રાણી અને માનવના મળ પણ—પુરાતત્વમાં ગણાવી શકાય. કારણ કે આ બધાના અભ્યાસ પરથી માનવ ઇતિહાસ આપણે જાણી શકીએ છીએ.

માનવઇતિહાસના આટલા લાંબા કાળને આપણે બે મુખ્ય વિભાગોમાં વહેંચીએ.

(૧) પ્રાગૈતિહાસિક, (૨) ઐતિહાસિક.

આ બંને વિભાગોના પેટા વિભાગો પણ પડી શકે છે પ્રાગૈતિહાસિકના ૭ યુગોઃ—

૧. આદિપાષાણ, ૨. મધ્ય પાષાણ, ૩. અંત–પાષાણ ૪. નવપાષાણ, ૫. તામ્રપાષાણ અને ૬. આદિ લોહ યુગ છે.

ઐતિહાસિક કાળના ત્રણ યુગો નીચે પ્રમાણે છેઃ

૧. પ્રાચીન યુગ, ૨. મધ્ય યુગ, અને ૩. અર્વાચીન યુગ.

ગુજરાતના પુરાતત્ત્વની વિશિષ્ટતા એ છે કે આદિ–ભૂતળ પર માનવના આગમન કાળથી માંડી છેક આધુનિક કાળ સુધી—માનવના સાંસ્કૃતિક ઇતિહાસની આજે પણ ઝાંખી કરી શકીએ છીએ. એટલે બીજી રીતે જોઈએ તો—અને આજ મહત્ત્વનું છે—માનવે સંસ્કૃતિનાં જે જે પગલાં માંડ્યાં તે આપણે નિહાળીએ છીએ.

ત્રણેય પાષાણ યુગોમાં માનવનો મુખ્ય વ્યવસાય કોઈ પણ રીતે અન્ન મેળવવાનો કે પેટ ભરવાનો હતો. અંગ્રેજીમાં આને Food Gathering stage કહે છે. લાખો વર્ષના આટલા લાંબા કાળમાં પણ માનવે જે વિકાસ સાધ્યો તે આપણે જાણી શકીએ છીએ. ઇ. સ. પૂર્વે ૪૦૦ વર્ષો પહેલાં પથ્થરના નાનાં પાનાં કે ટોચોને હાથમાં ભરાવી —પાના અને હાથવાળા હથિયારોની—જેને Composite હથિયાર કહે છે—તેની શોધ કરી, અને શિકાર અને લડવાની તેમજ ઉગેલાં ઘાસને લણવાની કળામાં મોટી પ્રગતિ કરી. ઈ. સ. પૂર્વે આશરે ૨૫૦૦ માં માનવ શહેરોમાં વસતો થયો. આ સમયે લખવા-વાંચવાનું, ખેતીવાડીનું અને માટી અને તાંબાનાં વાસણો બનાવવાનું જ્ઞાન પણ હતું. ઈ. સ. પૂર્વે ૫૦૦-૬૦૦માં જ લોઢાનો પહેલીવાર બહોળા પ્રમાણમાં ઉપયોગ થવા માંડ્યો. ત્રણસો વર્ષ રહીને એટલે ઇ. સ. પૂર્વે ૩૨૦માં, હમણાંની ગણતરી પ્રમાણે, ભારતે ઐતિહાસિક કાળમાં પ્રવેશ કર્યો.

માનવના અસ્તિત્વ સૂચવતાં આદિપાષાણ યુગના પથ્થરના ત્રણ—ચાર હથિયારો રૉબર્ટ બ્રુસ ફૂટને સાબરમતીને તીરે પેઢામલી ગામ પાસે મળ્યા હતા. ત્યારપછી ઈ. સ. ૧૯૪૧માં ગુજરાત પ્રાગૈતિહાસિક સંશોધન જૂથે આવા પથ્થરનાં હથિયારો સાબરમતીમાં ઘણે ઠેકાણે મેળવ્યાં. આવી જ શોધ ઓરસંગ પર સંખેડા—બહાદૂર પાસે, અને કરજણ પર રાજપીપળા પાસે પણ કરી. વચ્ચે રહી મહી. આને તીરે પણ થોડાંક સ્થળો પર આવાં હથિયારો લાધ્યાં છે. તાજેતરમાં સૌરાષ્ટ્રમાં ભાદર નદીને તીરે રાજકોટ પાસે અને જસદણ પાસે, અને પશ્ચિમ કિનારે પિંડારા સ્થળે અને દક્ષિણ ગુજરાતમાં વલસાડ જીલ્લામાં દમણગંગાને તીરે સેલવાસા ઈત્યાદિ સ્થળોએ મળ્યાં છે. કચ્છમાં હજુસુધી આવા અવશેષો મળ્યા નથી, પણ મળવાનો સંભવ છે, જો શાસ્ત્રીય રીતે સંશોધન થાય તો.

આમ આખાયે ગુજરાતમાં આદિ માનવના અવશેષો મળ્યા છે. આ અવશેષો હજુસુધી માનવે બનાવેલાં પથ્થરનાં હથિયારો જ છે. માનવના પોતાના અવશેષો કે એના સમકાલીન પ્રાણીઓ અને વનસ્પતિના અવશેષો હજુસુધી સાંપડયા નથી સાબરમતી અને મહીમાં આ હથિયારો Quartzise નામના ખડકના, ઓરસંગમાં Quartzi અને Quartz ના અને કરજણ અને દમણગંગામાં Bassolt નાં બનાવેલાં છે. એટલે જ્યાં જે "કાચો" માલ મળતો, તે જ માનવે ઉપયોગમાં લીધો.

આ ત્રણ—ચાર જાતના ખડકોનાં ઉપલો જે નદીમાં સહેલાઈથી મળતાં તેમાંથી માનવે હથિયારો બનાવ્યાં છે. મુખ્યત્વે ત્રણ—ચાર જાત દેખાય છે. (૧) પીપળાના પાન જેવા, તદ્દન સપાટ અને ચારે તરફ ધારવાળા કે ફક્ત ટોચવાની બાજુજ ધારવાળી અને હાથે ગોળાકાર. (૨) અંગ્રેજી ના જેવા, ધારવાળો ભાગ કુહાડાના જેવો સીધો, અને હાથાવાળો ભાગ જાડો અને અર્ધગોળાકાર. (૩) એક ધારી માંસ કાપવાના હથિઆર Chipper જેવું. (૪) ચક્ર જેવા ચારે તરફ ધારવાળાં કદમાં આ હથિયારો ૪-૫ ઇંચથી એક ફૂટ સુધી લાંબા, અને જાડાઈમાં ૧ ઇંચથી ૪ થી ૮ ઇંચ સુધી અને પહોળાઈમાં ૪ ઇંચથી ૬ થી ૮ થી ઇંચ સુધી જોવામાં આવે છે. બહુજ મોટા અને વજનમાં બહુ ભાર હોય છે. સાધારણ માણસથી તો વપરાય પણ નહિ. નોંધવાનું એટલું જ કે આ નાનાં-મોટાં બધા હથિયારો કોઈપણ ધાતુના હથિયારની મદદ વગર માનવે એક ઉપલ બીજા ઉપલ ઉપર પછાડીને કે હાથમાં રાખીને અફાળીને બનાવ્યા હતા. આથી જ આપણે આ યુગને પાષાણયુગ કહીએ છીએ.

બીજું હથિયારોમાં ઘણા ઓઘડ ઓઘડ દેખાય છે. જ્યારે થોડાકમાં લગભગ સપાટ એક સરખી

અને સીધી ધાર જોવામાં આવે છે. આવા પ્રમાણબદ્ધ હથિયારો સુંદરતાના નમૂના બને

રહે છે. જ્યારે જુદા જુદા થરોમાં આવાં હથિયારો મળે છે ત્યારે તે સમયમાં પણ માનવે કાળાનુક્રમે જે કુશળતા અને કળા કેળવી હતી તેનો આપણને સહેજ ખ્યાલ આવે છે.

ભારતમાં બીજાં ઘણાં રાજ્યોમાં આવા વિકસિત આદિપાષાણયુગનાં હથિયારો મળે છે, જ્યારે પૂર્વ આફ્રિકામાં આવાં હથિઆરો આદિપાષાણયુગના મધ્યમાં મળે છે. યુરોપ અને એશિયામાં પણ આજ સમયનાં મળે છે, એટલે આપણે કહી શકીએ કે આદિમાનવ ગુજરાતમાં એકથી–દોઢ લાખ વર્ષો પહેલાં વસતો હશે, અને માનવનું પોતાનું કે આ આદિ અશ્મયુગી સંસ્કૃતિનું આગમન પૂર્વ આફ્રિકામાંથી હોય. આવા અનુમાનને અત્યાર સુધી બહુ સ્થાન ન હતું. પણ સૌરાષ્ટ્રમાં–ખાસ કરીને પિંડારા સ્થળે જે શોધ થઈ તેથી આ અનુમાન આપણે કરી શકીએ.

આ કાળની આબોહવાનો થોડોક ખ્યાલ પથ્થરોમાં હથિયારો મળે છે તેના પરથી આવે છે. માનવના અસ્તિત્વ પહેલાં ઉત્તર ગુજરાતમાં ઠીક ઠીક વરસાદ પડતો હોવો જોઈએ. માનવના આગમન વખતે હમણાં પડે છે તેટલો જ વરસાદ હોવો જોઈએ. ત્યાર પછી એમાં ઘટાડો થયો હશે, જેથી નદીના પટો, રેતી અને ઉપલોથી ભરાવા લાગ્યા. અને નદી હમણાં વહે છે તેનાથી લગભગ ૩૦–૪૦ ફૂટ ઊંચે વહેતી હશે.

### મધ્ય પાષાણયુગ

આ યુગના અવશેષો ઉત્તર ગુજરાત સિવાય ગુજરાતના બીજા ભાગોમાં ઘણી જગ્યાએ મળે છે. કચ્છમાં પણ હમણાંજ આવી શોધ થઈ છે. આ યુગનાં કદમાં નાનાં, ૨ થી ૪-૫ ઇંચ વાળા અને ૧થી ૪ ઇંચ પહોળા અને અડધા ઈંચ ૨ઈંચ જાડા અને બહુજ Fine grained (ઘટ્ટ, સારા પોતના, ખડકોના ઉપલો કે કટકાઓમાંથી બનાવેલાં જોવામાં આવે છે. હથિયારનું કદ હોવાથી માનવ લાંબે સ્થળેથી લાગી શકતો. હથિયારોમાં ત્રણજ પ્રકાર મુખ્યત્વે દેખાય છે. (૧) અણીદાર પાનાંઓ (Points) (૨) જુદીજુદી જાતના એક કે વધારે ધારવાળા, કાપવા ઘસવાને આવતાં *Scrapers* (૩) નાનાં, પણ જાડાં રોથવાળા પાનાં અને Scrapers

આ યુગમાં માનવ રાનટી અવસ્થામાં હજી હતો. જીતાં હથિયારોનાં કદ અને જાતમાં થતો ફેરફાર જોઈને એમ લાગે છે કે આ માનવ પહેલાના માનવ કરતાં જુદો હોવો જોઈએ. શિકાર કરવાની રીતમાં થોડક ફેરફાર થયા હતા.

આ યુગની શરૂઆતમાં વરસાદ વધારે હોવો જોઈએ, પછી એનામાં ઘટાડો થવા લાગ્યો.

આમ જ્યારે મધ્ય અને દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં બીજો પાષાણયુગ ચાલતો હતો ત્યારે ઉત્તર ગુજરાતમાં બીજી જાતની આબોહવા ચાલુ હતી. અહીં હવા બહુ સૂકી હતી, અને રેતીનાં થરોનાં થરો ભૂસ્તર પર પથરાતાં હતાં, એટલે સુધી કે આદ્ય સાબરમતીનાં ઉપલ–રેતી અને માટીનાં થરો ઉપર લગભગ ૨૦–૪૦ ફૂટ જાડાં રેતીના થરો આવી પડ્યાં.

ત્યારપછી હવામાનમાં જ્યારે ફેરફાર થયો અને વરસાદ વધ્યો ત્યારે ઉત્તર ગુજરાતમાં હમણાં દેખાતું ભૂપૃષ્ઠ રચાવા લાગ્યું. પહેલાં તો નદીઓએ પોતાના પ્રાચીન પટો પાછા કાપવા માંડ્યા, અને ધીરે ધીરે છેક ૧૦૦ ફૂટ ઊંડે ઉતરી ગઈ. આમ શ્વભ્રવતી એટલે "ઊંડાં કોતરોવાળી" નદી થઈ. સપાટી પર ઠેર, ઠેર, બે—ત્રણ રેતીના ટિંબાઓ વચ્ચે નાનાં નાનાં તળાવો થવાં લાગ્યાં. આવા વાતાવરણમાં જંગલ પણ આછાં ખાસ કરીને બાવળનાં ઝાડોવાળાં હોવાં જોઈએ. અને એની અંદર જંગલી ડુક્કર, નીલગાય, વરૂ, અને ગેંડા જેવા પ્રાણીઓ વિચરવા લાગ્યા.

આવા એક વિશિષ્ટ વાતાવરણમાં અંતિમ અથવા ત્રીજા પાષાણ યુગનો માનવ ઠેર ઠેર વસેલો જોવામાં આવે છે. ઉત્તર ગુજરાતમાં લગભગ એકસો ટિંબાઓ પર એનાં અતિશય નાનાં પથ્થરના નાનાં હથિયારો મળ્યાં છે. અત્યારે લાંઘણજ, આખજ, હિરપુરા અને વળાસણાના ખોદકામમાંથી આવાં હથિયારો સાથે હાડ–પ્રાણીઓના અસંખ્ય હાડકાં અને વાર્ટ જેવાંજ ઠીકરાંઓ મળે છે. લાંઘણજમાં ખાસ કરીને બધું મળીને સાતવાર ખોદકામ થયું છે. આની પરથી આ અંતિમપાષાણ યુગની સંસ્કૃતિનો બહુ સારો ખ્યાલ આવે છે.

લાંઘણજનો પ્રાચીન માનવ શનટી અવસ્થામાં હોવા છતાં સ્થાયી રૂપે એક ઠેકાણે રહેવા લાગ્યો હતો. ગેંડા, નીલગાય, ડુક્કર, ઇત્યાદિ જંગલી પ્રાણીઓ અને માછલી અને મોટા કાચબાઓનો શિકાર કરી એને ટિંબાઓ પર લાવવામાં આવતાં. અહીં એમને કાપી માંસ ઉપરાંત હાડકાંઓ પણ કાપવામાં આવતાં અને એમાંથી ચરબી કાઢી લેવાતી. આવાં અસંખ્ય હાડકાંઓના ટગલાઓમાં માનવ રહેતો અને ત્યાંજ મરેલા માનવને દાટવામાં આવતા. આમાં એક ખાસ પદ્ધતિ જોવામાં આવે છે. સ્ત્રી–કે પુરુષના શબને ટુંટીયું વાળીને માથું પૂર્વ તરફ અને પગ પશ્ચિમ તરફ રાખી દાટવામાં આવતું. માનવની સાથે બેવાર વરુના આખાયે શબો મળ્યા છે એટલે આ જંગલી પ્રાણીને માનવ સાથે દાટવામાં આવતા એમ લાગે છે.

આ સમયના ઉત્તરાર્ધમાં માનવ માટીનાં વાસણો વાપરતો લાગે છે, કારણ કે ઉપલા થરમાં માટીનાં નાનાં વાસણોનાં થોડાંક જ ઠીકરાંઓ મળે છે.

લાંઘણજનો આ માનવ સમુદ્રકિનારે મળતાં–કદમાં બહુજ નાનાં, પણ હાથીદાંતના આકાર જેવા છીપલાંઓને કાપી, એના મણકાઓનાં ઘરેણાં વાપરતો. લાંઘણજનો માનવ કયા માનવવંશનો હતો તે પણ નક્કી થઈ શકયું નથી. એ સાધારણ ઊંચો, પાતળા પગો, લાંબુ, મોટું માથું, ઉપસેલાં જડબાં, નીચલો હોઠ સહેજ બહાર આવતો અને કદાક ચીબો હતો. આ લાક્ષણિક લક્ષણો સિલોનના આદિવાસી વેદ્દા અને ભૂમધ્ય સમુદ્રમાં વસતી જાત–બન્નેમાં જોવામાં આવે છે. પણ કોઈ એક જ માનવવંશમાં જોવામાં આવતાં નથી.

આ અંત પાષાણયુગનો કાળ હજી તદ્દન ચોક્કસ રીતે નક્કી થયો નથી, પણ ઈ. સ. પૂર્વે ૨૫૦૦ પહેલાંનો હોવો જોઇએ.

## નવ પાષાણયુગ

આ યુગમાં માનવ એક જગ્યાએ ઠરીઠામ રહેવા ઉપરાંત માટીનાં વાસણો બનાવી, પકવવા લાગ્યો. ગાય-બકરાંઓ પાળતાં, અનાજ પકવતાં શીખ્યો અને પથ્થરના હથિયારોને ઘસીને એને વાપરવા લાગ્યો. આ યુગના આવાં ત્રણ-ચાર લક્ષણોમાં ગુજરાતમાં હજુ એક–બેજ લક્ષણો લાંઘણજનાં ઉપલાં થરોમાં નહિ જેવા પ્રમાણમાં જોવામાં આવે છે. અહીં બે Chrolit cheat નામના પથ્થરને ઘસીને નાના, ચપટા, જાડા બુઠ્ઠી અણીવાળાં બે હથિયારો અને એક Quartzisc પથ્થર કે ઉપલને ચારે તરફથી એને ઘડીને ગોળ ચક્ર જેવું બનાવી, વચ્ચે બે બાજુઓથી મોટું ગોળ કાણું પાડવામાં આવ્યું છે. આવા જાડી, મોટી વીંટી જેવા હથિયારના નમૂનાઓ મધ્ય અને દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં ઉપલબ્ધ થયા છે.(સાંકળિયા–ગુજરાતની ગૌરવકથા) ગદા તરીકે ઉપયોગ ઉપરાંત આ હથિયારને એક બાજુ અણીવાળા લાકડાંના દાંડામાં ભરાવી પ્રારંભિક ખેતીનાં ઉપયોગમાં લેવાતો એટલે આવા વીંટી જેવા પણ જાડા, અને મોટા હથિયારોનું અસ્તિત્વ ખેતીવાડીની શરૂઆત સૂચવે છે.

## તામ્ર–પાષાણ યુગ

ગુજરાત-સૌરાષ્ટ્રમાં તામ્ર-પાષાણયુગમાં હડપ્પા અથવા સિંધુ–સંસ્કૃતિના અવશેષો સારા પ્રમાણમાં

મળ્યા છે તેમાં એક રીતે નવાઇ જેવું નથી. ગુજરાત સિંધનું પાડોશી છે એટલું જ નહિ પણ એનો સમુદ્ર કિનારો અને રણો, એને પાશ્ચાત્ય દેશો સાથે સહેલાઈથી સંપર્કમાં લાવે છે. સુરત-ભરૂચ આગળ, કચ્છ અને આખાએ સૌરાષ્ટ્રમાં આ સંસ્કૃતિના અવશેષો મળ્યા છે. રંગપુર, એનાથી ૩૦ માઇલ દૂર સરગવાળા ગામના લોથલ નામનો હવે જગવિખ્યાત ટિંબો તેમજ રોજડી-રાજકોટ પાસેના ઉત્ખનનો બતાવે છે કે અહીં બહુજ વિકસેલી શહેરી સંસ્કૃતિ ઇ. સ. ૨૯૦૦ વર્ષો પૂર્વે—એટલે ૪૦૦૦ વર્ષો પહેલાં—હયાતી ધરાવતી હતી. લોથલમાં પાકી ઇંટોનાં મકાનો, કૂવાઓ, ગટરો, સ્નાનગૃહ ઉપરાંત એક અતિશય વિશાળ જળાશયના અવશેષો પણ મળ્યા છે. એમ માનવામાં આવે છે કે આ જળાશય જે લગભગ ૭૧૦ ફૂટ લાંબું, ૧૨૦ ફૂટ પહોળું અને ૧૪ ફુટ ઊંચું છે—તે તે સમયની ગોદી હોવી જોઈએ જ્યારે સમુદ્ર પાસે હતો અને ભોગાવા સાબરમતીનો સંગમ પણ બે માઇલથી દૂર નહતો, ત્યારે ત્યાં પ્રાગૈતિહાસિક સમયનું બંદર હોવાનો સંભવ છે.

આ સંસ્કૃતિમાં સિંધ-પંજાબની માફક મરણ પછી શબને દાટવાની પ્રથા હતી અને શબની સાથે મરેલા મનુષ્યની લાયકાત સંપત્તિ પ્રમાણે માટીનાં વાસણો પણ ખાડામાં મૂકવામાં આવતાં.

સિંધુ સંસ્કૃતિના નાશ પછી સૌરાષ્ટ્રમાં ઠેરઠેર, અને તાજેતરમાં સુરત પાસે બીજી તામ્રપાષાણ સંસ્કૃતિઓના અવશેષો મળે છે. એમાં સૌથી જાણીતી રંગપુરની અને સોમનાથ અથવા પ્રભાસની સંસ્કૃતિઓ છે. બંને જગાએ એક બહુજ વિશિષ્ટ જાતના રંગીન ચિત્રામણવાળાં વાસણો મળે છે. ખોદકામ બહુજ નાના પાયા પર થયાં હોવાથી, ઘરો ઇત્યાદિનો સ્પષ્ટ ખ્યાલ આવતો નથી, પણ એમ લાગે છે કે ઘરો માટીનાં જ હતાં, અને આ સંસ્કૃતિના લોકોને વાંચવા લખવાનું જ્ઞાન ન હતું.

## આદિ લોહ યુગ અથવા પ્રાચીન ઐતિહાસિક કાળ

આશરે ૧૫૦૦ વર્ષના લાંબા સમય પછી મૌર્ય સમયમાં (ઇ. સ. ૩૦૦ પૂર્વે) હાલ જ્યાં જૂનાગઢ છે, ત્યાં ગિરનારની તળેટીમાં ગિરિનગર વસેલું જોવામાં આવે છે. અહીં સમ્રાટ અશોકના શિલાલેખ ઉપરાંત શક રાજા રુદ્રદામનના અને ગુપ્તવંશીય સ્કન્દગુપ્તના લેખો પણ કોતરેલા મળે છે. ગિરિનગર, ઉપરાંત વડનગર, વડોદરા-અંકોટક, ખંભાત અને બીજાં અનેક નગરો અને ગામો મૌર્ય અને ક્ષત્રપ સમયજૂના નો છે જ એમ ત્રણ-ચાર શાસ્ત્રીય ખોદકામે પૂરવાર કર્યું છે. જો આ કામ મોટા પાયા પર થાય તો ગામ કે નગરની તે વખતની રચનાનો ખ્યાલ આવે. જૂનાગઢ, અને કચ્છ-સૌરાષ્ટ્રમાં પણ અન્ય સ્થળોએ શક-ક્ષત્રપોના ઘણા અવશેષો મળે છે. તાજેતરમાં થયેલું દ્વારકાનું ખોદકામ બતાવે છે કે "હાલનું દ્વારકા" આજ સમયમાં અસ્તિત્વમાં આવ્યું હતું.

અશોકે બૌદ્ધધર્મને ગુજરાત-સૌરાષ્ટ્રમાં પ્રસાર્યો. શક—ક્ષત્રપોએ આ ધર્મને અપનાવ્યો નહિ, પણ પૂરેપૂરું પ્રોત્સાહન આપ્યું. આવા અનુકૂળ વાતાવરણમાં ઇંટોના સ્તુપો, ચૈત્યો, અને વિહારો બંધાવા લાગ્યા, તેમજ ડુંગરોમાં કોતરાવવા લાગ્યા. આના થોડાક અવશેષો જૂનાગઢની પાસે તેમજ સૌરાષ્ટ્રના પૂર્વ કિનારે સાના, તળાજા ઇત્યાદિ ગુફાઓમાં જોવામાં આવે છે. ઉત્તરમાં તારંગાની ટેકરીપર તારાની મૂર્તિ આજ સમયની છે એ નોંધવા લાયક છે. પણ સૌથી વધારે અને સારી અવસ્થામાં અને જાણવા લાયક હોય તો શામળાજીની પાસે દેવની ચોરીના સ્તુપો અને વિહારો છે. હમણા જ વડોદરાની વિદ્યાપીઠે ખોદકામ કરી આના અવશેષો બહાર આણ્યા છે, જેમાં બુદ્ધના ધાતુગર્ભવાળી વેલથી કોતરેલી પેટી અને બુદ્ધની સુંદર મૂર્તિઓ મળી છે. આ સ્તુપ અને વિહાર રુદ્રસેન રાજાએ કથિક સંવત્સર ૧૨૭માં બંધાવ્યા કે

વધરાવ્યા હતા. આ રાજાઓ અને સંવત્સર વિષે ચોક્કસ માહિતી મળતી નથી પણ કળા અને સ્થાપત્યની દૃષ્ટિએ ઇ. સ. ૪થા સૈકાના આ અવશેષો છે.

બુદ્ધ ધર્મને વલ્લભીના મૈત્રકોએ પણ આશ્રય આપ્યો હતો અને અહીં મોટા વિહારો, સંઘારાઓ ઇત્યાદિ બંધાયા હતા. અહીંથી મળેલી બુદ્ધની ધાતુની પ્રતિમાઓ હમણાં પ્રિંસ ઓફ વેલ્સ મ્યુઝિયમ, મુંબઈમાં છે

ગુપ્ત રાજાઓના સમયમાં વૈષ્ણવ ધર્મ બહુ પ્રચાર પામ્યો. ગિરિનગર (જૂનાગઢ) માં વિષ્ણુનું ચક્રપાલિત નામનું મંદિર હતું. પણ આના કોઈ અવશેષો હજુ મળ્યા નથી. જૂનામાં જૂનું મંદિર, ઈ. સ. ૪૦૦-૫૦૦ જૂનું, ગોપનું મંદિર મનાય છે. ત્યાર પછી સૌરાષ્ટ્રના દક્ષિણ-પશ્ચિમ કિનારે ઘણાં નાનાં મંદિરો આવેલાં છે, જે પણ ઈ. સ. ૫૦૦-૭૦૦ નાં છે. આવા એક મંદિરનો આમલક—દ્વારકાના ખોદકામમાંથી ત્રણ સમયોના ઘરોના પાયાની નીચે ૧૨ ફૂટ નીચે મળ્યો હતો. જ્યારે આવા નાના મંદિરોમાં સૂર્યનાં પણ થોડાંક છે, ત્યારે કંઉવાર ગામમાં આવેલું મંદિર વરાહનું છે, અને ગુપ્ત કાળના અંત સમયનું હોવાનો સંભવ છે.

ધીરેધીરે મંદિરો વિસ્તારમાં મોટાં અને ઊંચાં થવા લાગ્યા. બહાર અને અંદર ભીંતો, થાંભલાઓ ઇત્યાદિ નાના મોટા મંદિરના અવયવો જાત-જાતના શિલ્પો અને મૂર્તિઓથી વિભૂષિત થવા લાગ્યા. આની અસર બધા ધર્મો પર થઈ. અને આખા ગુજરાતમાં મંદિરો બંધાવાં લાગ્યાં. અત્યાર સુધી સોલંકી કે ચૌલુકય સમયનાં જ મંદિરો, તોરણો, વાવ ઈત્યાદિ જાણીતા હતા. થોડાંક જ વર્ષો પર પહેલાંના ઈડર રાજ્યમાંથી ૯-૧૦માં સૈકાનાં મંદિરોનાં ખંડિયેરો પ્રકાશમાં આવ્યા. આજ ભાગમાં ચૌલુકય સમય પછીનાં મંદિરો—પોલો—નામના ગામમાં જંગલોથી તદ્દન ઢંકાઈ ગયેલાં તાજેતરમાં મળી આવ્યાં છે.

એટલે સ્થાપત્ય અને શિલ્પ કલાના ઇતિહાસનો અભ્યાસ કરવાને સૌરાષ્ટ્રનાં મંદિરો, ત્યાર પછીના ઇડરના અને ગુજરાતના સુવર્ણયુગનાં મંદિરો તોરણો જેવાં કે સિદ્ધપુરમાં રુદ્રમહાલય, મોઢેરાનું સૂર્યમંદિર, ઘુમલીનું મંદિર તેમજ ગિરનાર અને અને પાલીતાણામાં જૈન મંદિરો અને પોલોનાં મંદિરો બહુ સારો અવકાશ આપે છે.

મંદિર બાંધવાની અને વિભૂષિત કરવાની કળા હજુ ગુજરાતમાં જીવંત છે. તેના ત્રણ ઉત્તમ નમૂના સોમનાથનું નવું મંદિર, અમદાવાદનું જૈન મંદિર અને મુંબઈમાં માધવબાગની પાસેનું જૈન મંદિર છે.

શિલ્પ સ્થાપત્યનું એક અવિભાજ્ય અંગ હતું એટલે શિલ્પનો જુદો ઇતિહાસ મળતો નથી. છતાં એક સમયે કાંસાની મૂર્તિઓ બનાવવામાં ગુજરાતે પૂર્વહિંદના નાલંદા જેવી જ પ્રગતિ કરી હતી તેનો બહુ સારો પુરાવો પ્રાચીન વડોદરામાંથી મળેલી કાંસાની જૈનપ્રતિમાઓનો જથ્થો છે. આમાં કેટલીક પ્રતિમાઓ અપ્રતીમ છે.

જ્યારે ૧૨૯૭માં અલ્લાઉદ્દીન ખીલજીએ ગુજરાત જીત્યું ત્યારથી ઇસ્લામે પ્રવેશ કર્યો. હવે મંદિરોને બદલે, મસ્જીદ, મકબરા, અને મિનારા બંધાવા લાગ્યા. આ ખંડિયેરો હજી ખંભાત, ધોળકા, અમદાવાદ, ચાંપાનેર, જૂનાગઢ, ઇત્યાદિ સ્થળો—કોઈક તો બહુ સારી સ્થિતિમાં હયાત છે. આ Monuments ઇસ્લામી ધર્મ કે એના પોષક તુર્કી કે ઇરાની રાજાઓની વિશિષ્ટ સંસ્કૃતિને દર્શાવે છે એટલું નહિ ગુજરાતી હિંદુ અને ઇસ્લામી કલાનો પૂર્ણ સમન્વય દર્શાવે છે. જેટલો સમન્વય ગુજરાતની ઇસ્લામી સ્થાપત્યકલામાં દેખાય છે, તેટલો ભારતમાં ક્યાંય પણ દેખાતો નથી. આ ઇસ્લામના આગમન પહેલાં ગુજરાતી કલાનાં ઊંડાં મૂળો અને પ્રાબલ્ય અને ઇસ્લામી રાજ્યકર્તાઓનું મોટું મન—બંનેની સાક્ષી પૂરે છે.

સૌથી જૂનામાં જૂની (ઇ. સ. ૧૩૨૫) ખંભાતની જામા મસ્જીદ છે. ત્યાર પછી અમદાવાદની સ્થાપના થઈ. અહીં અહમદશાહે બાંધેલી જામા મસ્જીદ, કોઈ મહેલનો પ્રવેશદ્વાર–તીન દરવાજા–ગુજરાતી ઇસ્લામી કલાના સુંદર નમૂના છે. આમાં ઇસ્લામની વિશાલતા અને હિંદી કારીગરોની બારીક નકશી કામનો બહુ સુંદર મેલાપ થયો છે. સરખેજમાં મુહમ્મદશાહ બીજાએ બંધાવેલી કબરોમાં આવી જ કલા જોવામાં આવે છે. મહમૂદ બેગડાના સમયમાં ગુજરાતી ઇસ્લાની કલા કીર્તિને શિખરે પહોંચી. બેગડાએ જૂનાગઢ, મહેમદાવાદ, ચાંપાનેર અને અમદાવાદમાં કિલ્લાઓ બાંધ્યા કે સુધારાવ્યા વધરાવ્યા. ચાંપાનેરની જામા મસ્જીદ પણ વિશ્વવિખ્યાત છે. તેટલી જ વિખ્યાત સરખેજની વાવ, અને અડાલજની વાવ છે. પરંતુ સૌથી સુંદર અને નાજુક છે મુજફ્ફરશાહ બીજાના સમયની રાણી સિપ્રીની મસ્જીદ, અને સિદિ સય્યદની મસ્જીદ એકની કલામાં બહુ નાજુક મિનારો, અને બીજાની કલામાં અતિશય નાજુક જાળીકામ જોવામાં આવે છે. ગુજરાતના કડીબંધ ઇતિહાસમાં આ બસો વર્ષ કલા અને જાહોજલાલીની દૃષ્ટિએ બહુ મહત્ત્વનાં છે.

આ પછી આવે છે બ્રિટીશ અને દેશી રાજ્યોનો લગભગ, આધુનિક સમય. વડોદરામાં આ સમયના વાડાઓમાં ભીત્તિચિત્રો હજુ પણ પુરાતત્ત્વખાતું સાચવી રહ્યું છે. આ સમયના અને એનાથી પણ જૂના લાકડાંની બારી, બારણાં, અટારીઓ એટલાં બારીકાઈથી કોતરેલાં જોવામાં આવે છે કે ઘરનું દરેક દરેક અંગ, કલાનો અપ્રતિમ નમૂનો થઈ રહે છે. આ પણ સાચવી રાખવા લાયક વારસો છે.

ગુજરાતમાં પ્રાચીન તથા મુસ્લામી રાજ્યવંશોના તેમજ સમકાલીન દેશી રાજ્યોના તાંબા અને ચાંદીના સિક્કા સારા પ્રમાણમાં મળે છે. સિક્કાઓની માફક શિલાલેખ અને તામ્રપટો પણ ઠીક પ્રમાણમાં ઉપલબ્ધ થયા છે. આ લેખો પણ અશોકથી મહમૂદ બેગડા સુધીની ઇતિહાસની રૂપરેખા જાણવાને તેમજ જુદા જુદા સમયોની સંસ્કૃતિનાં દર્શન કરવાને ઉપયોગી નિવડ્યા છે.

આ બહુ ટૂંકા પુરાતત્ત્વના પરિચયમાં પણ ગુજરાતના મધ્યયુગીય તાડપત્રો અને કાગળોની પ્રાચીન પ્રતોનો ઉલ્લેખ કરવો જોઈએ. આ પ્રતોની સાચવણી માટે આપણે સૌ જૈન ભંડારોના આભારી છીએ. જેમ જેમ એ પ્રતો છપાતી જાય છે, તેમ તેમ ગુજરાતના સર્વદેશીય ઇતિહાસ લખવાનાં સાધનો વધતાં જાય છે. વળી આ પ્રતોમાં જ ગુજરાતની ચિત્રકળાનાં મૂળ જોવામાં આવે છે.

ટૂંકમાં ગુજરાતનું પુરાતત્ત્વ બહુ સમૃદ્ધ છે. એમાં પાષાણ યુગોના ચારે પેટા વિભાગોના, તામ્ર-પાષાણ યુગના અને ઐતિહાસિક યુગના છેક અશોકથી માંડી આધુનિક કાળ સુધીના અવશેષો મળે છે. આ બધાનો વિગતવાર અભ્યાસ માનવ ઇતિહાસ રચવાના બહુ સારાં સારાં સાધનો છે [1]



---

૧. આ લેખ બે વર્ષ પર ગુજરાત વિશ્વકોષને માટે લખ્યો હતો. તેમાં થોડોક વધારો-નવી શોધોનો ઉલ્લેખ કરીને-વિશ્વકોષના અધિકારીઓના સૌજન્યથી અહીં ફરીથી છપાય છે.

# ગુજરાતની સામાજિક પ્રવૃત્તિઓ

પુષ્પાબહેન મહેતા



ભારતનો છેલ્લા સૈકાનો ઇતિહાસ એટલો પલટાતો છે કે પ્રજાજીવન પર એની કેટલી, કઈ અને ક્યારે અસર થઈ એ વિચારવું પડે તેમ છે. ૧૮૫૭ સુધીનું ભારત જુદું હતું. અનેક આપત્તિમાંથી, આક્રમણોમાંથી અને અપક્રમણમાંથી રાષ્ટ્ર પસાર થઈ રહ્યું હતું. નબળી પડતી રાજ્ય સત્તા, પરસ્પરના ઝગડા અને યુદ્ધો, અવ્યવસ્થિત રાજ્યતંત્ર અને અનિશ્ચિત જીવનની અસર પ્રજાજીવન પર થઈ હતી. શિક્ષણ ઘટયું હતું, અંધશ્રદ્ધા અને અજ્ઞાને પ્રજાજીવનને ઘેરી લીધું હતું. સંસ્કારને બળે પ્રજા ટકી હતી પણ એની સંસ્કૃતિ પર આવરણ આવી રહ્યું હતું.

૧૮૫૭ પછી પરતંત્રતા આવી–પરરાજ્ય આવ્યું. પણ નવા રાજ્યે સ્થિરતા અને શાંતિ આપ્યાં. પરિણામે પ્રજાનો એક વર્ગ સજાગ થયો, શિક્ષિત થયો અને વિચારતો થયો. ભૂલાયેલી ભૂતકાળની સંસ્કૃતિ સજીવન થઈ અને સમાજ ક્યાં છે, કયું બળ ધ્યાન માગે છે, ક્યાં શું કરવું આવશ્યક છે એ વિચારે બળ પકડ્યું. યુદ્ધો, રાજ્યક્રાન્તિ અને રાજ્યપલટાની ઘેરી અસર પ્રજાજીવન પર પડે છે. આ અસર વર્ષો સુધી રહે છે. કેટલીક પ્રણાલિકા અને આચાર-વિચારનું જન્મસ્થાન આવી અસર જ હોય છે. પ્રજાજીવન ઘણીવાર આવી અસરમાંથી યુગો સુધી મુક્ત થતું નથી.

ઘણીવાર એવું પણ બને છે કે પ્રજાની શક્તિ આગળ ઊભી થયેલી અસરનાં પરિબળોને ખસેડવાની રહેતી નથી અને સામાન્યતઃ તો આ પરિબળોનાં બળને પણ પ્રજા ભૂલી ગઈ હોય છે. આ ઉપરાંત ઘણું સમજવા છતાં એ ભૂલવા–છોડવા માટે પ્રયત્નશીલ હોવા છતાં તેમાંથી નીકળી શકાય એવી શક્તિ અને વાતાવરણ હોતું નથી.

ગુજરાતના સામાજિક કામનો ઇતિહાસ જોતાં ગુજરાતનાં સમાજજીવનમાં આવાં ઘણાં પરિબળોએ ઘણાં માર્ગસૂચક વિધાનોનું નિર્માણ કર્યું છે, છેલ્લા સૈકાનો જ વિચાર કરીએ તો સમાજજીવને

જે જે પરિસ્થિતિ જોઈ એની ઘેરી અસર જનતા પર પડી છે. સમાજનું ઘડતર અને ચણતર બન્ને ઉપસ્થિત થતાં બળોને પરિણામે થાય છે.

૧૮૫૭ની રાજ્યક્રાંતિ પછીની પ્રજાજીવનની વિચારધારા પલટાઈ. જૂનાં બળો, વિચારસરણી અને વ્યવહાર પર જુદી અસર થવા માંડી. સંકલ્પ–વિકલ્પ અને દ્વિધામાં સમાજજીવન અટવાયું. સમાજનો એક વર્ગ પશ્ચિમી વિચારસરણી ધરાવતો થયો. એક વર્ગ બન્ને બળોમાંથી કેવું લેવું, શું કરવું એ અનિશ્ચિતતામાં રહ્યો અને એક વર્ગ 'જૂનું એ જ સોનું'–એ દૃઢ નિર્ણય પર સ્થિર રહ્યો. પરિણામે સમષ્ટિનું સ્વરૂપ 'બહુ' વિચારસરણી ને અનુસરતું રહ્યું. સમગ્ર સમાજની કલ્પના, માનસ અને ઘડતર ભિન્નભિન્ન થતાં સમાજમાં સંઘર્ષ વધ્યો, અસહિષ્ણુતા વધી અને એ અથડામણે સામાજિક પ્રશ્નો ઉપસ્થિત કર્યા.

સામાજિક ક્રાંતિની અસર પ્રજા પર પડવા માંડી. સતી થવાની પ્રથા કાયદાથી બંધ થઈ. ધાર્મિક ત્રાસમાંથી થોડી મુક્તિ મળી અને સામાજિક ક્ષેત્રે અનેક વિચારો પર ચર્ચા થવા માંડી. વિધવા વિવાહ કરી શકે, બાળલગ્ન એ અયોગ્ય પ્રથા છે, કન્યા–વિક્રય, વરવિક્રય અને એવા અનેક પ્રશ્નો વિચારાતા થયા. લગ્નની વય વધવા માટેની વિચારધારા પણ વહેતી થઈ. કવિ નર્મદે વિધવાવિવાહ માટે સ્પષ્ટતા–પૂર્વક વિચારો રજૂ કર્યા. પરિણામે એને સમાજમાં ઘણું સહન કરવું પડ્યું. સામાજિક ઉત્થાનના સુધારાનો ઇતિહાસ લાંબો અને માહિતીપૂર્ણ છે.

ગુજરાતમાં અન્ય સુધારા સાથે સ્ત્રીઓની પરિસ્થિતિ સુધારવા, વિધવાઓ માનભેર જીવી શકે એ વ્યવસ્થા કરવા તથા ફસાયલી માતાઓ માટે આશ્રયસ્થાન અને અનાથાશ્રમો શરૂ થયાં. વિધવાઓ ભણીને સ્વાવલંબી થાય એ જરૂરી ગનાયું., પરિણામે શ્રી શિવગૌરી અને નાનીબહેને વનિતા વિશ્રામની પ્રવૃત્તિ શરૂ કરી. એ રીતે સુરત, અમદાવાદ, મુંબઈ, રાજકોટ વગેરે સ્થળે સ્ત્રીઓને શિક્ષિત કરવા માટેની પ્રવૃત્તિ શરૂ થઈ. અમદાવાદનું મહિપતરામ રૂ. અનાથાશ્રમ સ્થપાયું અને એ સંસ્થાની સ્થાપના પછી સુરત, વડોદરા, રાજકોટ વગેરે સ્થળો અનાથાશ્રમો શરૂ થયાં. ઘણાં રાજ્યોમાં પણ આવી સંસ્થાઓ સ્થપાઈ હતી. એ રીતે સ્ત્રીઓ અને બાળકોની પ્રવૃત્તિ શરૂ થઈ.

મધ્યમવર્ગની સ્ત્રીઓ માટે મહિલા મંડળો ઘણાં ગામોમાં શરૂ થયાં. ફુરસદ હોય ત્યારે સ્ત્રીઓ ત્યાં જાય. સીવણ, ભરત અને ધાર્મિક વાચન એની મુખ્ય પ્રવૃત્તિ હતી. વ્યવસ્થિત અભ્યાસક્રમ જેવું હતું નહિ પણ ઘણી સ્ત્રીઓ શીવણ શીખતી અને કુટુંબની આવકમાં પૂરક બનતી. આ પ્રવૃત્તિથી સંસ્કાર મળતા અને ઉદ્યોગ શીખી શકાતા. આ ઉપરાંત સ્ત્રીઓને હળવા મળવાનું મળતાં કંઇક ઓળખાણ વધતી અને મુક્ત વાતાવરણ મળતું.

પરંતુ ઘણીવાર આવાં મંડળોએ પૈસાવાળાં અને લાગવગ ધરાવતાનું મહત્ત્વ વધારતાં એવાં કુટુંબની સ્ત્રીઓ જ્યારે મીટીંગમાં આવતી ત્યારે કપડાં, દાગીના અને ભપકાથી મધ્યમ વર્ગની સ્ત્રીઓને પ્રભાવિત કરતી. આવાં જ કુટુંબની સ્ત્રીઓ પ્રમુખ અને મંત્રીઓ હતી. પરિણામે મધ્યમવર્ગની સ્ત્રીઓ માટે પ્રભાવિત થવું અને જે બને તે શીખવું એ જ પ્રવૃત્તિ રહેતી.

સ્ત્રીબોધ, સ્ત્રીજીવન અને સુંદરીસુબોધ જેવાં માસિકો પ્રસિદ્ધ થતાં જેમાં સ્ત્રીજીવનને સ્પર્શતા પ્રશ્નો આવતા અને ઘણીવાર ઉપયોગી માહિતી પણ આપવામાં આવતી.

ધીમે ધીમે સ્ત્રીશિક્ષણ વધતું હતું. સ્વ. સુ. વિદ્યાબહેન તથા સુ. શારદાબહેન પ્રથમ ગ્રેજ્યુએટ થયા પછી એ દિશામાં ઘણાંએ પ્રગતિ કરી અને સ્ત્રી શિક્ષણ ઉચ્ચ કક્ષાએ પણ વધ્યું અને વિકસ્યું.

ધીમે ધીમે પ્રગતિ થતી હતી. કન્યાશાળાઓ વધતી હતી. સ્ત્રીઓ શિક્ષિકા, નર્સ અને કોઈક ડોકટરનું શીખીને કામ કરતી હતી. પણ દરમિયાન ભારતભરના જીવનમાં નવો પલટો આવ્યો. પૂ. ગાંધીજીએ ભારતના રાજકારણ-માં પ્રવેશ કર્યો અને એ પછીનો ઇતિહાસ એટલો ઝડપી અને એટલો વિવિધ છે કે એ ભવિષ્યના ઇતિ-હાસકારોને ઘડીભર વિચાર કરતા કરી મૂકશે.

રાજ્યક્રાંતિની અસર સમાજજીવન પર થતી આવી છે. રાજ્યક્રાંતિ સર્જનાર–ક્રાંતિના સૂત્રધાર અને સર્જકની અસર માત્ર રાજકારણ પર નથી હોતી પણ સમગ્ર સમાજ જીવન પર હોય છે. એનું કથન આજ્ઞા જેવું હોય છે. અને સમગ્ર રાષ્ટ્ર– વ્યક્તિ અને સમષ્ટિ—એની અસર નીચે આવતાં યુગોના પ્રયત્નથી ન થયું હોય એ ટૂંક સમયમાં સહજ બને છે.

ગાંધીજીની ભારતના જીવન પર ઘેરી અસર પડી. સ્ત્રીઓની જે મર્યાદિત પ્રવૃત્તિ અને પ્રગતિ હતી એમાં સબળ પલટો આવ્યો. જાણે સમાજે કરવટ બદલી. સ્ત્રીથી ઘર બહાર નીકળાય નહિ-- એકલા જવાય નહિ. રક્ષિત હોવી જ જોઇએ. એ માન્યતાઓ ડોલી ઊઠી. સ્ત્રીઓએ દારૂનીદુકાનો પર પીકેટીંગ કર્યું. સરઘસમાં જઇને–સરઘસ દોરીને માર ખાધો. જેલ ભોગવી અને પુરુષસમોવડી કાર્ય કરતી થઈ. અબળા મટીને એ વ્યક્તિ બની. ઘરની બહારની દુનિયા એણે જોઈ અને મર્યાદિત ક્ષેત્રમાંથી સ્ત્રી બહાર આવી.

માત્ર ગુજરાતની નહિ પણ ભારતભરની સ્ત્રી-ઓના વિકાસ અને સામાજિક કામમાં નવો યુગ બેઠો. જૂની પ્રથા ને પ્રણાલિકા બદલાયાં.

પણ સમાજ એ અતિ અદ્ભુત માનસ ધરાવ-નાર સમૂહ છે. રાજ્યક્રાંતિ કરનાર, રણમોરચે મૃત્યના મોંમાં હોમાઈ જનાર અને વિદ્વાન કે શક્તિ-શાળી વ્યક્તિ પણ સમાજજીવનમાં ક્રાંતિ લાવતાં અચકાય છે. સમાજમાનસનું બળ, માન્યતાનું જોર અને ભીરુતા એટલાં ઊંડાં છે કે જીવનમાંથી એને ફગાવી દેવાનું બળ વ્યક્તિ કે સમષ્ટિમાં હજી જોઈએ તેટલું આવ્યું નથી. પરિણામે રાજ્યક્રાંતિ પછીની અસર સમાજ જીવન પર પડવી જોઈએ એટલી નથી પડી અને જે દૂષણો તથા અનિષ્ટો પ્રચલિત અને પ્રબળ હતાં એ થોડાં ઢીલાં પડ્યાં છે પણ નષ્ટ થયાં નથી.

સ્ત્રીઓને સમાન મતાધિકાર મળ્યો. જેનું ઘરમાં જ સ્થાન હોય એ સ્ત્રી રાજકારણમાં સમાન દરજ્જે આવી. ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરતી થઈ. શિક્ષણ વધ્યું. સ્ત્રીઓ માટે કાર્યક્ષેત્ર વધ્યાં અને એકંદરે સમાજમાં સ્ત્રીનું સ્થાન સ્વીકારાયું. પણ સંસારમાં —વ્યાપકરીતે એનું સામાજિક સ્થાન હજી ઊંચું આવ્યું નથી. હજી લાજ કઢાવાય છે. હજી વરવિક્રય અને કન્યાવિક્રય થાય છે દહેજ ને વાંકડો લેવાય છે. સમાન અધિકાર ભોગવતી સ્ત્રીને ઘર બહાર ક્યારે કાઢી મૂકવામાં આવશે એ ચિંતાનો પ્રશ્ન છે.

૧૯૩૦ની લડત પછી ગુજરાતમાં જે સ્ત્રીઓએ સ્વાતંત્ર્યસંગ્રામમાં કાર્ય કર્યું હતું તેઓને કંઈક કરવાની મનોવૃત્તિ થઈ અને પૂ. ગાંધીજીના આશી-ર્વાદથી સ્ત્રીઓના પ્રશ્નો પરત્વે લક્ષ કેન્દ્રિત થયું.

સ્ત્રી એ વ્યક્તિ છે. વ્યક્તિ તરીકે તેને બધાજ અધિકાર મળવા જોઈએ એ માગણી સ્ત્રીઓની હતી અનેએ દૃષ્ટિએ સ્ત્રીને સ્વાવલંબી કરવા, તેના-માં જાગૃતિ-શક્તિ લાવવા માટે ગુજરાતમાં કામ શરૂ થયું. જ્યોતિસંઘે ૧૯૩૪માં ઉપરના કથનાનુસાર કાર્ય આરંભ્યું. સમાજનો વિરોધ હતો છતાં કામ ચાલુ રહેતાં ધીમે ધીમે સૌને સંસ્થાની અગત્ય સમજાઈ અને વિરોધ શમ્યો.

સ્ત્રીઓને રહેવા માટે, શિક્ષણ લઈ પગભર થવા માટે એવી સંસ્થાની જરૂર હતી જ્યાં સ્ત્રીનું વ્યક્તિત્વ

વિકસે. એ દૃષ્ટિએ ૧૯૩૭માં અમદાવાદમાં [વિકાસ-ગૃહની શરૂઆત થઈ. આ સંસ્થામાં માત્ર સ્ત્રીઓ જ નહિ પણ નિરાધાર અને અનાથ બાળકોને પણ સ્થાન હતું. બાળકો માટે પણ સ્પષ્ટ મંતવ્ય સંસ્થાને હતું કે 'બાળક એ રાજ્યનું–સમાજનું બાળક છે'. એ અનાથ નથી પણ રાષ્ટ્રની સંપત્તિ છે. શરૂઆતમાં આ સંસ્થા સામે પણ વિરોધ હતો પરંતુ સંસ્થાની જરૂરીઆત સ્વીકારાઈ અને હળવદ, વઢવાણ, રાજકોટ, જામનગર તથા ભાવનગર અને અમરેલીમાં ૧૯૪૫થી ૧૯૫૫ સુધીમાં આવી સંસ્થાઓ શરૂ થઈ. રેસક્યુ હોમ માત્ર રેસક્યુ ન કરે પણ શિક્ષણ અને સંસ્કાર આપી પગભર કરે એ માન્યતા સ્વીકૃત થતાં કુરૂઢીમાં મૂકાયેલી સ્ત્રીઓ માટે ક્ષેત્ર ઉઘડ્યું. મોટી સંખ્યામાં સ્ત્રીઓ અને બાળકો આવી સંસ્થાનો લાભ લે છે.

૧૯૪૫માં મુ. મોરારજીભાઈ તથા સ્વ. મુ દરબાર સાહેબે અનાથાશ્રમો પરત્વે નડિયાદમાં અધિવેશન બોલાવ્યું. અનાથાશ્રમોની કાર્યપદ્ધતિ સુધરે તથા બાળકોનો વિકાસ થાય એ દૃષ્ટિ હતી. આ પ્રવૃત્તિ સાથેસાથે ૧૯૪૫માં અમદાવાદમાં ગુજરાતની સંસ્થાઓનું એકીકરણ કરી મહિલામંડળો, અનાથાશ્રમો વગેરે પ્રવૃત્તિને વ્યવસ્થિત કરવા સંમેલન મળ્યાં. આ સંમેલનની ફલશ્રુતિ એ સમસ્ત ગુજરાત સામાજિક સંસ્થા મધ્યસ્થ મંડળ. આ સંસ્થાદ્વારા મંડળોમાં વ્યવસ્થિત અભ્યાસક્રમો દાખલ થયા અને આજે સીવણ, ભરત તથા શાળાન્તના વર્ગો ગુજરાત રાજ્યનાં લગભગ ૪૦૦ મંડળોમાં ચાલે છે. ઘણાં મંડળો બાલમંદિરો પણ સાથે સાથે ચલાવે છે.

શિક્ષણક્ષેત્રે સુરત વનિતા વિશ્રામ, વિઠ્ઠલ કન્યા કેળવણીમંડળ નડિયાદ, વડોદરાની સંસ્થાઓ, કુલીનભગિનીમંડળ વગેરેની પ્રવૃત્તિ ઘણી વિકસી છે અને અત્યારે સારું કામ થઈ રહ્યું છે.

વિકાસવિદ્યાલય વઢવાણ, કાન્તા સ્ત્રી વિકાસગૃહ રાજકોટ. કસ્તુરબા સ્ત્રી વિકાસગૃહ, શિશુમંગળ જૂનાગઢ વગેરે પણ આશ્રમગૃહ ઉપરાંત શૈક્ષણિકક્ષેત્રે કામ કરી રહ્યાં છે.

સામાજિક કામમાં સમાજકલ્યાણબોર્ડની પ્રવૃત્તિએ સારો સાથ આપ્યો. ગામડાનું કામ અત્યાર સુધી ઉપેક્ષિત હતું એ કામ કરવા એ મહિલામંડળોને તક મળી અને એ રીતે દરેક જીલ્લામાં બેથી ચાર સુધી પ્રોજેક્ટ શરૂ થતાં લગભગ ૫૦૦ ગામડામાં બાલમહિલા-કેન્દ્રો શરૂ થયાં. ગામડાં માટે આ પ્રવૃત્તિ નવી હતી પણ એને સારો સહકાર અને વેગ મળ્યો. સૌથી વધુ તો સ્ત્રીઓને કામ કરવાની તક મળી અને ગ્રામસેવિકાઓમાં હિંમત અને આત્મ-વિશ્વાસ વધ્યો.

ગુજરાત રાજ્ય હસ્તક કેન્દ્રીય સમાજ-કલ્યાણ ખાતાની ગ્રાન્ટથી આશ્રમગૃહો તથા રાજ્યકક્ષાનાં ગૃહો, સ્ત્રીઓ અને કુમારો માટે ચાલે છે. આ ગૃહો આશ્રય આપે છે અને ઉદ્યોગ શીખવી તથા શિક્ષણ આપી પગભર કરે છે.

ગુજરાતની સ્ત્રીપ્રવૃત્તિના વિકાસમાં અંતરાયો ઘણા નડે છે પણ સમાજનો વિકાસ એમ જલદી થતો નથી. આત્મહત્યા, અપહરણ અને ખૂનની સંખ્યા પણ ઓછી નથી. સ્ત્રીઓને અનીતિના વ્યવસાય તરફ ખેંચવાના અથવા તેની નિરાધારીનો લાભ લઈ ફસાવવાના પણ બનાવો બને છે. છતાં સજાગ સામાજિક કાર્યકરોદ્વારા રક્ષણ અને રાહત મળે છે.

અન્ય રાજ્યો સાથે સરખાવતાં ગુજરાતની સામાજિક પ્રવૃત્તિ ઠીક વિકસી ગણાય. મહિલા મંડળો, આશ્રમગૃહો, અનાથાશ્રમો તથા શિક્ષણ-સંસ્થાઓ સારી સંખ્યામાં સામાજિક ઉત્થાનનું

કામ કરી રહી છે. આર્થિક ભીંસ દરેક સંસ્થાને હોય છે છતાં કામ ચાલુ રાખવા માટે આગ્રહી પણ છે.

ગુજરાત રાજ્યમાં પહેલાં સૌરાષ્ટ્ર રાજ્યે અને હમણાં બીજી ગુજરાત રાજ્યે આત્મહત્યા તપાસ સમિતિ પણ નીમી હતી. એ રીતે સમાજને સ્પર્શતા પ્રશ્નો પરત્વે રાજ્ય, સંસ્થાઓ અને કાર્યકરો સજાગ છે અને કાર્યરત છે.

ગુજરાતનું ભાવિ સામાજિક ક્ષેત્ર ઊજળું ભાસે છે.



# ગુજરાતનાં રચનાત્મક કામો

**શ્રી જુગતરામ દવે**



## બાપુનો કીમતી વારસો:—

હિંદસ્વરાજ એ જેમ આપણો બાપુ તરફથી મળેલો વારસો છે તેમ રચનાત્મક કામો પણ તેમનો જ વારસો છે. ખરેખર તો આ રચનાત્મક કામો સ્વરાજ કરતાં પણ વધારે કીમતી વારસો છે, અને હમણાં હમણાં સ્વરાજ અથવા સ્વતંત્રતામાં કંઈક મેલા રંગો ભળેલા જોઈએ છીએ તેનું કારણ પણ વિચારતાં કબૂલ કરવું પડશે કે આપણે આ તેમનો રચનાત્મક કામનો વારસો તેઓની પાછળ સાચવી શક્યા નથી અને દીપાવી શક્યા નથી તે જ છે.

## પહેલું રચનાત્મક કામ-રેંટિયો: તે ક્યાં છે?

રચનાત્મક કામોના ગ્રહમંડળમાં જેને બાપુએ સૂર્યનું સ્થાન આપ્યું છે તે રેંટિયો અથવા ખાદી છે આપણે ઘેર ઘેર, ગામડે ગામડે અને નગરે નગરે હાથે કતેલા સૂતરનું હાથે વણેલું કપડું-ખાદી જ પહેરીએ એ તેનો પ્રથમ અર્થ છે. પંડિત જવાહરલાલજીએ તેને સ્વરાજના સૈનિકોનો ગણવેશ કહ્યો હતો એ તેનો બીજો અર્થ છે. ખેડૂતવર્ગ માટે તે ખેતીમાંથી બચતા વખતને કામે લગાડવાનું સાધન છે, તો શહેરોમાં વસનારાઓ માટે તે નોકરચાકરો, ગરીબવર્ગો સાથે તેમજ હિંદના દલિત અને શોષિત ગ્રામસમાજ સાથે જીવતું અનુસંધાન કરવાનું સાધન છે. આપણામાંથી જેઓ રેંટિયા પ્રત્યે અને ખાદી પ્રત્યે પ્રેમ અને વફાદારી ટકાવી શક્યા નથી તેઓ માત્ર કપડું ગુમાવતા નથી, પણ સેંકડો વર્ષ પછી મળેલા મોંઘા સ્વરાજને ઢીલું કરી રહ્યા છે, એ ખુલ્લી આંખે પણ આપણને દેખાવું જોઈએ.

ગુજરાતમાં રેંટિયા ખાદીનું કામ રાજકોટ, ચલાળા, ભાવનગર અને સાવરકુંડલામાં સરસ ચાલી રહ્યું છે. બીજી દિશામાં બારડોલી, વેડછી, કરાડી, દાંડી, બોચાસણ, વડોદરા, અમદાવાદ, ગુંદી ને શિયાળમાં તેમજ વાલમ, પાટણ, વડનગરમાં પણ ચાલી રહ્યું છે. વળી ગુજરાત રાજ્યના ઘણા

ખરા જિલ્લાઓમાં ખાદી અને ગ્રામોદ્યોગસહકારી સંઘો ચાલુ થયા છે, અને આ કામોને આગળ વધારી રહ્યા છે. આમ છતાં કબૂલ કરવું પડશે કે દેશના મોટા દરિયાની તુલનામાં આ યાદી સાવ નજીવી જ છે.

## ગ્રામોદ્યોગો કેટલે પહોંચ્યા છે ?

ખાદીનું જ વધારે વિસ્તારેલું સ્વરૂપ તે આપણા ગ્રામોદ્યોગો છે. પચાસ–સોવર્ષ ઉપર ગ્રામઉદ્યોગો આપણા ગામડામાં અગાઉ ધમધોકાર ચાલતા હતા, તાજા તાજા જ એ તૂટી ગયા છે. તેમને ફરી જીવંત કરવા તે એક અગત્યનું રચનાત્મક કામ છે. ખાંડવા, છડવા, દળવાનાં કામો તેમાં સૌથી મોખરે છે. એક વાર આ ઉદ્યોગો ઘેર ઘેર ચાલતા હતા. ખાદી અને ગ્રામોદ્યોગો મળીને પોણા ભાગની ગ્રામવસ્તીને આબરૂભર્યો ધંધો પૂરો પાડતાં. આપણી અન્નને લગતી રાજનીતિ રાષ્ટ્રની કમર ભાંગી નાખનારી આજકાલ ચાલી રહી છે. ગુજરાતમાં ક્યારેક જ્યારે રાજ્યની નીતિ જરા સારી હતી ત્યારે વલસાડ, ધરમપુર, વાંસદા જેવાં ડુંગરનાં ધામો ખાંડવા ભરડવાના હાથઉદ્યોગોથી ધમધમતાં થઈ ગયાં હતાં. તેમજ ખેડા-અમદાવાદનાં ડુંગરનાંધામોનો પણ તેવો જ અનુભવ હતો. તેલઘાણીઓ ગામેગામ આખા ગુજરાતમાં ચાલતી હતી અને લોકોને તેવું હાથ-ઘાણીનું તેલ ખાવાનો શોખ પણ હતો. પરંતુ આજે રાજ્યની નીતિમાં મગફળીને ઉત્તેજન મળતું થયું છે અને ઉદ્યોગમાં યંત્રઘાણાને ઉત્તેજન મળે છે, તેથી હાથઘાણીઓ જોતાજોતામાં અદૃશ્ય થવા માંડી છે. ચામડા બાબતમાં પણ રાજ્યની નીતિ સમજવગરની થઈ. કાચાં ચામડાં પરદેશ મોકલવાનું ચાલ્યું તેથી ગામડે ગામડે મોચીઓ અને ચામડિયાઓ બેકાર થયા છે, અને ક્યાંક કોઈ કોઈ તે કામને વળગી રહ્યા છે તો તે કસાઈખાનાનું અને પરદેશથી પાકીને આવેલું ચામડું લાવીને ચલાવે છે અને છતાં હજુ ચામડિયાઓ પોતાનો ધંધો ભૂલ્યા નથી તેથી, ગુજરાતમાં કોઈ કોઈ જગ્યાએ ઉત્તેજન આપવામાં આવે છે તો મરેલાં ઢોરનાં ચામડાંનું કામ બહુ મહેનત વગર ચાલુ થઈ શકે છે.

## અસ્પૃશ્યતા–નિવારણનો વિકાસ થંભી ગયો છે.

ગાંધીજીનાં રચનાત્મક કામોમાંનું ત્રીજું મહત્ત્વનું કામ તે અસ્પૃશ્યતા–નિવારણનું છે. અસ્પૃશ્યતા ગુજરાતમાંથી સંપૂર્ણ નાબૂદ થઈ ગઈ છે એમ તો નહીં કહી શકાય. અવારનવાર કોઈને કોઈ ખૂણામાંથી અસ્પૃશ્ય વર્ગ પ્રત્યે જુલમ થયાના સમાચાર વાંચી માથું શરમથી નીચું નમાવવું પડે છે. છતાં શાળામાં તેમનાં બાળકો સૌની સાથે બેસે છે, સભાઓમાં કે રેલ બસોમાં ભેદ રહ્યો નથી. કૂવા અને મંદિર વિષે ઠીક ઠીક કામ થયું છે, પણ તેમાં ઘણી કચાશ છે. હરિજનોને હજુ ગામમાં સૌની સાથે નિવાસ ક્યાં મળે છે ? હરિજનોનું કલ્યાણ કરનારું રાજ્યનું ખાતું વિવિધ કામો કરતું રહે છે. તેનું કામ કરનારી સેવા-સંસ્થાઓ પણ ગુજરાતમાં ઠીક ક્રિયાશીલ છે અને તેમાં સન્માન્ય સેવકો કામ કરી રહ્યા છે.

અસ્પૃશ્યનો પ્રશ્ન સ્વરાજના જમાનામાં પણ પહેલાંના જેવો ઢેઢભંગી પૂરતો રહે તે કેમ ચાલે ? તે વધારે વ્યાપક થવો જોઈએ. ઉચ્ચનીચના ભેદ ઉપર રચાયેલી જ્ઞાતિઓ વચ્ચે, જુદાજુદા ધર્મોના ભેદ ઉપર રચાયેલી કોમો વચ્ચે એક જીવ ઊભો થાય તો જ અસ્પૃશ્યતા નાબૂદ થઈ ગણાય. તેમાં રોટીભેદ તો ગયો છે, પણ બેટીભેદ હજુ પણ તેવો જ સમાજને દૂબી રહ્યો છે. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી આદિ કોમો વચ્ચે બેટીભેદ ભૂંસાયાના દાખલા આંગળીએ ગણાય તેટલા જ આખા ગુજરાત રાજ્યમાં બતાવી શકાય તેમ છે.

ભંગીઓને અતિહીન રીતે તેમનું કામ કરવાની સ્થિતિમાં હજુ જીવવું પડે છે. જે શહેરોમાં ગટરો

થઈ નથી ત્યાં મેલાના ટોપલા માથે ઉપાડીને હજુ તેમને કામ કરવું પડે છે. તે માટે જાજરૂ સુધારવાના, ઠેલણ ગાડીઓ દાખલ કરવાના પ્રયત્નો થવા લાગ્યા છે. ગેસપ્લાન્ટ પણ લોકપ્રિય થવા લાગ્યા છે. પણ આ સુધારા પાછળ મુખ્ય હેતુ કયો હશે? પોતાને ગંદા પાયખાનામાં બેસવું ન પડે એ જ ને? ભંગી મુક્તિનો વિચાર પણ છે તો ખરો. આશ્રમો અને નઈ તાલીમ સંસ્થાઓમાં સફાઈનું કામ શાસ્ત્રીય રીતે કરવાનું અને સફાઈ કામનું ગૌરવ–જીવનમાં ઉતારવાનું તથા સભામહાસભાઓમાં સફાઈ કામ સેવકોએ જાતે કરવાનું ગુજરાતમાં ક્યાંક ચાલી રહ્યું છે, પણ તે હજુ અત્યંત અલ્પ પ્રમાણમાં છે.

## સ્વદેશી ભાવના ક્ષીણ થઈ છે.

સ્વદેશીની ભાવના ગુલામીના દિવસોમાં ઠીક વિકાસ પામી હતી. તેણે ખાદી અને ગ્રામોદ્યોગોનું રૂપ પણ ધારણ કર્યું હતું. આજે સ્વરાજના જમાનામાં આખા દેશમાં આ ભાવના વધવાને બદલે અત્યંત ક્ષીણ થઈ ગઈ છે. ગુજરાતમાં પણ એ જ દશા પ્રવર્તે છે. કાપડમાં ખાદીભાવના ગુજરાતમાં કોઈ કોઈ આશ્રમોમાં તથા ગણત્રીનાં ગામોમાં અને કુટુંબોમાં જ જોવા મળે છે. અન્નની બાબતમાં અગાઉ લેશ પણ કલ્પના નહોતી તેવી દશા આખા દેશમાં ચાલી રહી છે. અનાજ પણ પરદેશનું ખાય છે ત્યારે પ્રજા જીવી શકે છે. તે સ્થિતિમાં ગુજરાત અપવાદ રૂપ નથી. કદાચ બીજા કેટલાક પ્રાંતો કરતાં તે વધારે દુ:ખજનક દશા ભોગવે છે. ખેતીમાં અન્નસ્વાવલંબી રહેવાની દૃષ્ટિ રહી નથી. વ્યાપારી દૃષ્ટિ જ પ્રવર્તે છે. આ રાજ્યની નીતિ આખા ભારત રાજ્યની નીતિ સાથે ગૂંથાયાએલી છે, તેથી ગુજરાતનું રાજ્ય ધારે તો પણ પોતાના લોકોને અન્નસ્વાવલંબી બનવાની પ્રેરણા આપી શકે તેમ નથી.

## મજૂર સમસ્યા :

આ સ્થિતિને લીધે મજૂરો અને ખેડૂતો વચ્ચેના સંબંધો સારા, ઉદાર અને કુટુંબભાવ જેવા ક્યાંથી રહે? કારખાનામાં મજૂરોને પોતાના હક્કો માટે લડવાની સત્ય અહિંસામય રીત ગાંધીજી એક જમાનામાં બતાવી ગયા છે તેની શુભ અસર ગુજરાતમાં ચાલુ રહી છે અને દેશ આખામાં પણ ઠીક ઠીક વ્યાપી છે, પરંતુ ખેતીના મજૂરોના સંજોગો જુદા હોવાથી તેઓ આ પદ્ધતિએ પોતાના પ્રશ્નો ઉકેલી શકતા નથી. છતાં ગુજરાતમાં કોઈ કોઈ સ્થળો જોવામાં આવે છે કે જ્યાં આદિવાસીઓ, હળપતિઓ સારી રીતે પોતાનું સ્વમાન સાચવીને આગળ વધી રહ્યા છે. તેમની વચ્ચે ખાદી, નઈ તાલીમ, નશાબંધીનું કામ કરનારાં અને ક્યારેક હક્કો માટેની અહિંસક લડતો કરનારાં આશ્રમો અને સંસ્થાઓ ક્યાંક ક્યાંક જોઈ ને આંખ ઠરે છે. સરકાર પણ જિલ્લેજિલ્લે તેઓની વચ્ચે સર્વોદય યોજનાઓ ચલાવવા લોકસેવકોને સગવડો આપે છે તેમ જ જંગલોમાં વસનારાઓને પોતાની સહકારી મંડળીઓ મારફત કામ કરવાની સગવડ આપે છે. મહેસાણા, અમદાવાદ જેવા ભાગોમાં ભરવાડ રબારીઓ જેવા ગોપાલકોની સહકારી મંડળીઓ કાઢી તેમને ખેતીયુક્ત ગોપાલનને રસ્તે ચઢાવવામાં આવે છે. આ બધાં કામો જ્યાં ચાલી રહ્યાં છે ત્યાં આદિવાસીઓમાં સંસ્કાર વિકસે છે, શિક્ષણ આગળ વધે છે, દારૂ જેવાં વ્યસનો હઠે છે અને એકંદરે તેમનામાં વ્યવસ્થા શક્તિ ધરાવનાર અને રાજ્યનીતિ સમજનાર નેતાવર્ગ ઊભો થવા લાગ્યો છે.

## સોનેરી ઝુમખાંઓ

ગુજરાતમાં ચાલી રહેલાં રચનાત્મક કામો કેવાં પ્રકારનાં છે તેની કંઈક કલ્પના આ લેખમાં આપવા મેં પ્રયત્ન કર્યો છે. આવાં આવાં અનેક રચનાત્મક કામો કરનારાં ઝુમખાંઓ ગુજરાતના નકશામાં

જુદા જુદા જિલ્લાઓમાં સોનેરી રંગોમાં ચળકી રહ્યાં છે. સાબરમતી હરિજન આશ્રમ, ગુજરાત વિદ્યાપીઠ, મજૂર મહાજન, ભાલ નળકાંઠા વાત્સલ્ય મંડળ, ભરવાડ રબારીઓમાં કામ કરનારા સંઘો, સૌરાષ્ટ્રમાં સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ, લોકભારતી સણોસરા, સાવરકુંડલા ખાદીમંડળ, ભાવનગરમાં ગાંધી-સ્મૃતિ, જૂનાગઢ તરફ શાહપુર સર્વોદય આશ્રમ, અલિયાબાડામાં ગંગાજળા વિદ્યાપીઠ, માંગરોળ તરફ શારદાગ્રામ, મહેસાણા જિલ્લામાં સર્વોદય આશ્રમ અને ગ્રામ ભારતી, સાબરકાંઠામાં શામળાજીની સંસ્થા, વડોદરામાં રંગપુર અને સાંઢાસાલના આશ્રમો. બનાસકાંઠામાં પણ તેવું જ કેન્દ્ર, ખેડા જિલ્લામાં બોચાસણ વલ્લભ વિદ્યાલય અને નડિયાદમાં વિઠ્ઠલ કન્યા વિદ્યાલય, પંચમહાલમાં ભીલ સેવા મંડળ, સુરતમાં કરાડી, ગાંધી કુટિર, બારડોલી અને મરોલી આશ્રમો, વેડછીમાં રાની-પરજ સેવા સભા—આમ આ સોનેરી ટપકાંઓની યાદી ઉતાવળે ઉતાવળે ચીતરી દીધી છે. સંપૂર્ણ યાદી બનાવવાનો આ પ્રયત્ન સમજવાનો નથી. તેથી જે અનેક નામો આમાં આવ્યાં નહિ હોય ત્યાંના કાર્યકર્તાઓની ક્ષમા માંગી લઉં છું.

આવાં આવાં બધાં આશ્રમો અને સંસ્થાઓ એ માત્ર ટપકાં જ નથી. દરેકનાં ઉદરમાં પાંચપચાસ શાખાઓ અને પ્રશાખાઓનાં ઝુમખાં રહેલાં છે એમ સમજવાનું છે.

### જમીનો અંગે શું થયું ?

સ્વરાજ્ય થયું કે તરત હિંદનાં જુદાં જુદાં રાજ્યોની ધારાસભાઓમાં ખેડૂતોને વ્યાજખોરોથી રક્ષણ આપતા તેમ જ અન્યાય ભરેલી જમીનદારી પદ્ધતિથી રક્ષણ આપતા કાયદાઓ ઉત્સાહથી પસાર કરવામાં આવ્યા હતા. પરંતુ તે કાયદાઓનો અમલ કરવા જતાં શાહુકારો અને જમીનદારો કે જેઓ પોકાર ઊઠાવી શકે તેવા વર્ગના હતા તેમનાથી રાજ્ય સરકારો ગભરાઈ ગઈ અને કાયદાઓ કાયદાપોથીમાં જ દાટી મૂકયા. ગુજરાતમાં પણ આવા જ કાયદાઓ કરવામાં આવ્યા હતા, અને જો કે જમીનદારોનો સારી પેઠે વિરોધ હતો અને જૂની ધરેડના અમલદારોની મદદથી તેઓએ કાયદાને નિષ્ફળ બનાવી દેવાની ખૂબ જ ખટપટ કરી હતી, છતાં ગણોતિયા ખેડૂતો સારી સંખ્યામાં એ કાયદાથી પોતાની મૂળ જમીનોના માલિકો થયા છે.

એક તરફથી કાયદો આ પ્રમાણે ભૂમિહીનોને થોડી થોડી ભૂમિ આપી રહ્યો હતો તે જ દિવસોમાં આચાર્ય વિનોબાનું ભૂદાનનું આંદોલન ચાલવા લાગ્યું. ગુજરાતમાં આશરે ૧,૦૫,૦૦ એકર જમીન ભૂદાનમાં અપાઈ, પણ બિહાર—ઓરિસ્સા જેવાં કેટલાંક રાજ્યોના પ્રમાણમાં આ રાજ્યમાં આ આંદોલન ઘણું ઓછું જ ઝીલાયું.

### ગુજરાતની ગ્રામપંચાયતો

આગળ જતાં ભારતનાં ઘણાંખરાં રાજ્યોમાં પંચાયતરાજ્ય દાખલ કરવામાં આવ્યું. જુદાં જુદાં રાજ્યોમાં તે કાયદાનું સ્વરૂપ જુદું જુદું હતું અને તેના અમલમાં પણ સરખો ઉત્સાહ અને પ્રામાણિક-પણું નહોતું. ગુજરાતમાં એ પંચાયતનો કાનૂન પ્રમાણમાં સારો થયો છે. તેની સફળતાનો આધાર પંચાયતોની ચૂંટણીઓમાં પાછળ પડેલા લોકોને ઉદારતાથી આગળ લાવવામાં આવે છે કે નહીં, તથા પંચાયતોની સર્વ સત્તાઓ અને તેનાં સર્વ સાધનો તેવા લોકોને મજબૂત અને આત્મવિશ્વાસ-યુક્ત બનાવવાના કામમાં વાપરવામાં આવે છે કે તેમને ઉલટા વધારે દબાવવા અને ચૂસવામાં કરવામાં આવે છે એના ઉપર રહેલો છે. એ અર્થમાં ગુજ-રાતના સઘળા જિલ્લાઓમાં પંચાયતો સફળતાથી ચાલે છે એમ તો નહીં કહી શકાય, પરંતુ અરધા જિલ્લાઓમાં આપણને કાંઈક સંતોષ લેવાને કારણ મળે છે.

## ગ્રામદાન અને ગ્રામસ્વરાજ

પંચાયતી રાજ્યની હીલચાલ ચાલી રહી હતી તે જ વર્ષોમાં શ્રી વિનોબાજીએ પોતાના આંદોલનને ભૂમિનાં દાનો મેળવવામાંથી ફેરવી ગ્રામદાનના આંદોલનનું સ્વરૂપ આપ્યું—ખરું જોતાં આ આંદોલન ગામડે ગામડે સાચા ગ્રામસ્વરાજની સ્થાપના કરવાનું જ આંદોલન હતું. છતાં ગુજરાતમાં તે ઉત્સાહ સાથે ઝીલાયું નથી. ગ્રામપંચાયતોથી એક જાતનો નીચી કોટિનું ગ્રામસ્વરાજ ઊભું કરી શકાયું છે, તેનાથી અહીંના કાર્યકર્તાઓને જાણે અલ્પસંતોષ થઈ ગયો હોય એમ જોવામાં આવે છે.

## ગુજરાત સર્વોદય મંડળ

પરંતુ ગુજરાતમાં વિનોબાજીની સીધી પ્રેરણા નીચે ગ્રામદાનનું કામ કરી રહેલા ચાલીસ-પચાસ સેવકોનું બનેલું ગુજરાત સર્વોદય મંડળ ચાલી રહ્યું છે. તેના કાર્યકર્તાઓ વડોદરામાં અને ગુજરાતના જુદા જુદા ભાગોમાં તીવ્રરૂપે કામ કરી રહ્યા છે. લોકો વચ્ચે પદયાત્રાઓ કરીને ગ્રામદાનનો સંદેશો પહોંચાડી રહ્યા છે. ગુજરાતનાં સર્વ રચનાત્મક કાર્યોમાં આ નાની સરખી ટોળીનું કાર્ય તેજસ્વિતામાં અને પ્રતિષ્ઠામાં સૌથી આગળ પડતું છે.

## ગુજરાત નઈ તાલીમ સંઘ

બીજી તરફથી નઈ તાલીમનાં થાણાંઓ ગુજરાત રાજ્યમાં ઠેકઠેકાણે જામેલાં જોવામાં આવે છે અને તેની પૂર્વ બુનિયાદી બાલવાડીઓ, બુનિયાદી શાળાઓ, અને ઉત્તર બુનિયાદી વિદ્યાલયો દિવસે દિવસે વધી રહ્યાં છે. ગુજરાત વિદ્યાપીઠ અને સણોસરા લોકભારતી વર્ષોથી ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમાં કામ કરી રહ્યાં છે. અને તાલીમબદ્ધ શિક્ષકો અને કાર્યકર્તાઓ આખા ગુજરાતને પૂરાં પાડતાં જાય છે. તેમને પગલે વેડછીમાં ગાંધી વિદ્યાપીઠ તાજું તાજું જ અસ્તિત્વમાં આવ્યું છે—અને તેવાં બીજાં પણ એક બે વિદ્યાપીઠોની સ્થાપના કરવાની તૈયારીઓ સંભળાઈ રહી છે. જ્યારે દેશના અનેક ભાગોમાં નઈ તાલીમ માટે અશ્રદ્ધા બતાવવામાં આવે છે ત્યારે ગુજરાતમાં આ બધાં કામો શ્રદ્ધાથી ચલાવવામાં આવે છે. જ્યારે દેશમાં અંગ્રેજી વગર ભારત જાણે ડૂબી રહ્યો હોય એવા વિચારો લોકોમાંથી અને રાજ્યોમાંથી પણ સંભળાયા કરે છે, ત્યારે ગુજરાતમાં લોકોમાંથી તેમજ રાજ્યમાંથી પણ સ્વભાષા માટેનો વિશ્વાસ દિવસે દિવસે વૃદ્ધિ પામી રહ્યો છે, અને આ નઈ તાલીમને પરિણામે અહીંનાં સર્વ વિવિધ રચનાત્મક કામોમાં રાષ્ટ્રપિતા ગાંધીબાપુના આત્માનો પ્રકાશ કંઈક અંશે જોઈ શકાય છે.



# ગુજરાતમાં કેળવણીના પ્રયોગો

શ્રી મનુભાઈ પંચોળી



દરેક સાચા શિક્ષણે એકસાથે બે કામ કરવાનાં હોય છે. એક તો એનો ભણનાર સમાજમાં જે કાયમી કે ઇષ્ટ મૂલ્યો તથા વર્તનો આવશ્યક છે તેને અનુકૂળ થાય અને સાથોસાથ સમાજમાં જે અમુક સંજોગોમાં અમુક કાળ માટેની માન્યતાઓ અને વર્તનો હોય તેમાં તે કાળ પૂરો થયે ફેરફાર કરવા માટેનું મન ખુલ્લું રાખે.

સમાજમાં બધું જ સનાતન નથી. કેટલુંક તો તે કાળપૂરતું જ હોય છે. આવી વસ્તુઓ કાળ-વીત્યે કાળગ્રસ્ત થવી જોઈએ; છતાં પણ રૂઢિ કે પરંપરાગત માન્યતાને પરિણામે સમયસર ફેરફારો થતા નથી. આ ફેરફારો ન થાય તેથી સમાજ બંધીયાર અને ઠીંગરાએલો રહે છે અને છેવટે સ્ફોટક પરિસ્થિતિ પેદા થતાં ક્રાંતિ થાય છે. રાજાઓની સંસ્થા, શ્રદ્ધા પર જ વર્ચસ્વ ધરાવતી ધર્મસંસ્થા, આમન્યાને જ સર્વસ્વ ગણતી વડીલ-પૂજા, આ એક કાળે આવશ્યક હોય પણ સમાજ જેમ જેમ સગીર અવસ્થામાંથી નીકળતો જાય તેમ તેમ આ સંસ્થાઓમાં પરિવર્તન થવું જોઈએ.

પરિવર્તન શાંતરીતે તો જ થાય જો યુગાનુકૂળ ફેરફારો શિક્ષણમાં થયા કરે. આવા ફેરફારવાળા શિક્ષણમાં તૈયાર થએલા સૌ કોઈ પરિવર્તનમાં સંમતિ આપે અને તો શાંતક્રાંતિ કે ઉત્ક્રાંતિ દ્વારા પ્રગતિ થયા કરે. આ અર્થમાં શિક્ષણમાં પ્રાયોગિકતા એ ઉથલપાથલ સામેની મોટી બાંહેધરી છે.

ગુજરાત એ બાબતમાં ભાગ્યશાળી ગણી શકાય તેમ છે કે તેમાં સમાજની જરૂરિયાતને લક્ષમાં રાખીને કેળવણીમાં નવા નવા પ્રયોગો થતા રહ્યા છે; અને ધીમે ધીમે આ પ્રયોગો સામાન્ય કેળવણીના સ્વરૂપમાં સ્વીકાર પામતા ગયા છે.

ગુજરાતના શિક્ષણના ઇતિહાસમાં પહેલું પ્રાયોગિક પગરણ હતું "સ્ત્રી કેળવણી ઉપર ઝોક". દુર્ગારામ મહેતાજીથી માંડીને રમણભાઈ નીલકંઠ

સુધી સૌએ પહેલાં સમાજસુધારા ઉપર ઝોક દીધો હતો. અને આ સમાજસુધારાનું મુખ્ય પગરણ સ્ત્રીઓની કેળવણીને ગણ્યું હતું.

૧૮૫૭નાં બળવામાં જે નિષ્ફળતા મળી તે નિષ્ફળતા શા માટે મળી તે શોધવાનું વિચારમંથન તરત શરૂ થયું. દેશ સ્વતંત્ર થવો જોઈએ. અંગ્રેજોનું રાજ્ય જવું જોઈએ પણ તે ત્યારે જ જશે કે જ્યારે જે સામાજિક દોષોને પરિણામે આપણો સમાજ દુર્બળ રહ્યો છે, તે દુર્બળતાઓ ચાલી જશે. શરીરમાં ધારું હોય ત્યાં સુધી માખીઓ આવે. પ્રથમ ઉપાય માખીઓ સાથે ઝઘડવાનો નથી. પણ આપણું ધારું દૂર કરવાનો છે. દેશી સમાજની દુર્બળતાનું મોટું મૂળિયું સ્ત્રીઓમાં પડેલા વહેમો રૂઢિગ્રસ્તતા અને ગતાનુગતિકતા છે, તેવું તે સુધારકોએ માન્યું. બાળક જે માતાના ખોળામાં ઉછરે છે, તે માતા જ્યાં સુધી આવી છે, ત્યાં સુધી બીજે હલ્લા કરવા તે એટલા કારગત નહીં નીવડે એટલે તે વખતના બધા ગુજરાતી આગેવાનોએ પછી તે કવિ નર્મદાશંકર હોય, નવલરામ હોય, દિવાન બહાદુર અંબાલાલભાઈ હોય કે ધીમે ધીમે સુધારામાં માનનાર દલપતરામ હોય—સૌએ વિવિધ રીતે આજ વાત કહી કેઃ—

"કહે નેપોલિયન દેશને કરવા આબાદાન;<br>
સરસ રીત તો એ જ છે, દ્યો માતાને જ્ઞાન."

આમાંથી વિવિધવનિતા-વિશ્રામો —અને સ્ત્રી-શિક્ષણની હિલચાલ વિસ્તરી. ગુજરાત તેને માટે તે સમાજસુધારકોનું ખરે જ ઋણી છે.

ગુજરાતનાં શિક્ષણમાં બીજો તબક્કો આર્ય-સમાજનાં ગુરુકુળોએ દાખલ કર્યો છે. સ્વાભિમાન વિનાનું શિક્ષણ દેશોદ્ધાર કરનારું નિવડી શકે નહીં. જેને સ્વમાન નથી તેને સ્વાતંત્ર્ય કેવી રીતે હોય? આર્યસમાજનો ફાળો આ દેશની રાષ્ટ્રીયતામાં આ સ્વમાનભાવના પેદા કરવામાં રહેલો છે.

તેમણે પોતાના ગુરુકુળોદ્વારા એકવાત શિક્ષણમાં જોરપૂર્વક કરી.

ભારતનો ભૂતકાળ અત્યંત ગૌરવવંત છે. અને તેની સિદ્ધિઓ આજે પણ ખપની છે. પણ તેના હાલના દોષો દૂર થવા જોઈએ. તે દોષો વૈદિક સંસ્કૃતિનો ભાગ નથી જ.

સમાજસુધારકોએ આત્મસુધારણાની હિલચાલ શરૂ કરી હતી. તે આર્ય સમાજે ચાલુ રાખી. પણ સમાજસુધારકોમાંના મોટા ભાગને પાશ્ચાત્ય સંસ્કૃતિ તરફ અહોભાવ હતો. જેમાંથી એક પ્રકારની લઘુતાગ્રંથિ ઊભી થતી હતી.

આર્યસમાજે આ લઘુતાગ્રંથિ દૂર કરવા એક પ્રકારના આક્રમક રાષ્ટ્રવાદને જન્મ આપ્યો. ગુજરાતમાં સોનગઢ, સુપા ને વડોદરાના ગુરુકુળોએ રાષ્ટ્રીય જાગૃતિ, અખાડા પ્રવૃત્તિ, જ્ઞાતિવાદનો નિષેધ, અસ્પૃશ્યતા નિવારણ—આ બધામાં ઘણો મોટો ફાળો આપ્યો હતો.

વળી એ ખાસ નોંધવું જોઈએ કે આ સંસ્થાઓ સરકારથી સ્વતંત્ર, (એ જમાનામાં) અરે સરકારની ખફાનજર નીચે ચાલી હતી. આ વિદ્યાલયોમાં કન્યાકેળવણીનો પણ આગ્રહ રખાવાતો. વિદ્યાભ્યાસકાળમાં બ્રહ્મચર્ય, સાદાઈ, અનિવાર્ય અંગો ગણાતાં. સરકારી કેળવણીમાં કે અન્ય સામાન્ય સ્ત્રીકેળવણીની સંસ્થાઓમાં આ ઝોક નહોતો. આને લીધે ભલે આ જાતના ગુરુકુળો ગણ્યાગાંઠ્યાં હતાં છતાં તેનો પ્રભાવ સામાન્ય કેળવણી પર નોંધપાત્ર રીતે પડ્યો. આ ગુરુકુળોનાં શૈક્ષણિકક્રમમાં એક બીજી વસ્તુ પણ ધ્યાન ખેંચે તેવી હતી. અને તે વાલીઓ જોડેનો સંબંધ. આર્યસમાજ એક ચોક્કસ આદર્શોને માન્યતા ધરાવતી હિલચાલ હતી. તેની શિક્ષણસંસ્થા તો એક શાખા હતી. આથી બધા આર્યસમાજી ગૃહસ્થોનો સંબંધ આ સંસ્થાઓ સાથે રહેતો. ખાસ કરીને તેના સમા-

રંભોમાં તો વાલીઓ આવતા. આમ શાળાનું ભણતર અને ઘરનું વાતાવરણ એ બેની વચ્ચે કુમેળ ન રહેતાં ક્રમશઃ સુમેળ જળવાતો અને આની બાળકોના ચારિત્ર્ય-ઘડતરની સફળતા પર નિશ્ચિત અસર થતી. એક પ્રકારે માબાપની એક વાત અને આચાર્યની બીજી વાતનાં આંતરિક સંઘર્ષમાંથી બચી જવાથી તેમની શક્તિ વિખેરાઈ જતા અટકતી પણ ગમે તેટલું કહેવામાં આવે તોપણ દેશ વેદિક યુગમાં જઈ શકે તેમ ન હતો. અને બીજું આ દેશમાં કેવળ હિન્દુઓ જ નહતા મુસલમાનો, પારસીઓ અને ખ્રિસ્તીઓ પણ હતા.

રાષ્ટ્ર માટેનું સ્વમાન આ ગુરુકુળોમાં હતું પણ રાષ્ટ્રીય કેળવણીએ તો તેથી ઘણું આગળ જવાનું હતું અને તેથી એક બીજો પ્રશ્ન હતો શિક્ષણની પ્રક્રિયાના કેન્દ્રમાં કોણ છે.

સમાજસુધારકો અને આર્ય સમાજ બન્નેનો હેતુ બાળકનો વિકાસ ન હતો પણ પોતે નક્કી **કરેલા કાર્યક્રમ માટે બાળકનો વિકાસ હતો.** સ્વરાજ્ય આવતા સ્વરાજ્ય વિકસાવવા ઇચ્છતા રાષ્ટ્રના બંધારણમાં જેમ સામાન્ય નાગરિક જ હોય તે સામાન્ય નાગરિક માટે જ બંધારણ કાયદો-યોજનાઓ બધું હોય તેમ રાષ્ટ્રીયશિક્ષણના કેન્દ્રમાં પણ વિદ્યાર્થી જ હોય. અભ્યાસક્રમ, સમયપત્રક, પરીક્ષા, કે ખુદ શિક્ષક પણ ન હોય.

નાગરિક જો કેન્દ્રમાંથી ખસે તો સ્વરાજ્ય પણ ખસી પડે તેમ વિદ્યાર્થી જો કેન્દ્રમાંથી ખસે તો શિક્ષણ જ ધસી પડે. આ વાત બુલંદ અવાજે દક્ષિણામૂર્તિએ ગુજરાતને કહી અને તેના પડઘા અન્ય-પ્રાંતોમાં પણ પડયા.

રાષ્ટ્ર એની રેલ્વેઓ, ખાણો, પૂલો કે બંધો-પર નથી ઊભું.'તે ઊભું છે તેના નાગરિક પર. અને નાગરિકની આધારશિલા છે તેને મળેલ શિક્ષણ.

દક્ષિણામૂર્તિએ આ વાત ગુજરાતના બધા સમજૂ વર્ગની પાસે પહોંચાડી કે જો વિદ્યાર્થીને તમે બીકણ, ઘેટા જેવો, ગતાનુગતિક, સ્વયંસ્ફુર્તિ કે સ્વાધીન બુદ્ધિ વિનાનો બનાવશો તો રાષ્ટ્ર કદી સ્વાધીન થશે નહીં અને થશે તોપણ રક્ષાશે કે વિકસશે નહીં. પરાધીન મગજવાળાથી સ્વાધીનતા આવે કેમ? થોરે કેળાં ઉતરે તે અસંભવિત છે. દેશના સ્વાતંત્ર્ય પહેલાં શિક્ષણમાં સ્વાતંત્ર્ય તે દક્ષિણામૂર્તિનું દાન થયું. અને શિક્ષણમાં પણ બાળશિક્ષણ તે તેણે ઠોકી વગાડીને કહ્યું. બાળકની જ્યારે ગ્રહણશીલ ઉંમર છે ત્યારે જ તેને આ સ્વાતંત્ર્ય, સ્વયંસ્ફુર્તિ, સ્વાધ્યાય, બધાંનો અનુભવ કરાવવો જોઈએ.

જળ વહી ગયે શી સોચના!
જો પ્રથમ ન બાંધી પાળ!!

એટલે પહેલું નાકું બાલમંદિર. ગુજરાતમાં બાળપૂજનો યુગ શરૂ થયો. આજે તો બાળમંદિર એ ગુજરાતની કેળવણીનું માનભર્યું અંગ બની ગયું છે. રાજ્ય, સ્થાનિકસ્વરાજ્યની સંસ્થાઓ, સૌ તેને મદદ અને ઉત્તેજનને પાત્ર ગણે છે. નવો પ્રયોગ ધીમે ધીમે શિક્ષણતંત્રનો કુદરતી ભાગ કેમ બની જાય છે, તેનો દક્ષિણામૂર્તિનો પ્રયોગ નમૂનો છે. બાળકોને ન મારવાની વાત, વિદ્યાર્થીને લક્ષમાં રાખીને કેળવણી ગોઠવવાનો આગ્રહ આજે ગુજરાતમાં સર્વમાન્ય બન્યો છે; પણ આવા સ્વતંત્ર-વિદ્યાર્થીએ પણ છેવટે સમાજમાં જવાનું છે ભલે તે આ સમાજને પરિવર્તિત કરવા માટે જાય. વિદ્યાર્થી કેન્દ્રી શિક્ષણની વાત કરતી વખતે પણ આ વાત ન ભૂલાવી જોઈએ.

આ વાત પર ઝોક ગુજરાત વિદ્યાપીઠે આદર્યો. દેશ ગામડાંનો બનેલો છે. આ ગામડાંને જગાડયા વિના સ્વરાજ્ય આવવાનું નથી એટલે સ્વતંત્રતામાં ઊછરેલા વિદ્યાર્થીએ પણ આખરે તો દેશને સ્વતંત્ર કરવો હશે તો ગામડામાં જવું પડશે–ને ગામડાંને

ભેદ કરવાની વિદ્યા હસ્તગત કરવી પડશે નાન્યઃ પન્થાઃ—બીજો રસ્તો જ નથી. આથી ગુજરાત વિદ્યાપીઠે પોતાના પ્રયોગો સ્વરાજ્ય લાવવા માટેની કેળવણી પૂરતા મર્યાદિત રાખ્યા.

सा विद्या या विमुक्तये । નો તેનો ધ્યાનમંત્ર મનુષ્યની સર્વપ્રકારની મુક્તિ—અવિદ્યા માત્રમાંથી મુક્તિ—તેવો ગંભીર છે. પણ પોતાના તે કાળના કાર્યક્રમ પૂરતો તો તેનો અર્થ સ્વરાજ્ય લાવી આપવાની કેળવણી તેવો કર્યો. અને સ્વરાજ્ય માટેનાં બધાં રચનાત્મક કામો ચલાવે તથા લડત વખતે સૈનિકો થઈ શકે તેવી એવડી લાયકાતવાળાં સેવકોની હારની હાર તૈયાર કરી. સ્વરાજ્ય પૂર્વના ગુજરાતનું જાહેરજીવન તપાસવામાં આવે તો ગુજરાતના જાહેરજીવનનું કોઈક જ ક્ષેત્ર એવું બાકી રહ્યું હશે કે જેમાં વિદ્યાપીઠના સ્નાતકોએ પ્રાણ ન પૂર્યો હોય. આજના ગુજરાતના પહેલી હરોળના સેવકોમાંના પણ મહત્ત્વના સ્ત્રીપુરુષો ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક–સ્નાતિકાઓ હોવાનો સંભવ જ વિશેષ છે. પરંતુ વિદ્યાપીઠના ગ્રામાભિમુખતાના વાતાવરણે શિક્ષણક્ષેત્રે જે ઉત્તમ સ્વરૂપ નિપજાવ્યું તે વેડછી આશ્રમ.

જુગતરામભાઇ, કાકાસાહેબના પરમભક્ત પણ કાકાની જોડે ન રહ્યાં, સીધા આદિવાસીજનોમાં જ એકરસ થવાની તપસ્યા આરંભી. આ તપસ્યાનો કોઈ વૃત્તાંત લખશે ત્યારે ગુજરાત ગૌરવાન્વિત થશે. હું તેમના કામોને દ્રોણાચાર્યનું પ્રાયશ્ચિત્ત કહું છું. વિદ્યા તો કોઈની ખરીદાયેલી બાંદી નથી. તેનું તો જે તેને સેવવા તૈયાર હોય તેના પર પ્રસન્ન થવાનું વ્રત છે. છતાં પુરાણકાળે દ્રોણાચાર્યે એકલવ્યને વિદ્યા ન આપી. વિદ્યાનો દ્રોહ કર્યો—લોકગુરુ થવાને બદલે રાજગુરુ થવાનું પસંદ કર્યું. જુગતરામભાઇએ જાણે આનું પ્રાયશ્ચિત્ત આરંભ્યું. આદિ, મધ્ય ને અન્તે આદિવાસીની સેવા જ જપી. આશ્રમને તેની સેવાભૂમિ બનાવી. આજે એ વિસ્તાર આશ્રમે કેળવેલા સેંકડો શિક્ષિત અને સંસ્કારી આદિવાસી ભાઇબહેનોથી છવાઈ ગયો છે. આ ભાઇબહેનો અભ્યાસની તેજસ્વિતા, સેવા, તત્પરતા, વહેવારની સૂઝમાં ઉજળિયાત લોકોને ય મોંમા આંગળી ઘલાવે તેવા આશ્રમો, છાત્રાલયો, લોકાશ્રમો, ઉત્તર બુનિયાદી શાળાઓ, જંગલ સહકારી મંડળીઓ ચલાવી રહ્યાં છે. એક જ પુરુષની સત્સંકલ્પપ્રેરિત કેળવણીથી આખો પ્રદેશ પલટાઈ ગયો છે, અને છેલ્લે છેલ્લે તો આપણા રાષ્ટ્રપતિએ તે જ આશ્રમની ભૂમિપર ગાંધી ગ્રામવિદ્યાપીઠનો પાયો પણ નાખ્યો છે.

જુગતરામભાઇ વેડછી આશ્રમને ઘાટઘૂટ આપતા હતા એ અરસામાં જ નાનાભાઈએ ભાવનગર છોડી આંબલામાં ધુણી ધખાવી. દક્ષિણામૂર્તિએ શિક્ષણશાસ્ત્ર ખિલવ્યું હતું, પણ આખરે એ શાસ્ત્ર જો ગ્રામપ્રજાને ખપ લાગે તો જ તે શિક્ષણમાંથી રાષ્ટ્રીયશિક્ષણ બને. સાચી તાલીમની બુનિયાદ તો તે ગામડાને ઉપયોગી થાય તે છે તેમ નાનાભાઇને દેખાયું હતું. ને આ ગ્રામોપયોગી શિક્ષણ શોધવા તે ભાવનગર શહેર છોડી આંબલામાં આવ્યા, ત્યાં તેમને લાગ્યું કે બુનિયાદી તાલીમમાં રેંટિયો સંજોગવશાત્ કેન્દ્રમાં રહેતો હોય પણ ગામડાના જીવનમાં ખેતી કેન્દ્રમાં હતી. રેંટિયો ને ગાય તેનાં બે ફેફસાં જરૂર હતાં આ વિચારે ખેતી—ગોપાલનને કેન્દ્રમાં રાખી પ્રાથમિકથી માંડીને ઉચ્ચવિદ્યા સુધીના શિક્ષણનો પ્રયોગ કરવા પ્રેર્યા.

ખેતીનું શિક્ષણ નહીં પણ શિક્ષણમાં ખેતી. સાચું રાષ્ટ્રીય શિક્ષણ ખેતીની આજુબાજુ રચાય અને તેમાંથી વિદ્યાર્થીનો વિકાસ સાધે. આંબલાના સોળ વર્ષ તેમણે પહેલા અગિયાર ધોરણના અભ્યાસક્રમ અને તેનો વહેવાર નિશ્ચિત કરવામાં ગાળ્યાં. સ્વરાજ્ય આવતાં તે અભ્યાસક્રમ ગુજરાત રાજ્યના ઉત્તર બુનિયાદી અભ્યાસક્રમનો પાયો બન્યો.

ભારતભરમાં ગુજરાત જ એક એવું રાજ્ય છે કે જ્યાં રાજ્યે ને એસ. એસ. સી. બોર્ડે ઉત્તર બુનિયાદી અભ્યાસક્રમ સ્વીકૃત કર્યો છે.

આ નાનાભાઈના પ્રયોગનું સુફળ છે. પણ નાનાભાઈ તેટલેથી ન બેસી રહ્યા. તેમને એ સ્પષ્ટ ખ્યાલ હતો કે આ પ્રયોગને આગળ લઈ જવો પડશે જ. કારણ કે પ્રજાજીવનમાં અને શિક્ષણમાં સળંગસૂત્રતા જાળવવી હોય તો માત્ર પ્રાથમિક અને માધ્યમિક કેળવણીનો જ વિચાર કર્યે નહીં ચાલે; ઉચ્ચ કેળવણીમાં નવા ચીલા પાડવા પડશે. તેમણે આંબલામાં એકથી અગિયાર ધોરણ સુધી એટલે પ્રાથમિક અને માધ્યમિક બન્ને કક્ષાના પ્રયોગ કરી આલેખ તૈયાર કર્યો હતો.

લોકભારતી દ્વારા તેમણે ઉચ્ચવિદ્યા કેમ રાષ્ટ્રીય બને તે ચીલો પાડ્યો.

સમગ્ર દેશમાં ગણીગાંઠી સંસ્થાઓ નિકળશે જેના સ્થાપકે પ્રથમ શ્રેણીથી સ્નાતક સુધી એકજ વિચારસરણી પ્રમાણે સૂત્રબદ્ધ પ્રયોગ કર્યા હશે.

આમ 'લોકભારતી'એ અગાઉ ગણાવેલા પ્રયોગોનો નિચોડ તો સ્વીકારી લીધો પણ વિશેષમાં દેશની જેને પ્રથમ જરૂર હતી ને જે નથી થયું ને જેથી આપણી યોજનાઓનો રથ મધ્ય રસ્તે થંભી ગયો છે, તે ખેતી અને ગોપાલનના વિકાસનાં શિક્ષણ અને સંસ્કારને સૌ માટે અનિવાર્ય ગણ્યો. 'લોકભારતી' ત્રણ પ્રકારના સ્નાતકો તૈયાર કરી રાજ્યના ગ્રામવિસ્તારોમાં મોકલે છે. ખેતી ગોપાલન, ગ્રામ આયોજન અને ગ્રામઉદ્યોગો અને લોકશિક્ષણના પણ આ ત્રણેને માટે ખેતી અને ગામડાના મુખ્ય પ્રશ્નોની જાણકારી, અનિવાર્ય છે. ભારતીય નાગરિકની ઉચ્ચવિદ્યામાં આ અનિવાર્ય ભાથું ગણેલ છે. ઇગ્લાંડના રાજાનો કુંવર પણ નૌવિદ્યાનો અનુભવ મેળવે કારણ કે તે રાષ્ટ્ર આખાનો જીવન આધાર છે. તે માત્ર થોડાયે જાણવાનો કે થોડાયે રચનાત્મક ઐક્ય અનુભવવાનો વિષય નથી. તેવું આ દેશમાં ખેતી અને ગ્રામપ્રદેશ વિષે ગણાવું જોઈએ; પણ સાથોસાથ લોકભારતીમાં મુખ્યત્વે ખેતી કે ગ્રામઆયોજન લેનાર સ્નાતકો માટે પણ કેટલીક માનવવિદ્યાઓ લેવી તે પણ અનિવાર્ય છે. દા. ત. ભારતીય સંસ્કૃતિના ઇતિહાસનો પરિચય, વિવિધ ધર્મોનું જ્ઞાન, રાજનીતિશાસ્ત્રનું તત્ત્વજ્ઞાન. ઉચ્ચ વિદ્યા લઈ આ દેશના જીવનપ્રવાહને વળાંક આપવાની જવાબદારી જેમના પર આવવાની છે. તે માત્ર ટેકનીકલ માણસો બને તેમાં જોખમ છે. સી. પી. સ્નોને ઇંગ્લાંડમાં અને જગતના અગળ વધેલા દેશોમાં જે બે સંસ્કૃતિ ઊભી થતી દેખાય છે, તેનો ઉપાય ટેકનીકલ અને માનવવિદ્યાઓનો યોગ્ય પ્રમાણમાં સમન્વય છે. લોકભારતીનો ધ્યાન-મંત્ર જ ઇશોપનિષદ્‌માંથી લેવાયો છેઃ–

विद्यां च अविद्यां च
यस्तद्वेदोऽभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा
विद्ययाऽमृतमश्नुते ॥

વિદ્યા (માનવવિદ્યાઓ) અને અવિદ્યા (ભૌતિક વિદ્યાઓ) જે સાથે જાણે છે, તે અવિદ્યાની મદદથી મૃત્યુ (મૃત્યલોકના દુઃખો) ને તરી, અમૃત (ચિત્ત-શાંતિ)ને પામે છે. એટલે જતો લોકભારતીના ખેતી સ્નાતકને શાકુન્તલ અને માર્કસનો પરિચય પણ થાય છે.

વિદ્યાના વિસ્તાર કરવાની કળાને વિદ્યાપ્રાપ્તિનું અને પ્રાપ્તિ થઈ છે કે નહીં તેની કસોટીનું એક આવશ્યક અંગ આ પ્રયોગમાં ગણાયું છે. એથી એ સ્નાતકોએ આજુબાજુના ગામડાંમાં તેમ જ પછાત-પ્રદેશમાં સ્નાતક થતાં પહેલાં આયોજિત કામ કરવાનું હોય છે. આનાથી તે ગામોની ખેતી કે સહકારી પ્રવૃત્તિને લાભ થાય છે અને સ્નાતક થનારને પ્રત્યક્ષ જીવનનો અનુભવ મળે છે આ માટે આ સ્નાતકો છેક નેફા, બિહાર કે સિક્કીમ સરહદ સુધી પણ જરૂર મુજબ ગયા છે.

ગુજરાતી પ્રજા ગુણગ્રાહી અને દીર્ઘદૃષ્ટિવાળી છે. તેની આજુબાજુના વિશાળ દરિયાએ તેને

વાલ્મિકીની' દશા દયાજનક છે. હિંદુધર્મને સંજીવની અર્પનાર સ્વામી દયાનંદ સરસ્વતીએ સ્થાપેલા આર્યસમાજના પ્રયત્નો, અંગ્રેજી ઢબે પ્રાર્થનાની નકલ કરનાર અને સાંસારિક સુધાર-પ્રવર્તક પ્રાર્થના સમાજની પ્રવૃત્તિઓ અને છેવટે એકધારી અતિવેગે વહેતી ક્રાંતિકારી પૂ. ગાંધીજીની ચળવળને અન્તે પણ આજે અસ્પૃશ્યતા અદશ્ય થઈ નથી. આ સમર્થ પ્રચારકો ગુજરાતમાં જન્મ્યા એ ગુજરાતનું અહોભાગ્ય ગણાય. ગાંધીયુગમાં આ હરિજન સેવાક્ષેત્રમાં ભારે જોમ આવ્યું અને પૂ. ગાંધીજીના વિશ્વ-વિખ્યાત યરોડા જેલના ઉપવાસ પછી 'અન્ત્યજ સેવામંડળ'નું 'અખિલ ભારતીય હરિજન સેવક સંઘ'નું નવું સ્વરૂપ સર્જાયું. ગુજરાતમ અન્ત્યજસેવામંડળની શરૂઆત પછી 'હરિજન સેવક સંઘ'ની સ્થાપનાથી અને 'હરિજન બંધુ'ના પ્રકાશનથી અસ્પૃશ્યતાનિવારણ (પ્રાયશ્ચિત્ત રૂપે સરજાયેલા) ને નવો વેગ મળ્યો. સ્વ પૂ. શ્રી ઠક્કર બાપાએ ગુજરાત વિદ્યાપીઠમાંથી બહાર પડેલા નરા ક્ષાલરૂપી શ્રી પરીક્ષિતલાલ મજમુદાર જેવા યુવકોનો સાથ લઈ આ પ્રવૃત્તિનું સુકાન હાથમાં લીધું અને ઠેર ઠેર અન્ત્યજ શાળાઓ શરૂ કરી અને હરિજન લત્તામાં પીવાના પાણીની સવડ કરી આપી. પૂ ગાંધીજીએ સને ૧૯૩૦માં સાબરમતી આશ્રમ છોડ્યો અને ત્યાં હરિજનઆશ્રમની પ્રવૃત્તિઓ શરૂ થઈ અને આજે યે તે ચાલે છે. આશ્રમો, વસતિગૃહો સ્થપાયાં અને સ્વરાજ્ય પછી સરકારી ગ્રાન્ટથી તેમાં સારો એવો વધારો થયો અને શિક્ષણના ક્ષેત્રોમાં દલિતોમાં આવકારદાયક ઉત્સાહ જન્મ્યો. ખાસ કરીને વણકર ભાઈઓએ આનો સારો લાભ ઉઠાવ્યો અને તેના પરિણામે તેઓમાંથી હરિજન અગ્રેસર નેતાઓ બહાર પડ્યા. પણ ભંગી ભાઈઓ અને ચમાર ભાઈઓ પાછળ પડી ગયા. પંચમહાલ જિલ્લાના ગોધરા મુકામે પ્રથમ ગુજરાત રાજકીય પરિષદ પૂ. ગાંધીજીના પ્રમુખપદે મળી તે સાથે જ અન્ત્યજ પરિષદની બેઠક થઈ અને પૂ. ગાંધીજીએ પોતાનો આશ્રમના સાથી મુ. શ્રી મામા ફડકેને અન્ત્યજ આશ્રમ સોંપ્યો ને આજે યે તે ચાલે છે.

મામા ફડકેએ ભંગીવાસમાં ઉપવાસ કરી જનતા અને સરકારી તંત્રને જાગૃત કર્યાં. અને સ્વ શ્રી પરીક્ષિત લાલભાઈએ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાંથી અસ્પૃશ્યતા દૂર કરવાના ભગીરથ પ્રયત્નો કરીને, પોતાની કાયા ઘસીને દેહ છોડ્યો. (૧) સાર્વજનિક કૂવાઓમાંથી હરિજનબંધુઓ પાણી ભરી શકે. (૨) હોટલોમાં સૌ સાથે બેસીને ખાઈ શકે. (૩) હજામની દુકાનમાં હજામત કરાવી શકે. (૪) હિંદુ મંદિરોમાં દેવદર્શન કરી શકે. એ ચાર મુખ્ય વિષયોમાં હરિજનને વંચિત રાખવામાં આવ્યા હતા, તે અન્યાય દૂર કરવા કોંગ્રેસસરકારે કાયદા ઘડ્યા અને અસ્પૃશ્યતાને ગુન્હો ગણી કાયદાથી સજા કરવાના પગલાં લીધાં. આ દિશામાં અથાગ પ્રયત્નો થયા છે અને પ્રગતિ સધાઈ છે છતાં યે સંપૂર્ણપણે અસ્પૃશ્યતા દૂર થઈ છે એમ કહી શકાય નહિ. તેથી આજે ગાંધીજન્મ-શતાબ્દિ સંવત્સરી જયંતિના કાર્યક્રમોમાં મુખ્ય સ્થાન ભંગીમુક્તિ અને ભંગીકષ્ટમુક્તિને અપાયું છે. કૈલાસવાસી સર્વશ્રેષ્ઠ રાજનીતિજ્ઞોમાંના એક શ્રીયુત ગોવિંદવલ્લભ પંતે સૂચના કરેલી તે યાદ આવે છે કે ભંગી ભાઈઓની પાસે મેલું ઉપાડવાની રીતનો વહેલામાં વહેલી તકે અંત લાવવો જોઈએ. અને તેઓ પોતાની આંખ મીંચાય તે પહેલાં આવી ઉમેદ રાખતા હતા. ગુજરાત હરિજન સેવક સંઘે સને ૧૯૭૦ ના ફેબ્રુઆરી પહેલાં ખાસ ગામડાઓમાંથી અસ્પૃશ્યતાને નાબુદ કરવા માટે અમુક લક્ષ્યાંકો નક્કી કર્યાં છે અને તેને પહોંચી વળવા માટે પ્રચારકો કટિબદ્ધ થયા છે.

એક આડકથાનો નિર્દેશ કર્યા વિના રહેવાતું નથી. શ્રી મોટાને નામે આજ ખ્યાતિ પામેલા સુરત પાસેના હરિ ૐ આશ્રમના સ્થાપક અને સંચાલક શ્રી ચુનીલાલ ભગત એક સમયે પૂ. ઠક્કર બાપાના અન્ત્યજ સેવા મંડળમાં કાર્યકર્તા તરીકે અન્ત્યજોની સેવા કરતા હતા.

સત્તાનાં વિકેન્દ્રીકરણની નીતિ અનુસાર પંચાયતો સ્થપાઈ છે અને તેને અમુક મર્યાદામાં સત્તા સોંપાઈ

પણ છે. પરંતુ નાના મોટા શહેરોની મ્યુનિસિપાલિટીઓ, નગરપાલિકાઓ પોતાના ભંગી નોકરોને સંતોષકારક રીતે સગવડો આપી શકી નથી. એ દુઃખની વાત છે. ભંગીકષ્ટમુક્તિના અહોળા ક્ષેત્રમાં મ્યુનિસિપાલટીઓ જો ઇચ્છે તો ભંગી ભાઈ એના કામમાં ઘણી સરળતા થાય. તેની ગંદકી ઓછી થાય. પણ સત્તાની ખુરશી પાછળ પડેલા સભ્યોને આ માનવતાના કામમાં ઓછો રસ આવે છે, એ કમનસીબી છે.

પરદેશી રાજ્યની ધૂંસરી ફગાવી દીધા પછી સૌરાષ્ટ્રમાં અન્ત્યજો પ્રત્યે દયાભાવનાથી પ્રેરાઈ રચનાત્મક સંસ્થાઓએ ચમાર હરિજન વર્ગની સેવા કરવાના જે પ્રયત્નો કર્યા છે તેની નોંધ લીધા વિના ચાલે એમ નથી. ખાસ કરીને મરેલા ઢોરના ચામડા ઉતરાવી તેને પકવવાની ગંદી પણ અતિ આવશ્યક પદ્ધતિમાં મૂળભૂત ફેરફાર કરીને આ ધંધાદારી ચમાર અને ખાલપાઓને યોગ્ય માર્ગે દોરવામાં અસ્પૃશ્યતા રૂપી કળણમાં ખૂંપેલા સૌરાષ્ટ્રમાં શ્રી રતુભાઈ અદાણી અને શ્રી મનુભાઈ બક્ષી જેવા યુવકોએ અનુકરણીય સેવાક્ષેત્રો ઊભાં કર્યાં છે. તેવી જ રીતે મુંબઈ નજદીક બોરીવલી પાસે શ્રી પ્રાણલાલ કાપડીઆ જેવા ઉત્સાહી, નિરભિમાની સેવકે ઢોરાકેન્દ્રમાં એક નમૂના રૂપ પ્રયોગ સફળ કરી બતાવ્યો છે.

ખેડા જિલ્લાના બારૈયા કોમમાંથી આવેલા ધારાળા કહેવાતા—ધારીઆ લઈને ગામની સીમમાં ધાડ પાડવાના કામમાં પંકાયેલા અને મહીનદીના કોતરોમાં સંતાઈ—લપાઈને જમીનદારોના જુલ્મોમાંથી છૂટવા ન-છૂટકે બહારવટે પડેલા વર્ગની અમૂલ્ય સેવા પૂ. શ્રી રવિશંકર મહારાજે કરી છે. તેનો ઇતિહાસ તેમની પાસેથી છૂટીછવાઈ ટૂંકી વાતો મેળવી લખી શકાય એવો છે. શ્રી મેઘાણીએ એમના કાર્યની ઝાંખી 'માણસાઈના દીવા'માં કરાવી પણ છે. કહેવાય છે કે સ્વામી નારાયણસંપ્રદાય આવા લોકોને સન્માર્ગે લગાડવા માટે, સ્થપાયો હતો. પરંતુ દુઃખની વાત એ છે કે સ્વામી નારાયણ સંપ્રદાયના મંદિરોમાં હરિજનો નો પ્રવેશ કોર્ટની દરમ્યાનગીરીથી જ શકય બન્યો.

છારા તરીકે જાણીતી થયેલી વિમુક્ત જાતિ ( Ex-Criminal Tribes–Denotified Community) પૈકીની અમદાવાદમાં રહેલી જાતિની સેવાનું કપરું કામ પણ હાથ ધરવામાં આવ્યું છે. પેઢી ઉતાર ચોરીના ધંધામાં નિપુણ ગણાતા અને સદીઓથી 'પડી ટેવ તે કયમ ટળે જ ટાળી' એ કહેતી મુજબ તેમાં ટેવાયેલા છારા ભાઈઓ માટેની કલ્યાણયોજના ગુજરાત સરકારે શરૂ કરી. અને સ્વ. શ્રી અર્જુનલાલાએ તેને ફળીભૂત કરવા તનતોડ મહેનત કરી. પોલીસખાતામાં આ કોમ ચોર તરીકે નોંધાયેલી છે. અને કયાંય પણ ચોરી થાય તો પહેલી શંકા આ કોમના માણસ માટે આવે તે છાપ ભુંસાડવા સુધરેવા સુવાનો તૈયાર કરી તેમનું પંચ બનાવી તેને સન્માર્ગે ચઢાવવાના પ્રયત્નો થયા છે. આ કોમની બહેનો ગાલ સંતાડવામાં વધુ કાબેલ ગણાય છે. આવાં અનેક કારણોને લીધે પોલીસખાતાને નિર્દોષ છારાને ચોર ઠેરવતાં આંચકો આવતો નથી આવો ચોરનો ટીકો ચોંટાડી સમાજમાં ફરતાં છારા ભાઈ-બહેનોને કારખાનામાં નોકરી મળતી નથી. અને કેટલાંકને રોજ પોલીસચોકીમાં હાજરી પૂરાવવી પડે છે. આવા પછાત રહેલા સમાજની ભાવિ પેઢીને આ કલંકથી મુક્ત કરવા આશ્રમો સ્થાપવાની યોજના અમલમાં આવી છે. જ્યાં પાંચ છ વર્ષની કૂમળી ઉંમરે છારા બાળક-બાળકીઓને તેમના મા-બાપોથી અળગા કરીને રાખવામાં આવે છે અને સંસ્કાર-સિંચનની વ્યવસ્થા થાય છે. આવા એક શરૂ થયેલા આશ્રમની મારી મુલાકાત દરમ્યાન ત્યાંના બાળકોમાં ચોરી કેમ કરવી તેની ચર્ચા કરતાં સાંભળીને હું આશ્ચર્યચકિત થયો હતો.

છેવટે ગુજરાતના જે સેવા ક્ષેત્રમાં મેં વર્ષો(સને ૧૯૨૩ થી) વિતાવ્યાં છે, ત્યાંના આદિવાસી

સંક્ષેપમાં જણાવવાનું બાકી રહે છે. સને ૧૯૧૯ના વર્ષમાં પંચમહાલ જિલ્લાની આદિવાસી ભીલ વસ્તીવાળા દાહોદ-ઝાલોદના ૬૦૦ ચોરસ માઈલના જંગલ પ્રદેશમાં દુષ્કાળની પરિસ્થિતિ ઊભી થઈ અને સ્વ. શ્રી ઠક્કરબાપાનું તે તરફ ધ્યાન દોરાતાં દુષ્કાળ રાહતનું કામ શરૂ કરવામાં આવ્યું- ત્યાંના સાર્વજનિક કામમાં પ્રખ્યાત થયેલા ભટકતાં 'ભીલસેવક' નું બિરુદ પામેલા સ્વ. સુખદેવ ભાઈ ત્રિવેદીએ જાહેર બાંધકામ ખાતામાં (P. W. D.) મજૂરી કરતા ભીલોની કરુણ સ્થિતિ નિહાળી સરકારી નોકરીનું રાજીનામું આપી પૂ. બાપાના દુષ્કાળ રાહતના કામમાં જોડાયા. આ રાહતકામ માટે ભીલ પ્રદેશમાં પ્રવાસ કરતા પૂ. બાપાને એક ભીલઝૂંપડીમાં કપડાંવિના પોતાની શરમ ઢાંકતી ભીલ ડોસીના દર્શન થયાં. અને તેનાથી આ પ્રદેશમાં ભીલ સેવા મંડળની સ્થાપનાની પ્રેરણા મળી. સને ૧૯૨૨ ની સાલમાં આ સંસ્થા સ્થપાઈ અને અખિલ ભારતમાં આદિવાસીની સેવાના અતિ મહત્ત્વના ક્ષેત્ર તરફ જાહેર જનતાનું ધ્યાન દોરાયું. ખ્રિસ્તી પાદરીઓના મીશનો બિહાર-આસામમાં છૂટાછવાયા આ ક્ષેત્રમાં કામ કરતાં હતાં. પૂ.બાપા-એ ગુજરાત વિદ્યાપીઠમાંથી સ્નાતક થઈને બહાર પડેલા તાજા ઉત્સાહી સેવકોને ઝડપી લઈને શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે શરૂ કરેલા આશ્રમ કેન્દ્રને વિકસાવ્યા અને તેવાં અનેક કેન્દ્રો ખોલ્યાં. પૂ. ગાંધીજી અને સરદાર વલ્લભભાઈના આશીર્વાદ અને મદદથી મંડળનું કામ જામતું ગયું. પૂ. ગાંધીજીના રચનાત્મક કાર્યોની યાદીમાં આદિવાસીઓની સેવાના કાર્યને સ્થાન મળ્યું અને દેશમાં આદિવાસીઓની સમસ્યા પ્રજા સમક્ષ રજૂ થઈ. ગુજરાતમાં આદિવાસી સેવા-ક્ષેત્રનો વિસ્તાર થયો. સુરત જિલ્લામાં પૂ. ગાંધીજી-ના પ્રમુખપણા હેઠળ રાનીપરજ્પરિષદ ભરાઈ અને કાલીપરજ જેવી લઘુતાગ્રંથિ સૂચવતી સંજ્ઞાને સ્થાને 'રાનીપરજ' શબ્દનો પ્રયોગ શરૂ કરવામાં આવ્યો. અને ત્યાંના (૧) ચૌધરી (૨) ધોડીઆ (૩) નાયક (૪) દૂબળા વગેરે આદિવાસીઓને રાનીપરજ નામથી ઓળખવામાં આવ્યા. શ્રી જુગતરામ દવેએ સને ૧૯૨૪માં વાલોડ મહાલના વેડછી ગામે રાનીપરજ-સેવા મંડળ સ્થાપ્યું. ભીલ સેવા મંડળે વડોદરા, સાબરકાંઠા અને ભરૂચ જિલ્લાના આદિવાસી વસ્તીવાળા પ્રદેશમાં આશ્રમો અને શાળાઓ શરૂ કર્યા. જ્યાં એક 'વડોદરા જિલ્લા પછાત વર્ગ સેવામંડળ' જેવી સંસ્થા સ્વતંત્રરૂપે રજિસ્ટર્ડ થઈ. અને તેને પ્રદેશના આદિવાસીઓના કલ્યાણપ્રવૃત્તિ સંભાળી લીધી. સૌરાષ્ટ્ર અને કચ્છમાં ગિર જેવા પ્રદેશમાં રહેલા (૧) માલધારી (૨) ચારણ (૩) ભરવાડ (૪) સિધી (૫) પઢાર (૬) અને કચ્છની કોળી જેવી પછાત કોમ માટે ગુજરાત સરકારની મદદથી સંસ્કાર કેન્દ્રો સ્થપાયાં.

ગુજરાતમાં આવી જાતિ અને કોમની વસ્તી નીચે પ્રમાણે છેઃ આદિવાસીઓ અને દલિત ૫૪,૪૪૬, હરિજનો ૧૩,૫૭,૨૫૫ વિમુક્તજાતિ ભટકતી કોમ પાંચ લાખ, મધ્ય વર્ગથી જુદી ભાત પાડે છે. કારણ કે સમાજના એક અંગ તરીકેના સામાન્ય હક્કોથી આ વર્ગ વંચિત રહેલો છે અને અપમાનિત થયેલો છે. સદીઓના અન્યાયી વર્તનને કારણે હજીયે તે પછાત દશા અનુભવે છે. અને તેમને સર્વ સામાન્ય કક્ષાએ લાવવા માટે નિઃસ્વાર્થી સેવકોની ઘણી જરૂર છે. શ્રી ગાંધીજી શત સંવત્સરી જયંતિ પ્રસંગે જે કાર્યક્રમો ઘડાયા છે. તેને અંગે મારી નીચે જણાવેલી બે સૂચનાઓ કેટલાંયે સમયથી રજૂ થયેલી છેઃ—

(૧) ગાંધી સ્મારક નિધિ પાસે જે રકમ અનામત પડેલી છે (શાંતિપ્રતિષ્ઠાન પાસે રૂા. એક કરોડ જેટલી), તેના વ્યાજમાંથી એકસો જેટલાં સ્વયં સેવક કાર્યકરોનું દળ ઊભું થઈ શકે. જેઓ પોતાના જીવનના ઓછામાં ઓછા દશ વર્ષ આવા સેવાક્ષેત્રોમાં ગાળવાની બાંહેધરી આપે તેમને આજે ભારતીય આદિમજાતિ સેવક સંઘ જે રૂા. ૪૦૦થી

રૂ. ૫૦૦ સુધી તથા રૂ ત્રણ હજારથી રૂા. પાંચહજાર સુધીનો જિંદગીનો વીમો દરમાસે આપે છે તે આપીને તેમના યોગક્ષેમની જવાબદારી સ્વીકારે.

(૨) મહાવિદ્યાલય અને વિશ્વવિદ્યાલયમાં ભણતા આવા પછાત વર્ગના ગરીબ વિદ્યાર્થીઓ માટે યોગ્ય સ્થળે વસ્તીગૃહનાં મકાનો ઊભાં કરી સાદું અને સંસ્કારી જીવન વિકસાવવા માટે યોગ્ય ગાંધીનિષ્ઠાવાળા ગૃહપતિઓ રોકીને ભાવિ પેઢીને સન્માર્ગે વાળવાની યોજના અમલમાં મૂકે.

ગાંધીશતાબ્દીજયંતિ સફળ રીતે ઊજવવી હોય તો જેના દિલમાં ગાંધીવિચારધારાની જ્યોતિ જલે છે તેને ચિરંજીવ રાખવાના પ્રયત્નો થવા જોઈએ. અને પ્રદર્શનો અને પુસ્તક પ્રકાશનો ઉપરાંત આવી અસરકારક યોજનાઓનો વિચાર કરવો જોઈએ.

ઉપર જણાવ્યા પ્રમાણે ગુજરાતમાં પછાત વર્ગોની જનસંખ્યા કુલ વસ્તીના પાંચમા ભાગની થવા જાય છે. આઝાદી પહેલા પછાત વર્ગ કલ્યાણની દિશામાં કલ્યાણ કાર્યની ગતિ અતિમંદ હતી અને સેવાભાવી સંસ્થાઓને આર્થિક સહાય નહિ જેવી મળતી હતી. પંચવર્ષીય યોજના અમલમાં આવ્યા પછી ગુજરાત સરકાર તરફથી આ દિશામાં સારા એવા પ્રયત્નો થયા છે. તેનો ટૂંકમાં અત્રે ઉલ્લેખ કર્યા વિના આ લેખ અધૂરો જણાશે.

ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે પછાત વર્ગોની શિક્ષણની યોજનામાં સારો વેગ આવ્યો છે. સને ૧૯૬૦-૬૧માં શાળાઓમાં જતા પછાત વર્ગના બાળકોની સંખ્યા ૩,૫૦,૦૦૦ ની હતી તે ૧૯૬૪-૬૫માં વધીને ૪,૫૦,૦૦૦ જેટલી થયેલી છે. અને સેવાભાવી સેવકો દ્વારા બધા આદિવાસી વિસ્તારોમાં ચાલતી આશ્રમશાળાઓની સંખ્યા ૪૮ની હતી તેમાં ૩૪નો વધારો થયો. અને આજે ૮૨નીસંખ્યાએ પહોંચ્યા છે. જેનો કુલ ખર્ચ રૂા. પચાસ લાખનો થયેલો છે. આશ્રમ શાળાઓનો પ્રયોગ ગુજરાતમાં શરૂ થયો અને તેનું અનુકરણ બીજા રાજ્યમાં પણ થયું છે. આદિવાસી વગેરે પછાત કોમના બાળકોને આવી સંસ્થા દ્વારા સંસ્કાર મળે છે અને ભવિષ્યમાં આમાથી બહાર પડતા વિદ્યાર્થીઓ, સામાજિક સવકો બને અને પોતાના સમાજની સેવા કરીને સાચા નેતાઓ થાય તો જ આવા પછાત રહી જતા સમાજનો પહેલો ઉત્કર્ષ થઈ શકે. ટૂંકમાં જોકે ત્રીજી યોજનાના પાંચ વર્ષમાં નીચે મુજબની કુલ્લે રકમ ખરચાઈ છે છતાં યે હજી ઘણું કરવાનું બાકી છે : (૧) શિક્ષણ રૂા. પાંચ કરોડ, (૨) આર્થિક ઉત્કર્ષ રૂા. ત્રણ કરોડ, (૩) આરોગ્ય વસવાટ રૂા. પોણો કરોડ. એકંદરે રૂા. આઠ કરોડ સત્તાણુ લાખ અને સોળ હજારનો ખર્ચ થયેલો છે.



# રાષ્ટ્રીય સંગ્રામમાં ગુજરાતનો ફાળો

શ્રી ચંદ્રકાંત મહેતા



'નથી જાણવું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે એટલી કે માતની હાકલ પડી છે.

ભારતમાતાના મુક્તિસંગ્રામમાં ગુજરાતીની મનોવૃત્તિ આરંભથી જે રહી છે, તેને જ મેઘાણીએ ઉપરની પંક્તિઓમાં સમુચિત વાચા આપી છે. માની મુક્તિ માટે આફત વહોરવામાં, જાનને હથેલી પર નચાવવામાં ગુજરાત કદીય પાછળ પડ્યું નથી. ગાંધીજીના આગમન પૂર્વે પણ ગુજરાતે સ્વાતંત્ર્યયુદ્ધમાં પોતાની ગુંજાસ અનુસાર ફાળો નોંધાવ્યો છે. ૧૮૫૭નું પહેલું સ્વાતંત્ર્ય-યુદ્ધ ઉત્તરભારત જેટલી ઉગ્રતાથી નહિ, પણ નોંધ તથા ઉલ્લેખને પાત્ર એવી રીતે તળ ગુજરાતની ભૂમિ પર પણ લડાયું હતું. ભારતીય ક્રાન્તિની આગ નાંદોદ, દાહોદ, ગોધરા, જાંબુઘોડા, ખેડા જીલ્લો—ચરોતર, રાજપીપળા, પાટણ, લુણાવાડા, એમ અનેક જગ્યાએ સળગી હતી. ૧૮૫૭ની છઠ્ઠી જુલાઇએ દાહોદના અંગ્રેજ થાણેદાર પર પંચમહાલના મુસ્લીમ વતનદારો, જમાદાર ચુનીલાલની આગેવાની નીચે પાંચસો માણસો—એ છાપો માર્યો, આખી રાત સામાસામી ગોળીબાર થયા, ગુજરાતી સ્વાતંત્ર્યસૈનિકોનો વિજય થયો અને ૭ દિવસ ક્રાન્તિકારીઓનો અમલ રહ્યો; અને તે પછી અંગ્રેજ ફોજ કુમકે આવતાં, આપણા સૈનિકોની હાર થઈ. તેમાંથી ૪ ને તોપને ગોળે ઉડાવ્યા, નવને જનમટીપની સજા થઈ તથા એકને કાળાપાણી મોકલવામાં આવ્યો. નવમી જુલાઈએ ગુજરાત અશ્વસેનાની ફોજની એક ટુકડીએ દારૂગોળાનો ભંડાર કબજે કરવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો. અને તેમાંથી નવને તોપને ગોળે ઉડાવી દેવામાં આવ્યા ને અન્યને ફાંસી અપાઈ. રાજપીપળામાં સૈયદ મુરાદઅલીએ ત્રણસો માણસોને અંગ્રેજો ઉપર હલ્લો કરવાની તાલીમ આપી તૈયાર કર્યા. આ તરફ આણંદમાં મુખી ગરબડદાસે કેટલાક ક્રાન્તિકારોને લોટિયાભાગોળે ભેગા કરી સંતલસો કરી. તેમાં મૂળજી જોષી, પેટલીના પોલીસપટેલ દાદાભાઈ પરભુદાસ, એ મુખ્ય હતા. તેમણે ગ્રામરક્ષક દળ સ્થાપ્યું અને

સેના તૈયાર કરવા માંડી. મૂળજીને સેનાપતિપદ સોંપાયું. એ ષડ્યંત્રને પરિણામે, આશરે બે હજારનું પાયદળ અને બસોનું અશ્વદળ તૈયાર કર્યું. એમાં પાટણના મગનલાલ ભૂખણદાસની પણ ખૂબ સહાય મળી. એ સેનાએ પાટણ પાસે અંગ્રેજી સેના પર છાપો માર્યો, અને અંગ્રેજના લશ્કરને માટે ગાયો પકડી હતી તેને છોડાવીને પહેલાં તો અંગ્રેજ લશ્કરને હેબતમાં નાંખી દીધું, પણ પછી અંગ્રેજોને કુમક આવી પહોંચતાં, તેમણે પાછળથી હલ્લો કર્યો. ક્રાન્તિકારીઓ પકડાયા. આણંદના ગરબડદાસ મુખીને જનમટીપની સજા થઈ. તેમના અગિયાર સાથીઓને તોપને ગોળે ચડાવ્યા ને ત્રણને ફાંસી અપાઈ. આનું વેર લેવા અંગ્રેજ લશ્કરે ચરોતરનાં આડત્રીશ ગામોમાં લંકાદહનનો કાંડ સર્જ્યો. આ સમય દરમ્યાન વડોદરા પાસે બ્રિટીશ કેન્ટોનમેન્ટને લૂંટવાનું ષડ્યંત્ર પણ રચાયું હતું. એમાં પ્રતાપ; સૂરજ; બારૈયા અભા દાના, ભીખા જુસા; સિપાઈ હાથીભાઈ, રાયજી મંગળ, મોતીચંદ બેચરદાસ; ગણપતરામ, કોળી ઉમરા વગેરે હતા. કાવત્રાંબાજમાંથી એક જણ ગફલતને કારણે પકડાતાં, લશ્કરને જાણ થઈ. ને રીતસરનો કેસ ચાલ્યો. તેમાં રાયજી વગેરે ચારને ફાંસી દેવાઈ, અભા દાના વગેરેને તોપને ગોળે ઉડાવ્યા. આ રીતે ૧૮૫૭ના સ્વાતંત્ર્યયુદ્ધમાં ગુજરાતે પણ પોતાની ગુંજાસ પ્રમાણે માની હાકલ ઝીલી હતી અને જાનને હથેલીમાં લઈ તોપને ગોળે કે ફાંસીને માચડે ચઢી, પોતાના દેશપ્રેમની પ્રતીતિ કરાવી હતી.

ત્યાર બાદ, ભારતમાં બંગભંગ-આંદોલન ૧૯૦૫માં શરૂ થયું. એણે ગુજરાતમાં વીરત્વ અને જાનફેસાની એક જ્વાલા પ્રગટાવી. ગુજરાતના અનેક યુવાનોએ બોંબ બનાવવાની પ્રવૃત્તિ હાથ ધરેલી. તેમાં બોંબ બનાવવાની તરકીબ "આયુર્વેદની દવા બનાવવાની રીત" એ ખોટાં નામે નરસિંહભાઈ પટેલે પ્રચાર કર્યો. એમ કહેવાય છે કે ૧૯૧૧માં અમદાવાદમાં લોર્ડ મીન્ટો પર બોંબ પડ્યો. તે બોંબ ગુજરાતની ક્રાન્તિકારી ટોળકીએ બનાવ્યો હતો. એ ક્રાન્તિવાદીઓમાં, નડિયાદના ફૂલચંદ બાપુજી શાહ, માધવલાલ ત્રિવેદી, વીરસદના ચતુર્ભુજ અમીદાસ વગેરે મુખ્યતઃ હતા. સ્વદેશીનો પ્રચાર પણ બંગભંગ આંદોલનની પ્રેરણાથી થયો, અને ૧૯૦૬માં જ્યારે સ્વદેશી પ્રદર્શન ભરાયું ત્યારે એમાં 'વન્દેમાતરમ્' નું રાષ્ટ્રગીત ગવાયું હતું. આ રીતે ૧૮૫૭માં જાગૃત થયેલી ગુજરાતની રાષ્ટ્રીય ચેતના ૧૯૦૫થી ૧૯૧૧-બંગભંગ વખતે પણ સજાગ હતી.

એ પછી ૧૯૧૫માં મહાત્માજી દક્ષિણ આફ્રિકામાં સશસ્ત્રી બળવાન હકૂમત સામે સત્યાગ્રહના હથિયારનો સફળ ઉપયોગ કરીને ભારતમાં આવ્યા, અને ગુજરાતને એમણે કર્મભૂમિ બનાવી. અને પંદર વર્ષ ગુજરાતમાં વસવાટ કરી રાષ્ટ્રીય લડતો એમણે જ ચલાવી અને ગુજરાતને રાષ્ટ્રીયસંગ્રામનું કેન્દ્ર બનાવ્યું. ગુજરાત એ સમયમાં બંગાળ જે રાષ્ટ્રીયસંગ્રામનું કેન્દ્ર હતું તેની જાણે હરીફાઈ કરવા લાગ્યું. ગુજરાતની જાણે એ મહાપુરુષે કાયાપલટ કરવા માંડી. જોકે ગાંધીજીના આવતાં પૂર્વે રાષ્ટ્રીય જાગૃતિમાં અગ્રગણ્ય ભાગ ભજવનાર ને સ્વરાજ્યનો મંત્ર આપનાર દાદાભાઈ નવરોજજી હતા. ફિરોજશાહ મહેતા પણ ગુજરાતી હતા. પણ ગુજરાતને અને ભારતને સ્વમાન માટે, સ્વાતંત્ર્ય માટે જાનફેસાની તો એ મહામાનવે જ શીખવી. એ આવ્યા તેવા જ વીરમગામ સ્ટેશને જે જકાતનાકું હતું અને પ્રવાસીઓને જે પારવાર ત્રાસ પડતો હતો, તે માટે મોતીલાલ દરજીએ ગાંધીજીનું ધ્યાન ખેંચ્યું. ગાંધીજીએ તો બધાને બરાબર ચકાસ્યા, પૂછ્યું "આ દૂર કરાવવા માટે તમારી જેલ જવાની તૈયારી છે?" એ તૈયારી છે એમ જોતાં ગાંધીજીએ ગવર્નર, વાઈસરાય વગેરેને કડક પત્રો લખ્યા, અને બે વર્ષ પછી એમની એ લડત સફળ થઈ ને જકાતનાકું નાબૂદ થયું. ગાંધીજીએ એ જીતને સત્યાગ્રહના પાયારૂપ માની છે. આ પૂરું થતાં, અમદાવાદમાં મીલમાલેકો મજૂરોનું શોષણ કરતા હતા—એમની લાચારીનો ગેરલાભ ઉઠાવતા હતા. ગાંધીજીએ આ જોયું ને

એમણે મજૂરોને તૈયાર કર્યા. અમદાવાદમાં મીલ-મજુરોની હડતાળ જાહેર થઈ. ને ગાંધીજીએ સાબરમતી પાસે પ્રતિદિન બાવળ નીચે બેસી મજૂરો-ને લડતની પ્રેરણા આપી. એ પ્રસંગે ભારતમાં એમણે પહેલીવાર ઉપવાસનું હથિયાર પણ વાપર્યું. અને આખરે મજદૂરોની માગણી સ્વીકારાઈ.

ખેડા જીલ્લામાં દુકાળ, અતિવૃષ્ટિ એમ એક પછી એક ખરાબ વર્ષો આવતાં ગયાં. સરકારી કાનૂન પ્રમાણે ચારઆની પાકથી ઓછી ઉતરે તેનું જમીન મહેસુલ માફ થઈ શકે. સરકારી અમલદારો-એ ધાકધમકી કરીને, ખોટી આંકણી કરી. અને ચારઆનીથી ઉપર પાક થયો છે એમ જણાવ્યું. પરિણામે જમીન મહેસુલ વસુલ કરવાનું નક્કી થયું. લોકોમાં મહેસુલની વાત સાંભળતાં તીવ્ર વિરોધનો ભાવ પ્રગટ્યો. ગાંધીજી તે વખતે બિહારમાં ચંપા-રણની લડત લડી રહ્યા હતા. દાદા માવલંકર વિઠ્ઠલ-ભાઈ પટેલ વગેરેએ તપાસ કરીને જણાવ્યું કે આકરણી સાવ વાહિયાત હતી. એ લોકો સરકારી અમલદારોને મળ્યા ને ધા નાખી, પણ સરકાર મક્કમ હતી. એટલે ગાંધીજીને વિગતો જણાવી. ગાંધીજી ચંપારણથી ખેડા આવ્યા. એમણે પરિસ્થિ-તિનું સર્વાંગી નિરીક્ષણ કર્યું. ને રસ્મા માટે નડિયાદમાં સત્યાગ્રહની હાકલ કરી ને સરદાર વલ્લભભાઈને સત્યાગ્રહ સંચાલનની ભાળવણી કરી. જોતજોતામાં આખું ચરોતર રણમેદાન બની ગયું. ગાંધીજીએ તથા સરદારે ખેડૂતોને તૈયાર કર્યા હતા. બલિદાનની જાણે હરીફાઈ ચાલી. સરકાર પણ નમતું મૂકવા તૈયાર નહોતી. એને માટે આ ઈજ્જતનો સવાલ હતો. એણે પોલીસોને છૂટોદોર આપી દીધો. મારપીટ, જપ્તી, પાક સળગાવવો, હરાજી; બધા ઉપાયો એણે અજમાવવા માંડયા. જપ્ત થયેલા ખેતરમાંથી કાંદાનો પાક ઉતારવા ગાંધીજીએ મોહનલાલ પંડ્યાને જણાવ્યું એ કામ એમણે પાર પાડ્યું અને એઓ 'ડુંગળીચોર' કહેવાયા. જપ્તીઓ તો કરી પણ હરાજીમાં જપ્ત થયેલો માલ ખરીદવા કોઈ તૈયાર નહોતું. આખરે સરકારે લોકોની માગણી કબૂલ રાખી મહેસુલ માફ કર્યું અને સરકાર સામે જનતાનો વિજય થયો. ગુજરાતમાં નાકરની લડતનાં આ શ્રી ગણેશ હતા.

તે પછી ૧૯૨૩ ૨૪માં બોરસદમાં પાછી એજ રામાયણ થઈ. બોરસદતાલુકામાં બહારવટિયાઓનો ત્રાસ હતો. બહારવટિયા જોડે પોલીસ મળેલા, એટલે બહારવટિયા પકડાતા નહોતા. એથી સરકારે એ દોષ લોકો પર ઢોળ્યો અને લોકો બહારવટિઓઓ-ને મદદ કરે છે એમ જણાવી લોકો પર બહારવટિયા-વેરો બે લાખ ચુમોતેર હજાર રૂપિયાનો વેરો નાંખ્યો હતો. ગાંધીજી તો તે વખતે જેલમાં હતા. પરંતુ સરદાર વલ્લભભાઈ; મોહનલાલ પંડ્યા, રવિશંકર મહારાજ; દરબાર ગોપાળદાસ અને ભક્તિબા; અબ્બાસ તૈયબજી, વગેરેએ ગામોગામ છાવણી સ્થાપી. લોકોને તૈયાર કર્યા. લોકોએ મહેસુલ આપ્યું નહિ. સરકારી જુલ્મો સહન કર્યા. મારપીટ વેઠી, જેલ ગયા અને એવો ઉત્સાહ દર્શાવ્યો કે અપાર જુલ્મ કર્યા પછી પણ બે લાખમાંથી ફક્ત નવસો રૂપિયા જ સરકાર વસુલ કરાવી શકી. લોકોની મક્કમતા જોતાં, અંગ્રેજ સરકારે નમતું જોખ્યું. અને બહારવટિયા વેરો ઉઘરાવવાનું માંડી વાળ્યું. આ સંગ્રામમાં કાર્યકર્તા-ઓને એવી સરસ તાલીમ મળી, કે ગાંધીજીની અનુપસ્થિતિ હોવા છતાં સત્યાગ્રહનો કાર્યક્રમ વ્યવસ્થિત રીતે આપ્યો. ગુજરાતની તળભૂમિ પર લડાયલો આ ચોથો રાષ્ટ્રીય સંગ્રામ હતો.

લીધાં. રાચરચીલું જપ્ત કર્યું. પણ ખેડૂતો મક્કમ હતા. સરદારનો પડતો બોલ ઝીલતા. ગુજરાતને જુદે જુદે સ્થળેથી લોકસેવકો આવ્યા. મહારાજ ને મોહનલાલ પંડ્યા, દરબાર સાહેબ ને ચંદુલાલ દેસાઈ, કલ્યાણજીભાઈ, મીઠુબેન પીટીટ, રાવજીભાઈ પટેલ, એમ બારડોલી મોરચે આપણું સૈન્ય સરકારની જુલ્મશાહીનો પૂરો મુકાબલો કરી શક્યું. ખેડૂતોએ લાઠીદંડ ખાધા, ઘર ને ઘરવખરી હરાજ કરાવી પણ પાછા પડ્યા નહિ. આખરે સરકારે લવાદી સ્વીકારીને પીછે કદમ કર્યાં. ને સરદારનો તથા બારડોલીના સત્યાગ્રહીઓનો વિજય થયો.

ત્યાર પછી ૧૯૩૦નો સ્વાતંત્ર્યસંગ્રામ આવ્યો. એ સ્વાતંત્ર્યસંગ્રામના કર્ણધાર મહાત્મા ગાંધી હતા એટલે એ યુદ્ધનું આયોજન પણ ગુજરાતમાં અમદાવાદમાં જ થયું. ગાંધીજીએ ૨૬મી જાન્યુઆરીએ યુદ્ધની હાકલ કરી, અને ગુજરાતથી યુદ્ધની શરૂઆત થશે એમ નક્કી કર્યું. આ વખતે સરકારે ગાંધીજી કરતા સરદારને વધારે ભયંકર માન્યા અને એમને પહેલાં જ ઝડપી લીધા. ગાંધીજીએ અમદાવાદથી દાંડી જઈ ત્યાં સમુદ્ર કિનારે મીઠું ઉપાડવાનો કાર્યક્રમ નક્કી કર્યો અને દાંડીયાત્રામાં દેશભરમાંથી ચુનંદા કાર્યકરોને પસંદ કર્યા. આ ઐતિહાસિક યાત્રાની વિશેષતા એ હતી કે એ પદયાત્રા હતી. એમાં ગુજરાતભરમાં સત્યાગ્રહની આગ પેટાવતા પેટાવતા દક્ષિણ સુધી પહોંચવાનું હતું. એ યાત્રાનો સારો કાર્યક્રમ સરદારને સોંપવામાં આવ્યો હતો. નવમી માર્ચ ૧૯૩૦ને દિને ગાંધીજીએ સત્યાગ્રહ આશ્રમમાંથી લાખોની જનમેદની સમક્ષ આકરા શબ્દોમાં પ્રતિજ્ઞા લીધી કે, "રવડી રખડીને મરીશ, કાગડાકુતરાને મોતે મરીશ પણ સ્વરાજ લીધા વિના આશ્રમમાં પાછો નહિ ફરું" અને એમણે મહાભિનિષ્ક્રમણ કર્યું. બુદ્ધની જેમ જનતાના દુઃખના ઇલાજની ખોજમાં એ નીકળ્યા. ગામેગામ પગપાળા રામધુન જગાવતા એ ગયા. અને દાંડીએ જઈ એમણે ગેરકાયદેસર મીઠું ઉપાડ્યું ને નમક-સત્યાગ્રહનો દેશભરમાં આરંભ થયો. આ વખતે ગુજરાતે લડતની પહેલ કરી, અને આખા દેશે એ લડત ઉપાડી લીધી. ગાંધીજીની પ્રેરણાથી નમક-સત્યાગ્રહની સાથે સાથે દારૂ ને પરદેશી કાપડની દુકાનો પર પીકેટીંગનો પણ કાર્યક્રમ હાથ ધરાયો. ગાંધીજી ગુજરાતમાં ને દેશભરમાં લડતની દોરવણી કરતા હતા. ત્યાં મધરાતે સરકારે ગાંધીજીને ઝડપ્યા ને એમને યરવડા લઇ ગયા. ગાંધીજી જતાં ધારાસણાના મીઠાના અગર પર હલ્લો કરવાનો ગાંધીજીએ નક્કી કરેલો કાર્યક્રમ અમલી બન્યો, અને અબ્બાસ તૈયબજી, સરોજિની નાયડુ વગેરેએ આગેવાની લીધી. એ હલ્લાઓમાં ગાંધીજીના બે પુત્રો રામદાસ તથા મણિલાલ, રાવજીભાઇ પટેલ, છોટુભાઈ પુરાણી, દિનકર મહેતા, પ્યારેલાલજી, નરહરિભાઇ પરીખ વગેરે હતા. નરહરિભાઈની ખોપરી લાઠીથી ફાટી ગઈ. અનેક ગોળીબાર થયાં. દૂરદૂર સુધી સત્યાગ્રહીઓ પર પડતા લાઠીના અવાજો સંભળાતા. ગોળીબારો થયા અને સત્યગ્રાહીઓ પર અમાનુષી—મધ્યયુગની પાશવી લીલાને પણ શરમાવે એવા—અત્યાચારો થયા. એ હુમલામાં ૪૦૦ જેટલા સૈનિકો સખ્ત રીતે ઘાયલ થયા. લાઠીમારથી હાડકાં તડાતડ તૂટતાં હતાં. માથાં ફૂટતાં હતાં, લોહીની ધારા સતત વહેતી હતી. મેઘાણીએ આજ વાતાવરણને એમના લોકપ્રિય કાવ્ય "કોઈનો લાડકવાયો"માં મૂર્ત કર્યું છે. એજ હુમલા વખતે ભાઈલાલ કાંતિભાઈ પટેલ પોલીસ અત્યાચારને પરિણામે શહીદ થયા. બે હજાર સૈનિકોએ એ હલ્લામાં ભાગ લીધો હતો. ત્યાર પછી ખેડા, ભરૂચ, ને બારડોલીમાં નાકરની લડત શરૂ થઈ. ખેડૂતોના ઘરબાર લૂંટાયાં. ને ખેડૂતો ગાયકવાડી રાજ્યમાં હિજરત કરી ગયા. જમીનો હરરાજ થઈ. "શર જાવે તો જાવે પર આઝાદી ઘર આવે" નમક લૂંટા લૂંટાકે સ્વરાજ લેંગે"ના સૂત્રોથી ધરતી ધમધમી રહી. આજ સમયે મોરારજીભાઈ સરકારી નોકરી છોડી લડતમાં જોડાયા. દારૂ તાડીની દુકાનો પર અને પરદેશી કાપડની દુકાનો પર મહિલાઓએ પીકેટીંગ શરૂ કર્યું. આ લડત વખતે સ્ત્રીઓ ગૃહિણી

હતી તે બહાર નીકળી—રણચંડી બની. સ્ત્રીઓ લડતને મોખરે રહી. ભક્તિબા, મીઠુબેન પીટીટ, જ્યોત્સનાબેન શુક્લ, મણિબેન પટેલ, ગંગાબેન ઝવેરી એમ અનેક સ્ત્રીઓએ રણમોરચો સંભાળ્યો. સમગ્ર ગુજરાતે શાનદાર રીતે, આ લડતમાં પોતાનું પાણી બતાવ્યું. માર્ચ ૧૯૩૧માં તહકુબી થતાં યુદ્ધ બંધ પડ્યું પરંતુ ૧૯૩૨માં પુનઃયુદ્ધનાં મંડાણ થતાં, નાકરની લડત પૂર જોશમાં શરૂ થઈ.

૧૯૩૦ના સત્યાગ્રહ પછી ગાંધીજી ગુજરાત છોડીને ગયા અને સેવાગ્રામમાં વસ્યા. જ્યારે સત્યાગ્રહે ૧૯૩૭માં વળાંક લીધો અને ચૂંટણીજંગ લડાયો તેમાં પણ ગુજરાતે પોતાનું હીર બતાવી આપ્યું. એક પણ બીનકોંગ્રેસી ચૂંટણીમાં જીત્યો તો નહિ જ પણ એમણે પોતાની અનામત પણ પૂરી રીતે ગૂમાવી.

યુદ્ધ શરૂ થતાં ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કર્યો. ત્યારે પણ ગુજરાત મોખરે હતું. ગુજરાતના બધા જ નેતાઓ જેલમાં જઈ બેઠા હતા.

વ્યક્તિગત સત્યાગ્રહ પૂરો થતાં છેલ્લું "હિંદ છોડો "સ્વાતંત્ર્યયુદ્ધ" કરેંગે યા મરેંગે"ના સૂત્ર જોડે શરૂ થયું. એમાં પણ ગુજરાતે એ પડકાર ઝીલી લીધો. ગયા યુદ્ધમાં મુખ્ય ફાળો ખેડૂતોનો હતો. પણ આ યુદ્ધ શરૂ થતાં અમદાવાદમાં બધી મીલો બંધ રહી મજૂરો યુદ્ધને માટે કાપડ ઉત્પાદન કરવા તત્પર નહોતા ગુજરાતમાં. અમદાવાદમાં બલ્લુભાઇ મજમુદાર, જયંતિ ઠાકોર, ઇત્યાદિની ભૂગર્ભ પ્રવૃત્તિઓ પ્રતિસરકારના રૂપની બની ગઈ. જનતા સરકારના હુકમો ફરતા, એની સ્વયંસેવકો બજાવણી કરતાં પોલીસને નિઃશસ્ત્ર બનાવાતા. વિદ્યાર્થીઓએ શાળા, કોલેજ છોડી યુદ્ધમાં ઝંપલાવ્યું અને લડાઇની શરૂઆતમાં જ અમદાવાદમાં ધ્વજ લઇને સરઘસ લઇ જતાં અને ગોળીબાર થતાં, સામી છાતીએ ગોળી ઝીલતાં ગુજરાત કોલેજના વિનોદ કિનારીવાળા અને ઉમાભાઇ કડિયા શહીદ થયા. આણંદ પાસે અડાસ ગામમાં વિદ્યાર્થીઓનું સરઘસ જતું હતું. વડોદરા કોલેજના વિદ્યાર્થીઓ સૂત્રો ઉચ્ચારતા હતા. તેની પર પોલીસે ગોળીબાર કર્યા ને પરિણામે સવાઇલાલ ભાઇલાલ પટેલ, રતિભાઇ પટેલ, મોહનભાઈ પટેલ, મણિભાઈ પટેલ અને તુલસીદાસ મોદી ૭ જણ શહીદ થયા. એવી જ રીતે નંદરબારમાં સરઘસનો મોરચો સંભાળતાં અને સામી છાતીએ ગોળી ઝીલતાં શિરીષ મહેતા નામના વિદ્યાર્થીએ શહીદી પ્રાપ્ત કરી. ભરૂચ જીલ્લામાં છોટુભાઇ પુરાણી ને મેઘજીભાઈની સરદારી નીચે પોલીસ થાણા પર હલ્લાઓ થયા. શસ્ત્રો છીનવાયાં અને રાષ્ટ્રીય સરકારની સ્થાપના થઇ, અને કેટલાય દિવસો સુધી રાષ્ટ્રીય સરકારનું રાજ્ય રહ્યું. વાસુદેવ વગેરે એ જેલ તોડી બહાર આવી ક્રાંતિને આગળ ધપાવી. નાકર લડતમાં સુરત, ભરૂચ ને ખેડા જીલ્લા મોખરે રહ્યા અને જેલ વેઠી, ઘરબાર હરાજ થવા દીધાં, સંતાનો જેવાં વહાલાં ઢોરની જપ્તી થવા દીધી પણ મહેસુલ તો ન જ આપ્યું.

આ પ્રમાણે ગુજરાતે ૧૮૫૭ના યુદ્ધથી માંડીને ૧૯૪૨ના 'હિન્દ છોડો' સુધીની રાષ્ટ્રીય લડતમાં ગુજરાતના નામને ઉજ્જ્વળ રાખે, ભારતીય સ્વાતંત્ર્ય સંગ્રામની તવારીખમાં ગુજરાત મોખરે રહે એ જાતનો ફાળો આપ્યો છે. ફક્ત યુદ્ધાંગણમાં નહિ પણ બીજી રીતે જોઇએ તો પણ ધારાસભામાં જઇ અંદર લડાતા યુદ્ધમાં પણ ઉપલી ધારાસભાના પ્રથમ પ્રમુખ વિઠ્ઠલભાઇ પટેલ હતા. સ્વાતંત્ર્યની લડતમાં ગુજરાત ૧૯૧૮થી માંડીને ૧૯૩૦ના સંગ્રામ સુધી યુદ્ધનું કેન્દ્ર રહ્યું છે, અને ગુજરાત જ ભારતને યુદ્ધની હાકલ કરતું હતું. ગુજરાતના આ ફાળામાં બધી કોમો ને જાતિઓએ સક્રિય ફાળો આપ્યો છે. પારસીઓમાં મીઠુબેન પીટીટ, વીર નરીમાન, મુસ્લીમોમાં અબ્બાસ તૈયબજી, શ્વેબ કુરેશી, અકબરભાઇ ચાવડા, ઇમામ સાહેબનાં નામો જાણીતાં છે. અનસૂયાબેન, જેવા ઉદ્યોગપતિનાં કુટુંબો પણ એમાં હતાં, તો દરબાર સાહેબ જેવા રાજવીઓ પણ હતા. ભણસાળીજી જેવા સંત પુરુષ પણ

ખરા. ને કાકાસાહેબ, મશરૂવાળા, રામનારાયણ પાઠક, મેઘાણી, ઉમાશંકર, સુન્દરમ્, જયંતિદલાલ, સ્નેહરશ્મિ જેવા સાહિત્યકારો ને ચિંતકો પણ ખરા. જુગતરામભાઈ, રવિશંકર મહારાજ જેવા સમાજસેવકો પણ ખરા. ભોગીલાલ લાલા વલ્લભભાઈ, વિઠ્ઠલભાઈ, દાદા માવલંકર, ભૂલાભાઈ દેસાઈ જેવા વકીલો, ને ચંદુલાલ દેસાઈ, હરિપ્રસાદ દેસાઈ, ભાસ્કર પટેલ, કાનુગા જેવા ડોકટરો પણ એમાં ખરા. આમ આ લડતોમાં જીવનના સર્વક્ષેત્રોના વ્યવસાયના, હરેક પંથના પ્રતિનિધિઓ એમાં હતા. ગુજરાત તો યુદ્ધને રંગે રંગાઈ ગયું હતું. ગુજરાતના રાષ્ટ્રીયસંગ્રામમાં ફાળા વિશે અંતમાં એ જ કહેવાય કે– यत्र योगेश्वरो गांधी तत्र वल्लभ दुर्जयः હોય–તે ભૂમિને દેવનું જ વરદાન છે.



# ગુજરાતી પત્રકારત્વ

શ્રી મોહનલાલ મહેતા—સોપાન



વર્તમાનપત્રોની દુનિયામાં ગુજરાતી પત્રોએ ચમત્કાર સર્જ્યો છે અથવા તો અન્ય ભાષાઓની સરખામણીમાં એ સદાયે મોખરે રહ્યાં છે એવો દાવો તો થઈ શકે તેમ નથી. પરંતુ તેનો ઉદ્ભવ, આયુષ્ય, ફેલાવો, લોકમાનસ પર અસર અને પત્રકારત્વનું ધોરણ, એમ લગભગ બધી જ બાબતોમાં ગુજરાતી પત્રકારત્વ ગણનાપાત્ર સ્થાને હમેશાં રહ્યું છે અને તેનો વિકાસ પણ નિરંતર થતો રહ્યો છે. છેક ૧૮૮૨માં મુંબઈથી 'શ્રી મુમબઈનાં સમાચાર.' ૧૮૪૯માં અમદાવાદથી 'વરતમાન', અને ૧૮૫૦માં સુરતથી 'પરહેજગાર' પત્રો પ્રગટ્યાં ત્યારથી માંડીને આજ સુધીમાં અનેક દૈનિકો, સાપ્તાહિકો, માસિકો અને અન્ય નિયતકાલિકો પ્રગટ થતાં જ રહ્યાં છે. ઓગણીસમો સૈકો પૂરો થતાં પહેલાં જ મુંબઈ, અમદાવાદ, વડોદરા, ભરુચ ખેડા, સુરત, રાજકોટ, લીંબડી, મહુધા વગેરે સ્થળોએ અખબારોનું પ્રાગટ્ય થઈ ગયું હતું. આજે તો ભાગ્યે જ કોઈ એવું ગણનાપાત્ર શહેર કે કોઈ કસ્બો હશે જ્યાં કોઈ ને કોઇ પ્રકારનું અખબારી પ્રકાશન ન થતું હોય. ભારતના અખબારી નિયામકના સત્તાવાર અહેવાલ પ્રમાણે ગુજરાતી ભાષામાં પાંચસોથી વધુ પત્રો પ્રગટ થાય છે. આમાં ત્રીસથી વધુ દૈનિકો ને બસો જેટલાં સાપ્તાહિકો અર્ધ સાપ્તાહિકો ને પાક્ષિકો, અઢીસો જેટલાં માસિકો પ્રગટ થાય છે અને બાકીનાં ત્રૈમાસિકો, છમાસિકો, વાર્ષિકો વગેરે નિયતકાલિકો નીકળે છે. સમગ્ર દેશમાં જેટલાં વર્તમાનપત્રો પ્રગટ થાય છે તેમાં, ફેલાવાની દૃષ્ટિએ અંગ્રેજી પત્રો મોખરે આવે છે. કુલ ફેલાવામાં પચીસ ટકા જેટલો હિસ્સો અંગ્રેજી પત્રોનો જ છે. તે પછી અનુક્રમે હિન્દી, તામિલ, મલયાલમ અને મરાઠી આવે છે. ગુજરાતીનું સ્થાન તે પછીનું છે. સાપ્તાહિકો અને માસિકો વગેરેમાં ગુજરાતી સામયિકો પ્રમાણમાં વધુ પાછળ રહી ગયાં છે. આમ છતાં વસ્તી,

વિસ્તાર વગેરે લક્ષમાં લેતાં ગુજરાતીઓને માટે આ ફેલાવો ભલે ગૌરવપ્રદ નહીં, પરંતુ સંતોષજનક તો અવશ્ય ગણી શકાય.

બીજી બાજુ જોઈએ તો માત્ર સંખ્યા અથવા તો આયુષ્યથી જ સંતોષ માનવો પડે એવી 'સહાનુભૂતિ' પ્રગટાવનારી પરિસ્થિતિ પણ ગુજરાતી પત્રકારત્વની નથી. કોઈ પણ સંસ્થા, પક્ષ, પ્રવૃત્તિ, અરે, વ્યાપાર-ઉદ્યોગની પેઢી વિશે પણ. તે કેટલાં વર્ષનાં જૂનાં છે અથવા તો તેનો વિસ્તાર કેટલો છે એનું મહત્ત્વ, તેણે મેળવેલી બીજી સિદ્ધિઓ કરતાં ઓછું જ ગણાય. વર્તમાનપત્રો વિશે તો એમ પણ કહી શકાય કે સામાજિક અને રાષ્ટ્રીય આશાઓ, આકાંક્ષાઓ, અરમાનો વગેરેની પૂર્તિમાં એણે કેવો અને કેટલો ભાગ ભજવ્યો છે તેનું મહત્ત્વ વિશેષ છે. એ જ રીતે, તેનો વિકાસ એકાંગી, સર્વાંગી, એકમુખી, બહુમુખી કે સર્વતોમુખી રહ્યો છે તેનું પણ મહત્ત્વ છે. ગુજરાતી પત્રકારત્વ આવી બધી કસોટીએ પાર ઊતરી શકે એમ છે, પરંતુ આનો અર્થ એ નથી કે ગુજરાતી પત્રકારત્વે કોઇ ઊંચું શિખર સર કરી લીધું છે અથવા તો પત્રકારત્વના આદર્શની કસોટીએ તે પાર ઊતરી ચૂક્યું છે.એ રીતે તો તેણે હજી લાંબો પંથ કાપવાનો છે. અત્યારે તો અન્ય ભારતીય ભાષાઓનાં પત્રોની સરખામણીમાં જ મર્યાદિત સંતોષ લઇ શકાય એવી સ્થિતિ પ્રવર્તે છે. વર્તમાનપત્ર કેવું હોવું જોઈએ તેના આદર્શનું ચિત્ર નજર સમક્ષ રાખીએ અથવા તો દુનિયાના વિકસિત સમૃદ્ધ દેશોની વાત બાજુએ રાખી કેવળ આપણા દેશનાં જ કેટલાંક ઉત્તમ અંગ્રેજી દૈનિકો સામે નજર નોંધીએ તો યે, ગુજરાતી પત્રકારત્વ હજી ઘણું પાછળ છે એમ લાગ્યા વિના રહે નહીં. આવા આદર્શની કસોટીએ તો ગુજરાતી પત્રકારત્વને 'સામાન્ય' જ કહેવું પડે, પરંતુ કેટલાંક ક્ષેત્રમાં 'સામાન્ય'માંથી 'ગણનાપાત્ર' બનવાનો અને છેવટે 'અસામાન્ય' બની રહેવાનો તેનો પુરુષાર્થ ચાલુ છે એમાં શંકા નથી. આ આશ્વાસનનું મૂલ્ય કોઇએ ઓછું નહીં આંકવું જોઇએ. બીજો એ મુદ્દો પણ ધ્યાનમાં રાખવો જોઈએ કે સ્વાતંત્ર્ય પછીના ૨૧મા વર્ષે પણ આપણી સમગ્ર સમાચાર વ્યવસ્થામાં, યાંત્રિક રચનામાં તથા બીજી સામગ્રી મેળવવામાં અંગ્રેજી પર જ આધાર રાખવો પડે છે. સમાચાર મેળવવાનું, તેનો સંક્ષેપ કરવાનું અને બીજાં ગોઠવવાનું અંગ્રેજીમાં ઘણું વધુ સહેલું છે. અંગ્રેજી અખબારોને ભાષાંતરની કડાકૂટમાં પડવું જ પડતું નથી.

વર્તમાનપત્રો વિશે જાણવા જેવું એ છે કે હવે તેના પ્રકાશનમાં 'મિશન' જેવું નહીંવત્ રહ્યું છે અને સવિશેષ તે ઉદ્યોગની પેઠે વિકસી રહ્યાં છે. ગુજરાતી પત્રો તેમાં અપવાદ નથી. આ પરિવર્તનને કારણે અન્ય ભાષાનાં પત્રોની પેઠે ગુજરાતી પત્રોમાં પણ, જ્ઞાન અને કૌશલ ધરાવતા તંત્રી-સંપાદક કરતાં સાધન-સંપત્તિ ધરાવતા સંચાલક-માલિકનું મહત્ત્વ વધતું જાય છે. પહેલાં તો કોઇ એક વ્યક્તિ કે બે-ચાર મિત્રોના જૂથનો જુસ્સો વર્તમાનપત્રના પ્રકાશનની પ્રેરણારૂપ બની રહેતો હતો અને તેમનાં નામ-કામને આધારે વર્તમાનપત્રની પ્રતિષ્ઠા બંધાતી તેમ તેનો ફેલાવો પણ ઠીક પ્રમાણમાં થઈ જતો. હવે વર્તમાનપત્રમાં 'તંત્રી' નહીં પરંતુ 'તંત્ર' મુખ્ય ભાગ ભજવે છે અને વર્તમાનપત્રના વિકાસનો ઘણો આધાર આર્થિક તેમ જ બીજાં સાધનો પર અવલંબે છે. આ સ્થિતિ ઇષ્ટ છે કે નહીં તે પ્રશ્ન નિરાળો છે, પરંતુ હકીકત છે તેનું સાન-ભાન સૌને રહેવું જોઈએ. થોડાંક વર્ષો પહેલાં સદ્ગત શ્રી જવાહરલાલ નેહરુએ વર્તમાનપત્રોની દુનિયાના આ બદલાતા સ્વરૂપને લક્ષમાં રાખી તંત્રીને 'ગુમનામ પત્રકાર' તરીકે ઓળખાવ્યો હતો. આનો અર્થ એવો ન સમજવો જોઈએ કે અખબારમાં હવે વ્યવસ્થા તથા સંચાલનનું મહત્ત્વ રહ્યું છે અને લેખન-સંપાદનનું મહત્ત્વ રહ્યું નથી. મહત્ત્વ તો હજી યે લેખન-સંપાદનનું વિશેષ છે અને સદાકાળને માટે તે રહેવાનું પણ છે, પરંતુ સંચાલન અને વ્યવસ્થાની કુશળતા તથા સાધન-શક્તિદ્વારા ઉત્તમ

લેખન-સંપાદન પ્રાપ્ત કરી શકાય એવી સ્થિતિ હવે નિર્માણ થયેલી છે. મધ્યમ પ્રકારના ગુજરાતી દૈનિકના પ્રકાશન માટે રૂ. દસ લાખ અને અમદાવાદ-મુંબઈ જેવા સ્થળે રૂ. વીસ-પચીસ-ત્રીસ લાખની મૂડીની જેમાં જરૂર પડે અને એથી માંડીને પાંચ-સાત લાખ રૂપિયા શરૂઆતમાં ગુમાવવાની તૈયારી હોવી જોઇએ એવી સ્થિતિમાં અખબારોનું સ્વરૂપ ઉદ્યોગમાં પલટાય તે તદ્દન સ્વાભાવિક છે.

વર્તમાનપત્રોના બદલાતા સ્વરૂપની આ બધી નિશાનીઓ ધ્યાનમાં રાખવાની જરૂર છે. વર્તમાનપત્ર ગમે તે ભાષાનું હોય અને ગમે ત્યાં પ્રગટ થતું હોય, છતાં અત્યારે એણે આખી દુનિયાના સમાચારો પર ધ્યાન આપવું પડે છે અને એ સમાચારમાંથી ઉદ્‌ભવતા પ્રશ્નો પર વિચારો પણ પ્રગટ કરવા પડે છે. વાચકની રસવૃત્તિ ધ્યાનમાં રાખી સમાચાર અને સમીક્ષા ઉપરાંત બીજી અનેક રસપ્રદ સામગ્રી પણ તેણે હાજર કરવાની રહે છે. ગુજરાતી ભાષાનાં માતબર દૈનિકો પર નજર નાખતાં દેખાઈ આવશે કે તે સમાચાર અને સમીક્ષા આખી દુનિયાને અને અનેક વિષયોને હવે આવરી લે છે અને સામયિકોનાં શોભે એવાં બીજાં અનેક તત્ત્વો તેમાં દાખલ થયેલાં છે ખાસ વિભાગને નામે વાર્તા, નવલકથા, કાવ્ય, નાટક, કટાક્ષિકા વગેરે તો ઠીક, પરંતુ સ્ત્રીઓ, બાળકો, માંદાઓ, ધર્મશ્રદ્ધાળુઓ વગેરે માટે પણ ખાસ પાનાંઓ આ દૈનિકો રોકે છે! દૈનિકોની સાપ્તાહિક આવૃત્તિ તો પાર વિનાની વિવિધતા સાથે આવા બધા વિષયોને રંગબેરંગી બનાવીને વાચકો સમક્ષ મૂકે છે. ઘણીવાર તો એમ પણ થાય છે કે હવે હરીફાઈ ઉત્તમ સમાચાર-સમીક્ષા માર્ગદર્શક-જ્ઞાનપ્રદ લેખો વગેરેની નથી રહી, પરંતુ એક બાજુ સનસનાટીભર્યા સમાચારો અને બીજી બાજુ રંગીન શણગારોની રહી છે! આ સ્થિતિ ગૌરવ લેવા જેવી તો નથી જ, પરંતુ તે તરફ દુર્લક્ષ કરીને સફળતા મેળવી શકાય નહીં એવું અત્યારે બની ગયું છે. ગુજરાતી પત્રો આવી હરીફાઈમાં અત્યારે પાછાં પડેલાં નથી, કદાચ થોડાંક આગળ નીકળી જતાં હોય એમ લાગે છે. વાચકોને આકર્ષવા માટે રંગીન શાહીઓની સાથે રંગીન નામો મેળવવાની સ્પર્ધામાં પણ તેઓ પાછા પડ્યા નથી!

સમગ્ર દૃષ્ટિએ જોતાં, દૈનિકોની કક્ષાએ ગુજરાતી પત્રોએ જેટલો વિકાસ સાધ્યો છે તેટલો વિકાસ સાપ્તાહિકો, માસિકો અને બીજાં નિયતકાલિકોમાં સાધ્યો નથી એટલું ખેદપૂર્વક કહેવું પડે છે. આ ક્ષેત્રે ગુજરાતી પત્રોને વારસો તો ઉત્તમ મળ્યો છે. 'નવજીવન', 'સૌરાષ્ટ્ર', 'પ્રજાબંધુ', 'ગુજરાતી', 'વીસમી સદી', 'કૌમુદી', 'પ્રસ્થાન', 'સમાલોચક' વગેરેથી આગળ જવાની તો વાત જ ક્યાં! તેના સુધી પહોંચવાની હામ પણ કોઈ ભીડતું હોય એમ દેખાતું નથી. દૈનિક પત્રો લોકમતને ઘડવા કરતાં ઉશ્કેરે છે વધુ પ્રમાણમાં, અને કેટલીક વાર ધાર્યું કામ તે પાર પણ પાડી દે છે, પરંતુ સંગીન લોકશિક્ષણ માટે સાપ્તાહિકો અને માસિકો સવિશેષ ઉપયોગી નીવડે છે એમાં શંકા નથી. ગુજરાતી ભાષામાં ધાર્મિક પ્રકારનાં, વાર્તાઓનાં તેમ જ હળવું કે હલકું સાહિત્ય પીરસતા સાપ્તાહિકો, માસિકો વગેરે સારો ફેલાવો ધરાવે છે અને કેટલીક વાર તો તેમની આવી 'સફળતા'થી એવી અસર પણ ઉપજી રહે છે કે સામાન્ય અથવા તો નિમ્ન કોટિનું સામયિક જ સફળ થઈ શકે અને ઉચ્ચ ધોરણના સામયિકે જીવવા માટે સતત સખત પુરુષાર્થ કરતા રહેવું પડે! હમણાં હમણાં, સ્ત્રીઓ અને બાળકોનાં રંગબેરંગી સાપ્તાહિકોનું પ્રમાણ વધવા લાગ્યું છે, અને સિનેમા ને મનોરંજનનાં સાપ્તાહિકોની કક્ષાએ તે પહોંચતાં જાય છે! આમાં અપવાદ અવશ્ય છે, પરંતુ સમગ્ર ચિત્ર કોઈ પણ સંસ્કારી વ્યક્તિના ચિત્તમાં વિષાદની લાગણી પ્રગટાવી દે એવું છે. ઉચ્ચ કક્ષાનું સામયિક, ફેલાવાની દૃષ્ટિ તથા આર્થિક કસોટીએ જો સફળ થાય નહીં તો જનસમાજને, જનસાધારણને તેથી કેટલું મોટું નુકસાન થાય તે સમજવાનું અઘરું નથી.

જેમ દેશના બીજા વિસ્તારોમાં તેમ ગુજરાતમાં પણ જિલ્લા અને તાલુકા કક્ષાના પત્રો પ્રગટ થાય

છે. કેટલાંક મંડળો અને કેટલીક સંસ્થાઓ પણ પત્રો પ્રગટ કરે છે. જ્ઞાતિઓ અને સંપ્રદાયોનાં સામયિકોની સંખ્યા પણ ઓછી નથી. શાળાઓ અને છાત્રાલયોનાં પણ માસિકો, ત્રૈમાસિકો, વાર્ષિકો પ્રગટ થતાં રહે છે. આવાં બધાં પત્રો, ફેલાવાની દૃષ્ટિએ મર્યાદિત ક્ષેત્રમાં જ વિહરતા દેખાય છે. આ પત્રોનું સામાન્ય રીતે જે ધોરણ નજરે પડે છે તે સંતોષજનક નથી. પત્ર ગમે તે વર્ગનું કે ક્ષેત્રનું હોય, છતાં પત્રકારત્વના પાયાના સિદ્ધાંતોનું તેણે પાલન કરવું જોઈએ. અને ધર્મ, સંપ્રદાય, જ્ઞાતિ, તાલુકો કે જિલ્લો પોતાને માટે પોષણના આધારરૂપ છે એમ માનીને તે બધાંને પંપાળવાની વૃત્તિ છોડવી જોઈએ. આ વર્ગનાં સામયિકોમાં કેટલાંક ખરેખર ઉપયોગી તથા પ્રેરક વાચન આપે છે, પરંતુ મોટા ભાગની સંખ્યા સ્વાર્થ, જડતા અને સંકુચિતતા પ્રેરતી માલૂમ પડે છે.

વર્તમાનપત્ર–દૈનિકથી વાર્ષિક સુધી–અસાધારણ શક્તિ છે એમાં શંકા નથી. કોઈપણ પ્રકારની સમાજરચના અને રાજ્યરચનામાં તેની જરૂરિયાત રહે છે. સરમુખત્યારી શાસનને પણ વર્તમાનપત્ર વિના ચાલતું નથી. કદાચ લોકોને ભરમાવવા માટે રાજાશાહી, લશ્કરશાહી, વાદશાહીને વર્તમાનપત્રની વધુ જરૂર પડે છે! લોકશાહીમાં તો વર્તમાનપત્ર વિના ચાલે જ નહીં. વિચાર અને વાણીના સ્વાતંત્ર્યનો ઘણો આધાર મુક્ત વર્તમાનપત્ર પર રહે છે. વર્તમાનપત્ર બીજું કાંઈ આપી શકે કે નહીં પરંતુ તેણે શુદ્ધ સમાચાર અને શુદ્ધ વિચાર તો આપવા જ જોઈએ. શુદ્ધ સમાચાર તટસ્થતા વિના આપી શકાય નહીં અને શુદ્ધ વિચાર માટે તટસ્થ મનોવૃત્તિ ઉપરાંત જ્ઞાનની સાધના પણ આવશ્યક છે. વર્તમાનપત્રો, જનસામાન્યના જેમ વિચારો ઘડે છે તેમ ભાષા અને સંસ્કાર પણ ઘડે છે. ખાદ્ય પદાર્થોમાં ભેળસેળ થાય છે ત્યારે લોકલાગણી તીવ્ર બની જાય છે અને લોકો તરફથી એવી માગણી કરવામાં આવે છે કે લોકોના આરોગ્ય સાથે સ્વાર્થી ખેલ કરનારાઓને મોતની સજા ફટકારવી જોઈએ. આવી માગણી કરવામાં અખબારો હમેશાં મોખરે રહે છે. આ અખબારોએ એમ પણ વિચારવું જોઈએ કે લોકોનાં મન-બુદ્ધિ અને હૃદયમાં જે કલુષિત વિચારો અને ખોટા સમાચારોનું ઝેર દાખલ કરવામાં આવે તો તેનું નુકશાન ભેળસેળિયા ખાદ્ય પદાર્થો કરતાં ઓછું નહીં પરંતુ વધારે હોય છે. પત્રકારત્વનો આદર્શ સત્ય વિચાર અને સત્ય સમાચાર રજૂ કરવાનો જ હોય. જેમ બીજી ભાષાના તેમ ગુજરાતી ભાષાના પત્રકારત્વની કસોટી પણ અંતે આ દૃષ્ટિએ જ થવી જોઈએ. આ કસોટીએ આપણે કયાં છીએ તેનો વિચાર સૌ કોઈએ કરવો ઘટે છે.

પત્રકારત્વના 'વિકાસ'ની જે પ્રક્રિયા દેશની બધી ભાષાનાં વર્તમાનપત્રોમાં શરૂ થઈ છે તેમ ગુજરાતી પત્રોમાં પણ થયેલી છે. આમાં કટાક્ષ-ચિત્રો ને ઠઠ્ઠાચિત્રોનો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ. ગુજરાતી દૈનિકો ને સાપ્તાહિકોમાં બહુ ઓછા પત્રો કોઈ ચોક્કસ પક્ષને વરેલાં દેખાય છે. આવાં પત્રોમાં પણ આ કટાક્ષવિભાગ ખરેખરી સ્વતંત્રતા ભોગવે છે! પત્રની નીતિ વિષે બહુ આગ્રહ સેવાતો હોય એમ અત્યારે દેખાતું નથી. સર્વપ્રિય થવાના પ્રયાસમાં કોઈ વાર તરફેણ ને કોઈ વાર વિરોધનું પલ્લું નમે છે ને તેથી એકંદરે સ્વતંત્ર પત્રકારત્વ વિકસતું જતું હોવાનો આભાસ ઉપજી રહે છે. દેશના રાજકીય પક્ષોમાં 'પક્ષપલટા' ચાલે છે તેમ વર્તમાનપત્રોમાંયે એવા પલટા નજરે પડે છે, પરંતુ તેનું પ્રમાણ ચિંતાજનક હદ સુધી પહોંચ્યું નથી. વર્તમાનપત્રોની આર્થિક સ્થિતિ એકંદરે સારી જણાય છે. જાહેરખબરો, વેચાણ અને છાપખાનાના કામની આવકથી વર્તમાનપત્રો માતબર થતાં જાય છે. એમનું સામાજિક મહત્ત્વ પણ વધ્યું છે.

એક સૂચન કરવાનું મન થાય છે: પત્રકારત્વની તાલીમની આવશ્યકતાની વાતો ઘણી થાય છે અને કામ પણ થોડુંક થવા લાગ્યું છે. પરંતુ એ બધું

અંગ્રેજી પત્રોને લક્ષમાં રાખીને જ થતું હોય અને ભાષાપત્રોની વિશિષ્ટ જરૂરિયાતો ધ્યાનમાં ન લેવાતી હોય એમ લાગે છે. ગુજરાતનાં પત્રો અને પત્રકારત્વનો વિકાસ જોતાં તેના સંચાલકોનાં સાધનો અને સંપાદકોનાં જ્ઞાન તથા અનુભવ આ દિશામાં કામે લાગે તે જરૂરી છે. ગુજરાતી પત્રકારત્વ સંગઠિત નથી એ ખોટ આવી વિચારણામાં સવિશેષ સાલે છે. કેવળ વ્યવસાયી પત્રકારોનો 'કામદાર સંઘ' નહીં, પણ જેમાં સંચાલકો ને સંપાદકો સાથે મળી વિકાસના માર્ગો વિચારી શકે એવા મંડળની અત્યારે જરૂર છે. આવા મંડળ દ્વારા પત્રકારત્વની તાલીમ માટે કોઈ વિશિષ્ટ સંસ્થાની રચના અવશ્ય કરી શકાય. વર્તમાનપત્રો જે રીતે વિકસી રહ્યાં છે તે લક્ષમાં લેતાં હવે તાલીમ પામેલા નવા લોહીની અનિવાર્ય આવશ્યકતા દેખાય છે.



# કચ્છની તેજીલી તવારીખની નવતર સાખ

શ્રી રામસિંહજી રાઠોડ



ભારતના ભૂતકાળના એક સમાન એકજ ઇતિહાસમાંથી સમપ્રકારે સંસ્કૃતિનો વારસો મેળવી કચ્છે ગુજરાતના એક અંગ તરીકે તેની અસ્મિતાને સમૃદ્ધ કરવામાં અનોખી એવી અગત્યની ભાગીદારી નોંધાવી છે. કચ્છના પુરાવશેષો અને પ્રાચીન ઇતિહાસ જેમ એની સાખ પુરે છે તેમ ગુજરાતના સર્જાતા નવતર ઇતિહાસમાં કચ્છનો ફાળો ઠીક એવો આદરભર્યો છે. અત્યારલગી એકલઅટૂલા જેવી ભૌગોલિક અવસ્થામાં રહયે કચ્છ પછાત પણું લાગે છે; પણ કચ્છનો અણખેડાયલો પ્રદેશ સંસ્કૃતિના ક્ષેત્રમાં સમૃદ્ધિશાળી અને વિશિષ્ટ એકમ જેવો સચવાયો છે. તેની આવી પ્રાદેશિક પ્રતિભાથી કચ્છની સંસ્કૃતિ તળપદી દેખાય છે. છતાંય તે સર્વાંશે ભારતીય રહી છે. ભારતની આંતરરાષ્ટ્રીય સરહદ સાચવનું અને ગુજરાતના સીમાડાનું ગૌરવ વધારતું કચ્છ અત્યારે ભારતના ઇતિહાસના નવસર્જનમાં મહત્ત્વની ભૂમિકા ભજવે છે.

કચ્છના ભૂસ્તરનો ઇતિહાસ આજથી પંદર કરોડ વર્ષ પહેલાંના ભારતના ભૂતકાળમાં ડોકિયું કરાવે છે તો ભૂગોળનો ઇતિહાસ પત્થરયુગના અતીતમાં લઈ જાય છે. કચ્છના ખુલ્લા ખડકોમાં અને ડુંગરો કોતરોમાં પૃથ્વીના વિકાસ તબક્કાનો અવનવો ઇતિહાસ ઉકેલવા મળે છે. ભૂસ્તરના અભ્યાસ અને સંશોધનની રસમય સામગ્રી કચ્છમાંથી મળી રહે છે. ઈ. સ. પૂ. ૫૦૦૦ થી ઈ. સ. પૂ. ૧૦૦૦૦ના ગાળામાં પત્થરયુગના જે પ્રકારના ઉપસ્કરો માનવી વાપરતો તેના ઇતિહાસની ગવાહી આપતા અવશેષો કચ્છના જંગી, લોડાઈ, હાજીપીર વગેરે સ્થળેથી ઉપલબ્ધ થાય છે. "મુએંજો-ડેરો" અને હડપ્પા" ની ખ્યાતનામ સિંધુ સંસ્કૃતિ (ઈ. સ. પૂ. ૩૦૦થી ઈ. સ. પૂ ૧૫૦૦) કચ્છમાં પણ વિસ્તરી હતી. લોથલ જ્યારે મહત્ત્વનું બંદર હતું ત્યારે લાટ, સૌરાષ્ટ્રના માર્ગ પર કચ્છમાં ગુંતલી (દેશલપર) "હડપ્પા" વાસીઓનું અગત્યનું વ્યાપારમથક હતું. હડપ્પા સંસ્કૃતિના ટોડીયાડીઓ,

ખડીરતાશોજારેલ, મેંગારપર વગેરે આવા ઘણા ટીંબા વણુતપાસ્યા કચ્છમાં પડ્યા છે. એવા પ્રાગૈતિહાસિક કાળનું પગેરું પકડી ૧૯૬૩-૬૪માં દેશલપર, ગુંતલીમાં થયેલું અને પછી રાપરતાલુકાના સણવા પાસે સુરકોટડા, ગેડી પાસે દેરાશી, જેશડા પાસે પાબુમઠ, લાખાપર, અંજાર તાલુકાના ચાંદ્રાણી કોટડા, નવાગામ, ભચાઉતાલુકાના કટોલ ગામે, નખત્રાણા તાલુકાના ભડલી કોટડા વગેરે સ્થળે સને ૧૯૬૬માં થએલું સંશોધન "હડપ્પા" ઓના કાયમી વસવાટના સંસ્કાર અને સંસ્કૃતિની અસર કચ્છમાં જમીન માર્ગે સર્વત્ર પ્રસરેલી હતી એ સૂચવી રહે છે.

કચ્છના રણની ઉપસ્થિતિને કારણે હિંદની પ્રાચીન ભૂગોળના ઇતિહાસમાં કચ્છનું ઘણું મહત્ત્વ છે. અહીં થઈ કેટલીયે પ્રજા અને સત્તાધીશોનાં ધાડાં કચ્છ—આભીર પ્રદેશ પર આવ્યાં છે અને તેના સમાજજીવન ઉપર પોતાની છાપ મૂકતાં કાળના અંધકારમાં ગાયબ થયાં છે. કચ્છની જનવાણીમાં તેમના ઘણા અવશેષો શોધ્યા જડી આવે છે અને જળવાયલા મળી રહે છે. યાદવો, મૌર્યો, યવનો, શકો, ક્ષત્રપો, ગુપ્તો, હૈહયો, હૂણો, મૈત્રકો, ગુર્જરો, ચાલુક્યો વગેરે અને પછીથી કાઠી, સુમરા, સમા અને જાડેજાએ વગેરે જાતિઓની અસર કચ્છની પ્રાદેશિક પ્રથાઓને તળપદી લાક્ષણિકતાનું સ્વરૂપ આપે છે. આ અસલી સંસ્કૃતિનું આખરી સ્વરૂપ જે ભારતીય છે એ અભિન્ન અને અવિભાજ્ય છે. એવી તેના એકીકરણની છાપવાળી આવી પુરાતન સંસ્કૃતિનું એકજ પોષણ પામી ઉછરતી કચ્છ-ગુજરાતની પ્રજા ગુજરાતી તરીકે અસ્મિતા અનુભવે છે.

અગ્નિપુરાણમાં ત્રણ કે રણ એવા કચ્છના બળબળતા ખારાપાટનો ઉલ્લેખ છે. એમાં ઉત્તર પશ્ચિમે આવેલા કચ્છભુજના મોટાં રણનો ત્રિભુજાગ્નિ નામે ઉલ્લેખ છે અને કચ્છની દક્ષિણ ગ્રૂવમાં આવેલા નાનારણનો कण्ठाग्नि નામે નિર્દેશ છે જે હાલના કંડલા બંદરના નામમાં તેનો ભાવાર્થ સચવાયો છે. આ કંડલા બંદરના વિકાસ આયોજનને લીધે કચ્છમાં હવે કિસમકિસમની જાત અને સંસ્કારના સર્વદેશીય લોકોનો મેળો બેળો મળ્યો છે. એટલે અદ્યતન એવી આ સંસ્કારછાપથી કચ્છની સંસ્કૃતિ હવે અનોખા ઉઠાવથી બહાર આવે છે.

બૃહત્સંહિતામાં કચ્છનું ભવિષ્ય ભાખેલું છે: "જ્યારે શુક્રના સ્પર્શથી ચંદ્રનું વલય મધ્યભાગે એ વિભાગમા વહેંચાય ત્યારે કચ્છના લોકોને સાતમાસ લગી સર્વપ્રકારની ઉપાધિઓથી ઉપદ્રવ રહ્યા કરશે. વળી જ્યારે તુલા રાશિમાં ગ્રહણ થાય ત્યારે પણ કચ્છના લોકોને સહન કરવાનું રહેશે" મુસીબતોનો સામનો કરતું કચ્છ આથી તો ખડતલ બન્યું છે અને કચ્છીની ખુમારી તેથી ખીલી છે. કચ્છના સાહસિક લોકોએ ઉદ્યોગ, વેપાર અને વાણિજ્ય વડે ઉન્નતિ કરી પોતાના વતનને ભારતની બહાર પણ ઊંચુ માથું રખાવ્યું છે. આધુનિક ગુજરાત પોતાની પરદેશમની વસાહતો તથા વહાણવટાં માટે જે ગૌરવ લે છે તેમાં કચ્છનો ફાળો અગ્રિમ અને સૌથી મોટો છે. આવી પચ્છમધરા કચ્છની, આજલગી જગતમાં ગૌરવ અપાવનાર અણમોલ નિકાસ હોય તો તે એનો માનવી. હજુ ગઈ કાલની જ વાત છે. ૧૯૫૬નો ભયંકર કાળ પડ્યો. કચ્છીઓ કચ્છબહાર રોટલો ખાટવા નીકળી પડ્યા અને દીનદશામાંથી દેશને ઉગારી લીધો. પછી તો કાળાનુક્રમે કચ્છની કોમો ભાટીયા ને ખોજા મેમણ અને લુહાણા, નંદવાણા, કડિયાક્ષત્રિય—મિસ્ત્રીઓ, ઓસવાળો—દશા અને વીસા, કણબીઓ – કડવા અને લેઉઆ ભારત અને આફ્રિકા ખુંદી વળ્યા ; અને વિવિધ પ્રકારનાં ધંધારોજગારમાં કમાણી કરી ત્યાં જમાવટ કરી. કચ્છનો આવો ખડતલ ને ખુમારીવાળો માણસ કામ કરી કચ્છમાં જ્યારે આફત ઉતરે ત્યારે પોતાનાંને અને વતનને તેમાંથી પાર કરે. દુકાળ આવે, ધરતી કંપ થાય કે સરહદ ઉપર ધાડાં ઉતરે એને કચ્છનો

માનવી ખમતી નજરેથી ખાળી લે. એવી પ્રાચીન અને પુરુષાર્થ ભરી કચ્છની ભોમકાનો વિસ્તાર ૧૬,૫૬૭.૩ ચોરસ માઈલ છે. એની પૂર્વપશ્ચિમ વધારેમાં વધારે લંબાઈ ૧૭૫ માઈલ અને ઉત્તર દક્ષિણ પહોળાઈ ૫૦ માઈલ જેટલી છે. એમાં નવ તાલુકા અને બે મહાલ છે અને ૧૯૬૧ની વસ્તીગણત્રી પ્રમાણે એની આબાદી ૬,૯૬,૪૪૦ માણસની છે. ૧૯૪૮ લગી કચ્છ એક વિશિષ્ટતાભર્યું સાર્વભૌમત્વ ધરાવતું પણ ટાંચા સાધનોવાળું અલગ એવું રાજ્ય હતું. એને એના સ્વતંત્ર ચલણની પણ છૂટ હતી. સને ૧૫૪૮માં મોગલ બાદશાહ જહાંગીરે ખાસ પરવાનગીથી જગ્ન-ભૂજમાં ટંકશાળ પાડવાની પરવાનગી આપી કચ્છના ચલણી નાણાંમાં એક તરફ દેવનાગરીમાં કચ્છના રાજવીનું નામ અને સંવત તથા ટંકશાળનું સ્થળનામ ભુજ અને બીજી તરફ પર્શિયનમાં મોગલ બાદશાહના નામ અને સાલ લખવાની પ્રથા હતી. આ પ્રણાલિમાં સને ૧૮૬૦ થી ફેરફાર થયો. ત્યારથી મોગલ બાદશાહના નામને બદલે ઇંગ્લાંડના તે વખતના સામ્રાજ્ઞી અને પછીથી તેમના અનુગામીઓનાં નામ પર્શિયનમાં લખાવાં શરૂ થયાં. કચ્છનું હિંદીસંઘમાં વિલીનીકરણ થયું અને કચ્છની ટંકશાળ બંધ થઈ તે પહેલાં કચ્છના મહારાવ શ્રી મદનસિંહજીનું કચ્છમાં ત્રણ મહિના લગી રાજ્ય રહ્યું. ભારતની આઝાદી પછી તેમના પહેલા સિક્કામાં પર્શિયન લખાતું બંધ થયું અને બન્ને બાજુ નાગરી ભાષામાં —એક તરફ રાજાનું નામ સાલ વગેરે અને બીજી તરફ "જયહિન્દ" છપાવામાં આવ્યું. કચ્છના આ ચાંદીના અને બીજા સિક્કાઓમાં એડવર્ડ ૭ (સં. ૧૯૫૬–૬૦), એડવર્ડ ૮ (સં. ૧૯૯૩) અને "જયહિન્દ" ની છાપવાળા સિક્કાનું મૂલ્ય દુનિયા ભરમાં હવે સિક્કાસંગ્રાહકોમાં અમૂલ્ય ગણાવા લાગ્યું છે.

ગુજરાતના ઇતિહાસ પર મહત્ત્વનો પ્રકાશ પાડતા સિક્કાઓ કચ્છમાંથી પ્રાપ્ત થયા છે તેમ ભારતીય ઇતિહાસમાં અગત્યની નોંધ મૂકાવતા પહેલી સદીથી સત્તરમી સદી સુધીના કેટલાક અગત્યના એવા પુરાલેખો કચ્છમાંથી ઉપલબ્ધ થયા છે. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ જાણવાના જૂનામાં જૂનાં ઐતિહાસિક સાધનોમાં એવા મહત્ત્વના આઠ ક્ષત્રપકાલીન શિલાલેખો ભૂજના સંગ્રહસ્થાનમાં છે. તેમ માંડવી તાલુકાના વાંઢ ગામેથી શક સંવત ૧૦૦ નો આ દશકામાં મળી આવેલો તથા ચાલુ સાલે દોલતપર થી મળી આવેલો આભીરોના ઉલ્લેખવાળા ક્ષત્રપકાલીન શિલાલેખો મહત્ત્વના પુરવાર થઈ નવા ઉમેરાયા છે. ત્યારે બૌદ્ધધર્મનો આભીરોના આદિધામ કચ્છમાં વ્યાપક પ્રચાર હતો. આ શિલાલેખોમાં બૌદ્ધધર્મ બાબત નિર્દેશ મળી આવે છે. કોટેશ્વરના નીલકંઠમહાદેવના મંદિરના પડથારમાં ચૈત્યાકાર જે ગવાક્ષો હતા તેમાં બૌદ્ધ સ્થાપત્યની અસર વર્તાય છે. તો શિયોતથી સાંયરાગુનેરી જતાં રસ્તે ઉમરસર તરફ કટેશ્વર નજીક (ખાપરા કોડિયાની ગુફાના નામે જાણીતી) બૌદ્ધ કાલીન એક નાની ગુફાની નોંધ પણ ચાલુ સાલે તદ્વિદોમાં લેવાઈ છે.

ગુપ્તકાળ પછીની અને સોલંકી સમય સુધીની શિલ્પ સ્થાપત્ય રચનાઓની અનન્ય શૈલીની મહત્વની એવી પશ્ચિમ ભારતમાં ઉપયોગી અને અપૂર્વ કડી કચ્છમાંથી જ મળી રહે છે. કંથકોટ, પુંઅરાગઢ, કોટાય અને કેરાના શિલ્પ સ્થાપત્ય એવા સંસ્કૃત સમયની ગવાહી આપે છે. આર્ય સ્થાપત્ય શૈલીની ગુપ્ત સમયની આખરી કડી જેવા આવા ...સૌદર્ય ભારતરાવ પશ્ચિમ ભારતમાં બીજે ઓછા છે. ભારતીય શિલ્પ પરંપરામાં એ છઠ્ઠા સૈકા અને તે પછીના કાળની શિલ્પકળાની હથોટી તથા શૈલી સાથે સંબંધ ધરાવતી લાગે તેવી જ રીતે કચ્છમાં તેની પોતીકી ચિત્ર શૈલી પણ હતી. એ કચ્છના અંજાર ગામે તૈયાર થયેલાં એક પ્રાચીન જૈન પોથીમાંના કમાગરી ચિત્રોની આ સાલે જ થએલ પ્રાપ્તિથી પ્રમાણિત થાય છે. કચ્છનું પુરાતત્ત્વ આમ તળપદું છતાંય સર્વાંશે ભારતીય રહ્યું છે. એટલે તો ૧૯૫૪માં ભારતની ઇતિહાસ પરિ-

પદમાં કચ્છના પુરાતત્ત્વના અવશેષોનું ઉચિત સ્થાન અખંડ ભારતના નકશામાં આમેજ કરવાનું જોરદાર પ્રતિપાદન કરવું પડ્યું. એ રીતે કચ્છની ભૂમિની પરંપરિત સંસ્કૃતિ-ગાથાને વણી લેતું "કચ્છનું સંસ્કૃતિદર્શન" પુસ્તક ૧૯૫૯માં પ્રસિદ્ધ થયું કચ્છ અને કચ્છબહારના લોકોને કચ્છની એથી પરખ પડી.

કચ્છ એટલે તેનાં મોટા અને નાનાં તમામ રણ સહિતનો અખંડ પ્રદેશ વિસ્તાર રણ કચ્છનું, બીજે ક્યાંયનું નહિં, બીજા કોઈનું નહિ. આ કાંઈ આજ-કાલની વાત નથી. પ્રાચીન કાળથી "કચ્છ" એક અને અખંડ રહેતું આવ્યું છે. મહાભારતમાં કચ્છનો એવો નિર્દેશ છે. સ્કંદપુરાણમાં कच्छमण्डल અને વાયુપુરાણમાં 'कच्छिय' તરિકે કચ્છનો નામોલ્લેખ આવે છે. બૃહ-સંહિતામાં એને 'कच्छर' કહ્યો છે. "कच्छादिभ्यश्च, कच्छाग्निवक्त्र गर्त्तोत-पंदात, कच्छक" વગેરેથી પાણિની કચ્છપ્રદેશ અને તેમાં આવેલાં ગામોનો નિર્દેશ કરે છે. તેના બળ અને જોમ માટે જાણીતા કચ્છના આખલાનો એ ઉલ્લેખ કરે છે. કચ્છની કચ્છીપ્રજા વિશિષ્ટ પ્રકારની પાઘડી પહેરતી અને તેમની વાણી અને તેમનું હાસ્ય વિશિષ્ટ પ્રકારનું હતું એ સુદ્ધાં પાણિની વર્ણવે છે. પછી પરંપરામાં કચ્છની ભૂમિની જેમ ખીલ-વણી થતી ગઈ તેમ તેની સંસ્કૃતિની ઇતિહાસ-રચના આકાર લેતી ગઈ. કચ્છ દૂકાળ, ધરતીકંપ વગેરે જેવી કુદરતી મુસીબતો સદા પાર કરતું આવ્યું છે તેમાંય સને ૧૮૧૯ના કચ્છના મહાન ધરતી કંપ અને તેથી સિંધુના વહન અને રણની પરિસ્થિતિમાં જે ફેરફાર થયો તેથી કચ્છની ઉપજાઉ ધરતીને



ઘણી અસર થઈ છે. સંવત ૧૬૦૫માં આ અખંડ કચ્છના પાટનગર તરીકે ભુજની સ્થાપના કરી મહારાવ ખેંગારજી પહેલાએ. ત્યારે સિંધમાં મિરઝાં ઈશાખાનનો અમલ હતો. તેના બે શાહજાદા બાકીખાં અને ગાઝીખાં વચ્ચે કલહ થયો. ગાઝીખાં ખેંગારજીને શરણે આવ્યો. ખેંગારજીએ પોતાના ભાઈ સાહેબજીને ગાઝીખાંની કુમકે લાવલશ્કર સહિત સિંધ મોકલી રાજ્યનો ભાગ અપાવ્યો. આ ઉપકારના બદલામાં કચ્છના રણની સરહદ ઉપરનો રાઉમાગજારથી વીરાવાવ સુધીનો સિંધનો ભાગ કચ્છરાજ્યને આપ્યો. જમાદાર ફત્તેહમહમદે કચ્છ રાજ્યના થાણાં આ બે સ્થળે સરહદ ઉપર નાખ્યાં પશ્ચિમ હિંદના આ ભાગમા સને ૧૮૧૩ પછી બ્રિટીશરોનો પગપેસારો થયો. જેમ તે પહેલાં તેમ તે પછીથી પણ કચ્છનું મોટું રણ અખંડ કચ્છની હદમાં જ તેના એક અંગ તરીકે ગણાઈ તેનો વહિવટ થતો આવ્યો છે. ગયા સૈકામાં (૧૮૪૩) ત્યારના કચ્છના બ્રિટીશ પોલીટીકલ એજંટ શ્રી જે. જી. લમ્સડને કચ્છના રાજકીય નકશા તૈયાર કરાવેલ. observations on map of Kutch a showing the poesson and border of Kutch આ ગ્રંથ અને નકશા ઈસ્ટઈંડિયા કંપનીએ પ્રસિદ્ધ કરેલ છે તેમાં કચ્છની આ સરહદ અને રણ કચ્છનું છે એમ સ્પષ્ટ કર્યું છે.

Lt. Col. Hollandના Route between Cutch and sind પણ કચ્છનું રણ કચ્છના રણ તરીકે જ દર્શાવ્યું છે. કચ્છ રાજ્ય એટલે કે કચ્છના મહારાવ અને ઈસ્ટ-ઈંડિયા કંપની અને પછીથી ભારતની બ્રિટીશ હકૂમત વચ્ચે કેટલાંક સંધિપત્રો અને કરારનામાં થય છે. આમાં સને ૧૮૧૯માં થએલું તહનામું બહુ મહત્ત્વનું છે. તેની ૨૧ કલમોમાં બ્રિટીશ સર-કારે વિવિધ પ્રકારે કચ્છરાજ્યનું કચ્છ ઉપરનું સાર્વભૌમત્વ અને મહત્ત્વના સર્વાધિકારો સ્વીકાર્યાં છે; અને સ્પષ્ટ કર્યું છે કે કચ્છરાજ્યના કોઈ ભાગમાં કચ્છના મહારાવ એટલે કે રાજ્યકર્તાની મરજી અને હાંકલ વિના બ્રિટીશ સત્તા કાંઈ ફેરફાર નહિ કરે. બ્રિટીશસત્તાએ હિંદ છોડ્યું ત્યાં લગી આ કરારનું તેમણે પાલન કર્યું છે.

૧૯૪૭ની પંદરમી ઓગષ્ટે બ્રિટીશ હિંદના બે ભાગલા પડ્યા—ભારત અને પાકિસ્તાન. સિંધ પાકિસ્તાનનો ભાગ બનતાં ત્યાંના નિર્વાસિતોને વસાવવાનો મુંઝવણભર્યો પ્રશ્ન ઊભો થયો. ત્યારે કચ્છમાં કંડલા કાંઠે "ગાંધીધામ" વસાવવાની યોજના ઘડાઈ અને અમલી બની. તે પહેલાં રાષ્ટ્રપિતા ગાંધીજીનું સ્વર્ગારોહણ થયું. આચાર્ય કૃપાલાની અને કચ્છના ત્યારના યુવરાજ મદનસિંહજી હવાઈજહાજમાં મહાત્માજીની અસ્થિભસ્મ ભુજની જનતાના દર્શનાર્થે ભુજ લાવ્યા અને કંડલાના સાગર તટે ૧૯૪૮ના ફેબ્રુઆરીની ૧૨મી તારીખે તેનું વિસર્જન થયું. પરિસ્થિતિએ ત્યારે જે નવો પલટો ખાધો તેમાં પાકિસ્તાનની દક્ષિણ સરહદે પાકિસ્તાનના મુખ્ય શહેર કરાંચીથી સવાસો માઈલ જેટલે દૂર આવેલા કચ્છનું મહત્ત્વ ઘણું વધી ગયું. એટલે વાદવિવાદ કે સંકુચિત દૃષ્ટિબિંદુને અવકાશ ન હોય તેવા ગંભીર કારણો અને સંજોગોને લીધે કચ્છ હિંદ સરકારની દેખરેખ તળે હોય એ અનિ-વાર્ય બન્યું. કચ્છના અને આપણા મહાન દેશ ભારત જેનું સ્વાતંત્ર્ય આપણને સર્વને વહાલું છે, તેના બન્નેના હિતની દૃષ્ટિએ માનનીય અને પ્રૌઢ રાજપુરુષ સરદાર પટેલની સલાહ સ્વીકારવામાં કચ્છના મહારાવ શ્રી મદનસિંહજીને લેશ પણ સંકોચ ન થયો અને રાજ્યની પ્રજાના સાચા હિત સારુ આ ટાંકણે તેમણે યોગ્ય પગલું ભર્યું. મધ્યસ્થ સરકારના એક એકમ તરિકે હિંદી સંઘ સાથે કચ્છ જોડાયુ. ૪મે ૧૯૪૮થી કચ્છના જાડેજા રાજ્યનું આઝાદ ભારતમાં વિલીનીકરણ થયુ. ભારતના ગવર્નરજનરલ અને કચ્છના મહારાવ વચ્ચે થયેલ તહનામા કરારની કલમ ૧ મુજબ કચ્છરાજ્યના વહીવટનો તમામ સાર્વભૌમ અધિકારી—અબા-ધિતરીતે ૧૮૪૮ના જુનની પહેલી તારીખે ભારત સરકારે ગ્રહણ કર્યો. અને હિંદ સરકાર વતી કચ્છના પહેલા ચીફ કમિશનર તરીકે શ્રી સી. કે. દેસાઈ એ કચ્છનો વહિવટ સંભાળ્યો. ભુજમાં આ દિવસે કચ્છની પ્રજાજોગ સરદાર પટેલનો સ્વાતંત્ર્ય સંદેશ સંભળાવવામાં આવ્યો : "કચ્છનું રાજકીય,

ભૌગોલિક અને આર્થિક મહત્ત્વ ઘણું છે. તે હિંદનું એક અગત્યનું સરહદી થાણું છે. વિકાસમાં તે પછાત છે છતાં તેની કુદરતી સંપત્તિ વિશાળ શકયતાઓથી ભરેલી છે. ઘરબારથી વિખુટા થઈ ગયેલા નિરાશ્રિતો જેમને મદદ, રાહત અને પુનર્વસવાટની ઘણી જરૂર છે તેમને વસાવવા સારુ કચ્છમાં ઘણો અવકાશ છે. કચ્છની પ્રજામાં તાકાત, ધૈર્ય, સંપત્તિ ને સાહસિકતા ઘણી છે. વેપાર ઉદ્યોગમાં કચ્છીઓએ હિંદભરમાં જે ફતેહ મેળવી છે તે તેમના આ ગુણોની પૂરતી સાબિતી છે. "કચ્છના ઇતિહાસના એ યાદગાર પ્રસંગે કચ્છી જનતા અને કચ્છના મહારાવ બન્નેને રાષ્ટ્રના હિતખાતર તેમણે કરેલા સ્વાર્થત્યાગ અને શાણા તથા સ્વદેશાભિમાનથી ભરેલા નિર્ણય સારુ સરદારે અભિનંદન આપ્યાં.

૧૯૪૮માં કચ્છના પાટનગર ભુજની સ્થાપનાને ૪૦૦ વર્ષ પૂરાં થયા. આ વખતે વારાણસીમાં ડૉ. રાધાકૃષ્ણન બનારસ હિંદુ યુનિવર્સીટીના વાઇસચાન્સેલર હતા. સરદાર પટેલનું ત્યારે ત્યાં સન્માન ભાષણ હતું. એ વારે સરદારને "ભુજનો ૪૦૦ વર્ષનો ઇતિહાસ" અને "ગુજરાતમાં પેટ્રાલિયમ" લેખ સાદર કર્યા. હિંદને પશ્ચિમ કિનારે ખંભાત અને કચ્છના અખાતના વિસ્તારનો ગુજરાતનો પ્રદેશ પેટ્રોલિયમની ખોજ માટે અતિ આશાસ્પદ હોવાનું સૌ પહેલું આજથી અઢાર વર્ષ પહેલાં પ્રતિપાદિત કરતા અને ગુજરાતના ઘેરા ઊંડાણમાં પેટ્રોલિયમ હોવાની સંભાવનાની પ્રથમ આગમવાણી ઉચ્ચારતા એ લેખમાં તથા કચ્છના સમગ્ર સંસ્કાર અને સાહિત્યમાં સરદારે અંગત રસ લીધો. પછી તા. ૨૦-૨-૪૯ના પત્રમાં સરદાર પટેલે લખ્યું : "અનેક સદીઓ પહેલાંનું પુરાણી દુનિયાનું આ જગતમાં કોઈ સ્થળ જોવું હોય તો એ "કચ્છ" છે. જ્યાં આધુનિક દુનિયાની કોઈ હવા લાગી નથી, જેમનું તેમ પડી રહ્યું છે : ત્યાં અત્યારે તો દુષ્કાળ છે. ઢોર અને માણસને બચાવવાનો મોટો પ્રશ્ન છે, તેમાં મધ્યસ્થ સરકાર લાખો રૂપીઆ ખર્ચી રહી છે. સાથે સાથે કંડલાને કરાંચી બનાવવાની યોજના તૈયાર થઈ રહી છે. તેની સાથે બે રેલવેઓ જોડવાનો પ્રયત્ન છે. સિંધીઓ બંદરની પાસે એક મોટું નગર વસાવવાના છે. તેની તૈયારી થઈ રહી છે. મોટું એરોડ્રોમ બનાવવાનું છે. આમ ચારે તરફ કચ્છની શિકલ બદલવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. ને તેની પાછળ રૂપીયા ખર્ચવાના છે. ઉમેદ તો છે કે પાંચ વર્ષમાં કચ્છ હિંદુસ્તાનના નકશામાં બંધબેસતું થઈ જાય. " પછી તો ઇશ્વરની ઇચ્છા". સરદારના સામર્થ્ય અને શકિતના વારસાને સાર્થક કરતાં આજે પરિણમેલી કચ્છની બદલાયલી શકલ સરદારશ્રીનું ચિરસ્મરણીય સ્મારક છે.

કંડલાને મહાબંદર બનાવવાની યોજના તૈયાર થઈ જતાં, ૧૯૫૨ના ૧૦મી જાન્યુઆરીના ભારતના પંતપ્રધાન શ્રી જવાહરલાલ નહેરુના હસ્તે તેનો શિલારોપણ વિધિ થયો. કંડલાનું આ મહાબંદર ખુલ્લું મુકાતાં પશ્ચિમ કંઠારે ભારતનું અદ્યતન એવું નવું પ્રવેશ દ્વાર ઉઘડ્યું છે. તેથી રાજસ્થાન, પૂર્વ પંજાબ, હિમાચલ પ્રદેશ, જમ્મુ અને કાશ્મીર, દિલ્હી, પશ્ચિમ ઉત્તર પ્રદેશ, ઉત્તર ગુજરાત વગેરેના લગભગ ૪,૧૨,૩૦૦ ચોરસ માઇલના વિશાળ અને આસરે ૮ કરોડની વસ્તીને આવરી લેતા ભારતીય આંતરપ્રદેશને કંડલા-ગ્રુંડ રેલ્વે ચાલુ થતાં સાંકળી લેશે. આમ કચ્છ ભારતના બધા ભાગો સાથે સંકળાઈ જતાં વ્યાપાર-વ્યવહારના હેરફેરની જે સગવડો કરાંચીમાંથી મળતી તેનું સ્થાન નવાકંડલાએ લેવા માંડ્યું છે. કંડલાનું જુનું નાનું—બંદર ૧૯૩૦માં બંધાયું હતું ત્યારે તે નેરોગેજ રેલ્વેથી ભુજ સાથે જોડાયલું હતું. હવે આ જૂના કંડલાને ઓબ્લિજેટીમાં ફેરવી નંખાઈ છે. કંડલાથી ભુજ લગી મીટરગેજ રેલ્વે નાંખી દેવાઈ છે; અને કંડલા ગાંધીધામને ડીસાપાલનપુરથી અમદાવાદ દિલ્હી મીટરગેજ લાઈનથી સાંકળી લેવામાં આવ્યું છે. નાના રણ ઉપર "ઉત્તર સેતુબંધ" નો મહાપુલ બંધાઈ જવામાં છે. કંડલાથી અમદાવાદ રાષ્ટ્રીય

ધોરી માર્ગની કામગીરી પૂરી થવામાં છે. કંડલાથી ઢુંડ બ્રોડગેજ રેલ્વે લાઇનનું કામ ધમધોકાર ચાલુ છે. અને તરતમાં આ બ્રોડગેજ લાઇન ચાલુ થઈ જશે. ગાંધીધામ અને ભુજમાં આંતરરાષ્ટ્રીય મહત્ત્વનાં એવા હવાઈ મથકો કામ કરે છે કચ્છમાં ૧૯૬૫ના ૧૦મી ઓકટોબરથી આકાશવાણીનું ભુજ કેન્દ્ર કામ કરતું થઈ ગયું છે. કંડલામાં ૨૭૦૦ ફુટ લાંબા ૪ ધક્કા ઉપર ૨૧ થી વધુ ઇલેક્ટ્રીક ક્રેઈનો અને અદ્યતન પ્રકારના બે માળના ગોડાઉનો વપરાશમાં છે. અત્યારે ૨૫ લાખ ટન માલની હેરફેર ત્યાં થાય છે. તે દિવસોદિવસ વધતી જાય છે. કંડલામાં મુકત વ્યાપાર વિસ્તાર (ફ્રી ટ્રેડઝોન) કામ કરતું થઈ ગયું છે; જે દરવર્ષે ૨૫ કરોડ રૂપિયાનું પરદેશી નાણું કમાઈ આપવાનો અંદાજ છે. નાના મોટાં કેટલાંક ઉદ્યોગો ત્યાં સ્થપાઈ ચૂકયાં છે. એશિયા ભરમાં મોટામાં મોટા મીઠાંના ઉદ્યોગો પૈકીનું એક તથા તેવા બીજા નાનાં ઉદ્યોગો ત્યાં ચાલુ છે. ૪ લાખ ટનથી વધુ મીઠું અહિંથી દરવર્ષે નિકાસ થાય છે. ફર્ટીલાઇઝર ફેકટરી તરતમાં કામ કરતી થશે. અહિં વીજળી અને પાણી પુરવઠાની વ્યવસ્થા વિવિધપ્રકારે પૂરી પાડવાની તજવીજ વધતી જ રહે છે કંડલામાં નવી વસાહતો બાંધવાનું કામ આગળ ધપી રહ્યું છે. તેમાં ભારતીય પ્રજાના પંચરંગી સંસ્કારો સેળભેળ થવા માંડ્યા છે. ૨૧૦ માઈલની સાગરકંઠાર ધરાવતા કચ્છની દરિયાવટની જલાલીનો ઓજ કંડલામાં પુનઃ પાધરો પડ્યો છે. દરિયાઈ ક્ષેત્રે ગુજરાતના એકમાત્ર મહાબંદર કંડલાની ખીલવણી આ રીતે કચ્છને એક મોકાના મથક તરિકે ભારતની સાગરકંઠારે મોખરે મૂકી દે છે.

ભારતની અને કચ્છની વધતી જતી પ્રગતિમાં અશાંતિ આણવા ૧૯૫૫-૫૬માં પાકિસ્તાને કચ્છના મોટા રણની સરહદે છાડબેટ તરફ થોડાં છમકલાં કરવાનું શરૂ કર્યું. કચ્છના મોટાં રણની સરહદના મહત્ત્વની ત્યારથી જ આંતરરાષ્ટ્રીય જાહેરાત થઈ ગઈ. ૧૯૫૬ના ૨૧મી જુલાઈની રાત્રે ૯ કલાક, ૩ મિનિટ અને ૪૬ સેકન્ડે કચ્છને અતિ તીવ્ર એવા ૧૦ સેકન્ડ ચાલેલા ધરતીકંપે ધણધણાવી દીધું. અંજાર અને તેની આજુબાજુના ગામોમાં ધ્વંસલીલા સર્જાઈ ગઈ. ત્યારે જવાહરલાલ નેહરુએ અંજાર પહોંચી ત્યાંની પ્રજાને સધિયારો દીધો. પછી જે નવરચના થઈ તેમાં ભૂકંપમાં ભાંગીને ભૂકો થઈ ગએલું ઢુરણ ગામ ફરી ઊભું કરવામાં આવ્યું અને તેને જવાહરનગર નામ આપવામાં આવ્યું. એનું તોરણ જવાહરલાલ નેહરુના હાથે બાંધવામાં આવ્યું. ત્યારે નહેરુને કચ્છમાં એક જીપ અકસ્માત નડ્યો. તેનું સ્મારક એ સ્થળે કચ્છમાં ઊભું કરાયું છે. ભારત સરકારે કચ્છની પોતાની સરહદની ચોકી સજાગ રાખી સરહદને સભાળી રાખી. ૧૯૫૬માં કચ્છ દ્વિભાષી મુંબઈ રાજ્યનો ભાગ બન્યું. ૧૯૬૦માં ગુજરાત રાજ્યનું નિર્માણ થયું અને તેના સતર જીલ્લાઓ પૈકીનું કચ્છ તેની સરહદનો જીલ્લો બન્યું. કચ્છ અને સિંધની પ્રણાલિકાગત સીમા સદીઓથી નિશ્ચિત છે; અને આ સ્પષ્ટ સરહદનો કચ્છનો અબાધિત વહિવટ જેમનો તેમ ચાલુ રહ્યો છે. કચ્છ એટલે કચ્છના રણ સહિતનો કચ્છનો તમામ વિસ્તાર અને કચ્છ રાજ્ય એટલે આ અખંડિત કચ્છ ઉપરની સાર્વભૌમ શાસનસત્તા. ઐતિહાસિક તહનામાં, સંધિપત્રો, વહિવટી પત્રવ્યવહાર અને નોંધો, ઇમ્પિરીયલ, બોમ્બે અને સિંધ ગેઝેટીઅરના ટાંચણ, સર્વોપરિસત્તા તરિકે બ્રિટીશ રાજ્ય અમલના હુકમો વગેરેમાં કચ્છના રણને કચ્છના એક અંગરૂપ ભૌગોલિક ભાગ તરિકે જ ગણાવ્યો છે; અને કચ્છના રણ ઉપર કચ્છરાજ્યની સાર્વભૌમ સત્તાનો સર્વત્ર અને સર્વ સમયે પરંપરાથી સ્વીકાર કરવામાં આવ્યો છે. પ્રાચીન કાળથી અત્યાર લગીના તમામ અધિકૃત નકશા અને નોંધોમાં આ નિર્દેશ સ્પષ્ટપણે આલેખવામાં આવેલ છે.

રણ એટલે ખારો પાટ. માત્ર ચોમાસામાં ત્યાં ખારામીઠાં પાણીનો ભરાવો થાય છે અને રણ બીનું બને છે. રણ એ કાંઈ જમીનની અંદર આવેલો

દરિયો કે જળસરોવર નથી જ. આંતરરાષ્ટ્રીય જળ સરહદો આંકવાના ધારા અન્વયે કચ્છના રણમાં પોતાની સરહદ એ રીતે ગણાવાની વાહિયાત વાત રજુ કરી કચ્છના રણમાં એ દાવા બહાને ઘુસણખોરી કરવા પાકિસ્તાને ૧૯૬૫ની શરુઆતથી કચ્છની સરહદે છમકલાં કરવાનો આરંભ કરી આક્રમણ કર્યું. પાકિસ્તાનની આ કારવાહી ૧૯૬૦ ના વેસ્ટ પાકિસ્તાન ભારતના જમીનની સરહદ બાબત યુ. એન. ચાર્ટરના ખુલ્લા ભંગરૂપ હતી. ફિલ્ડમાર્શલ અયૂબે પણ ૧૯૬૫માં જ પોતાના પાકિસ્તાની જનતા જોગ એક વાયુપ્રવચનમાં કચ્છના રણને ખારોપાટ કહ્યો છે. રણ એ રણ—ખારોપાટ જ છે. અને કચ્છનું રણ એ કચ્છનું જ છે. સિંધનું રણ એ હતું નહિ અને બની શકે જ નહિ. એટલે ૧૯૬૫ના ૩૦મી જુનના કરાર મુજબ પાકિસ્તાને પોતાનું આક્રમણકારી દળ રણમોરચેથી પાછું ખેંચવા કબૂલ્યું. સંધી. કરાર થયા તદનુસાર આ પ્રશ્ન ઉકેલવા અને તેનો નિવેડો લાવી આ સરહદની સીમાનો સ્પષ્ટ વહિવટ થાય વાસ્તે મોજણી થઈ ચોખ થયા મુજબ ખુંટા ખોડવા ભારત પાકિસ્તાને પોતાનો આ કેસ શરતો મુજબ નિયુક્ત કરેલી લવાદપંચ (ટ્રીબ્યુનલ) ને સુપ્રદ કર્યો છે. પછી કાસ્મીર મોરચે ભારત પાકિસ્તાન યુદ્ધ વધી પડ્યું. ત્યારે ગુજરાતના મુખ્ય મંત્રી શ્રી બળવંતરાય મહેતા અને તેમના ધર્મપત્ની શ્રીમતી સરોજ બેનનું તા. ૧૯-૯-૬૫ના પાકિસ્તાની વિમાનીઓના હલ્લાથી કચ્છના સુથરીમુકામે વિમાનભંગથી નિધન થયું. એ યુદ્ધની તહકૂબી પછી કચ્છના લવાદપંચની કાર્યવાહી થવામાં છે અને તેનો એ ફેંસલો હવે તરતમાં થવા વકી છે.

ભારત સરકારે પોતાની વિપુલ સાધનસામગ્રીથી કચ્છમાં વિકાસનાં એકસામટાં અનેક કાર્યો ઉપાડી નવવર્ષલગી તેના "ક" વર્ગના એક રાજ્ય તરિકે રહેલા કચ્છની શકલ બદલી નાંખી છે. દ્વિભાષી મુંબઈ રાજ્યમાં જોડાઈ તે એક જીલ્લો બન્યા પછી આ વિકાસ કાર્યોનો વેગ જે હળવો બન્યો હતો તેને કચ્છ-સિંધ સરહદ ઝગડો શરુ થતાં પુનઃ જોમ મળ્યું છે. કચ્છના એક પનોતા પુત્ર શ્રી પ્રેમજી ભાઈ ઠક્કર હાલે કચ્છમાંથી પ્રથમ પહેલા નીમાયલા ગુજરાત રાજ્યની કેબિનેટકક્ષાના પ્રધાન તરિકે કામ કરે છે. કચ્છમાં તેના બધા તાલુકા મથકો સારા રસ્તાથી જોડાઈ ગયા છે અને એકંદર ૧૪૦૦ માઈલ જેટલા નવા રસ્તા ત્યાં બંધાયાં છે. કચ્છની ઘણીખરી નાની મોટી નદીઓ ઉપર સિંચાઈના જળાશયો બંધાઈ ગયાં છે. ૫૦૦ માણસની વસ્તી ઉપરના ગામેગામ વાહન. વ્યવહારની સવલત મળી જવામાં છે અને કેટલાંક ગામોનું વીજળીકરણ થઇ જવામાં છે. પત્રકારિત્વ, તાર, ટપાલ અને ટેલીફોનની સગવડનો સારો વિકાસ થયો છે. વિદ્યાવૃદ્ધિ થઇ. અત્યારે કચ્છમાં ત્રણ કોલેજો અને ૩૭ હાઈસ્કૂલો ચાલે છે. જેમાં દિવસે દિવસે ઉમેરો થતો જાય છે. કેળવણીના પ્રમાણમાં કચ્છમાં સારો વિકાસ થયો છે. તાલુકાના અક્ષરજ્ઞાનની ટકાવારી જોતાં તેમાં કચ્છના માંડવી તાલુકાનું કેળવણીનું પ્રમાણ ગુજરાત ભરમાં અગ્રસ્થાન લે છે. કચ્છની લોકકળા પણ દેશપરદેશમાં ખ્યાતનામ થતી જાય છે. સરહદના પ્રદેશ તરિકે કચ્છના પ્રશ્નો હલ કરવા ખાસ નજર રાખવામાં આવે છે; અને ગુજરાતના એક સીમાપ્રાંત તરિકે કચ્છની પૂરી તકેદારી કરવામાં આવે છે. પ્રાંતપ્રાંતની પ્રાદેશિક વિવિધતા જાળવી લઈએ સંગઠન સાચવી રાખી સંયુક્ત કુટુંબ જેમ રહેવાની ભારતની અપૂર્વ પ્રણાલી છે. ભારતની સમૃદ્ધિ સદભાગે કચ્છની પણ મતા બની છે. તેના સહારે કચ્છમાં વિકાસની અનેકાનેક પ્રવૃત્તિઓ હાથપર લેવામાં આવી અને હિંદભૂમિના એક મહત્વના અંગતરિકે કચ્છની ખીલવણી થવા માંડી છે.

ભારતમા આંતરરાષ્ટ્રીય સરહદના ચોકિયાત અને રક્ષક તરિકે ગુજરાતમાં કચ્છનું સ્થાન આગવું છે, અગત્યનું છે. એવા કચ્છદેશના અતીતની અપૂર્વતાઓ નિર્દેશતો જૂનો ઇતિહાસ તો હવે જાણીતો છે. ત્યારે સ્વદેશાભિમાનની ખુમારી ભર્યા કચ્છની સર્જાતી નવતર તવારીખની તેજલી સાખં જે રંગભરી છે ને રસભરી છે, તે તરફ મીટ નજર નાખતાં હરેક ભારતીયનું હૈયું હામથી થનથની રહે છે.

# ભારતમાં ગુજરાત

શ્રી પ્રસન્નવદન દેસાઈ



ભારત સંઘના ૧૭ રાજ્યોમાંનું એક ગુજરાત. ગુજરાતની અસ્મિતા ઉજ્જ્વળ. ભારતની સંસ્કૃતિમાં ગુજરાતની સંસ્કારધારા અનોખી. કૃષ્ણથી ગાંધી અને સરદાર સુધીની એક વિશેષ સાંસ્કૃતિક પરંપરા. એનું વિવરણ સાક્ષરોએ કર્યું છે. એનું પુનરુચ્ચારણ અહીં ન જ હોય.

અહીં તો વાણિજ્ય પ્રધાનકહેવાતા આજના જ ગુજરાતની ભારત-સંઘના બીજા અંગો સાથે મુખ્યત્વે અર્થકરણની દૃષ્ટિએ આંકિક ઇયત્તાની પ્રારંભિક તુલનાનો પ્રયાસ માત્ર કરવામાં આવ્યો છે. એ તુલના સરકારી પ્રકાશનોના આંકડાઓને આધારે જ કરવી રહી. એ બધી માહિતી ૧૯૬૧થી ૧૯૬૫ સુધીના વર્ષોને લગતી છે. ત્યારે 'નાગાલેન્ડ' સિવાય ૧૫ રાજ્યો હતા. પંજાબના ભાગલા નહોતા પડ્યા. એ આંકડાઓને આધારે અર્થકરણના જુદા જુદા ક્ષેત્રોમાં આ ૧૫ રાજ્યો વચ્ચે કેટલી વિષમતા હતી તેનો વિચાર કરી શકીએ. આ માહિતીને કેટલીક ચિત્રાકૃતિઓ દ્વારા રજૂ કરવામાં આવી છે.* જેથી ગુજરાત એ રાજ્યોની 'ભાજણીમાં' કયું સ્થાન ધરાવે છે તે સ્પષ્ટ તરી આવે

ભાષાને આધારે ગુજરાતનો મહારાષ્ટ્રથી વિચ્છેદ થયો ૧૯૬૦માં. ૧૯૬૧માં વસતી ગણત્રી થઈ ત્યારે ભારતમાં કુલ ગુજરાતી ભાષીઓની સંખ્યા બે કરોડ અને આઠ હજાર જેટલી હતી. તેમાંથી ફક્ત સત્તર લાખ ગુજરાતીઓ ઇતર રાજ્યોમાં વસેલા હતા. સંઘનાં બધાંય રાજ્યો અને ક્ષેત્રોમાં ગુજરાતી ભાષીઓની નોંધ થઈ હતી. પણ એમાંથી મહારાષ્ટ્ર, મદ્રાસ, મધ્યપ્રદેશ અને રાજસ્થાન એમ ચાર રાજ્યોમાં ગુજરાતીઓનો જથ્થો ઠીક ઠીક હતો. ગુજરાતની બહાર વસેલા

* આ માહિતી-સંકલન શ્રી વીર નારાયણ અને ચિત્રણ શ્રી નટુ પાંચાલની જહેમતને આભારી છે.




ગુજરાતીઓની સંખ્યા સંભવતઃ આથી ઘણી વધારે હતી. વસતીગણત્રી વખતે બહાર વસતા ગુજરાતીઓ પોતાની માતૃભાષા કાળજીપૂર્વક લખાવે તો સાચું પ્રમાણ આથી ઘણું વધારે હોવાનો સંભવ છે.

ભારતનો ભૂમિવિસ્તાર લગભગ બાર લાખ અને તેત્રીસ હજાર ચોરસ માઈલનો છે તેમાં ગુજરાતના લગભગ બોતેર હજાર ચોરસ માઈલ. ટકાવારી પ્રમાણે સૌથી પ્રથમ સ્થાને મધ્યપ્રદેશના ૧૩·૬% અને સૌથી નાના રાજ્ય કેરલના ફક્ત ૧·૨% અને નવમે સ્થાને ગુજરાતના ૫·૯% છે. વસ્તીમાં પણ નવમે સ્થાને ગુજરાતના ૪·૭% છે. જ્યારે અહીં પ્રથમ સ્થાને ઉત્તર પ્રદેશ અને અંતિમ સ્થાને જમ્મુ-કાશ્મીરના ૧૬·૮% અને ૦·૮% અનુક્રમે આવે છે. સમગ્ર ભારતની વસ્તી-ઘનતા પ્રતિ ચો. મા. ૩૭૦ છે. ગુજરાતની એથી પણ ઓછી ૨૮૬ છે. વસ્તી-ઘનતાની દૃષ્ટિએ રાજ્યોમાં કેરાલા

ભારતના ક્ષેત્રફળ અને વસ્તીમાં જુદા જુદા રાજ્યોનો હિસ્સો (ટકાવારી)

આથી ય વધારે આ પ્રમાણ મદ્રાસ અને આંધ્ર-પ્રદેશ બન્નેમાં લગભગ ૨૦% જેટલું હતું.

ખેતીના વિષયમાં નોંધપાત્ર એ છે કે ભારતની કુલ ભૂમિ-વિસ્તારના ૧૮% જેટલો વન-પ્રદેશ છે જ્યારે ગુજરાતમાંવન-પ્રદેશની માત્ર ૬% જ છે. ભારતમાં ખેડ-જમીનનું પ્રમાણ ૪૫% જેટલું છે. જ્યારે ગુજરાતમાં ૫૨% છે. સૌથી વધુ પ્રમાણ પશ્ચિમ-બંગાળમાં લગભગ ૬૨% છે. જ્યારે બીજે સ્થાને આવતા મહારાષ્ટ્રમાં એ પ્રમાણ ૫૯% છે એક કરતાં વધુ પાક આપતી જમીનનું પ્રમાણ ભારતમાં ૧૫% છે. જ્યારે ગુજરાતમાં ફક્ત ૬% છે આ દૃષ્ટિએ બિહારમાં એ પ્રમાણ ૨૯% જેટલું છે. જ્યારે સૌથી ઓછું મૈસુરમાં ૩.૫% છે. સિંચાઈ-ભૂમિનું પ્રમાણ જે સામાન્યતઃ વધારે ઉપજાઉ કહી શકાય તે ભારતમાં લગભગ ૯% અને ગુજરાતમાં ફક્ત ૪% છે. આ બાબતમાં પંજાબ સૌથી મોખરે છે. ત્યાં ૨૬% જેટલી ખેડ-જમીનને સિંચાઈનો લાભ મળે છે. એ સંદર્ભમાં રાજ્યોની સરખામણી કરતાં ફક્ત અન્ન-ઉત્પાદક જમીનનું પ્રમાણ ભારતમાં ૩૯% અને ગુજરાતમાં ૨૫% છે. સૌથી વધુ પ્રમાણ પશ્ચિમબંગાળનું ૬૩%નું અને બીજે સ્થાને ઉ. પ્રદેશનું ૬૨% છે. ગુજરાતની વિશેષતા એ છે કે બીજા રાજ્યોની સરખામણીમાં અહીં રોકડ પાકનું પ્રમાણ વધારે છે; લગભગ ૧૦% જેટલી જમીનમાં કપાસનું અને બીજી ૧૩% જેટલી જમીનમાં તેલીબીયાનું વાવેતર થાય છે.

ઉદ્યોગોના સંદર્ભમાં રજિસ્ટર્ડ [illegible] ખાનાની સંખ્યા, તેની કુલ મૂડી અને કંપની [illegible] ખ્યા તથા મૂડીનો નિર્દેશ કરી શકાય. [illegible] ૨ માં ૧૦,૩૪૮ રજિસ્ટર્ડ કારખાનાં [illegible] ૨,૬૬૭ મહારાષ્ટ્રમાં ૧,૬૫૦ પ. [illegible] ૯૮૦ ગુજરાતમાં હતાં. આ કારખ[illegible] મૂડીમાં સૌથી વધારે હિસ્સો પશ્ચિમ

૨૦%, બીજે સ્થાને મહારાષ્ટ્રનો ૧૮% અને પાંચમે સ્થાને ગુજરાતનો લગભગ ૭% હતો. ૧૯૬૩-૬૪માં જોઈન્ટ-સ્ટોક કંપનીઓની કુલ સંખ્યા ૨૬,૦૦૦ જેટલી હતી. જેમાંથી ગુજરાતમાં ૯૩૭ હતી. કંપનીઓની ભરપાઈ-મૂડી કુલ બે કરોડ અને ચોસઠ લાખ આંકવામાં આવી હતી. આમાં ગુજરાતનો હિસ્સો ફક્ત ૩.૪% હતો. જ્યારે મહારાષ્ટ્ર, બિહાર, પ. બંગાળ અને મદ્રાસના અનુક્રમે ૨૪%, ૨૨% ૨૦% અને ૧૦% હતા.

ઔદ્યોગિક વિકાસમાં વિદ્યુતશક્તિ પાયાનો ભાગ ભજવે છે ૧૯૬૪-૬૫માં ભારતમાં કુલ ૩૦,૦૦૦ KWH વીજળીનું ઉત્પાદન નોંધાયું હતું. એમાં ગુજરાતનો હિસ્સો ૧,૯૩૫ KWH હતો. ટકાવારી અનુસાર મહારાષ્ટ્રનો હિસ્સો ૧૭% પ બંગાળનો ૧૪% અને મદ્રાસનો ૧૩% હતો. જ્યારે સાતમે સ્થાને ગુજરાતનો લગભગ ૭% હતો. વીજળી વપરાશના આંકડાઓ જોતાં માલૂમ પડે છે કે ભારતમાં ૭૨% જેટલી વીજળી ઉદ્યોગોમાં

ભારતના રજિ કારખાનાઓની કુલ મૂડીમાં વિવિધ રાજ્યોસોનો હિસ્સો (ટકાવારી)






વપરાય છે. આ પ્રમાણ સૌથી વધુ ઉત્કલનું ૯૬% છે. જ્યારે ગુજરાતમાં એ ૮૦% છે.

અર્થકરણના અનેકવિધ પાસાંઓમાંથી ફક્ત થોડાકને જ સ્પર્શતા તુલનાત્મક આંકડાઓ પ્રસ્તુત કરવાનું શક્ય બન્યું છે. સામાજિક અને આર્થિક બન્ને ક્ષેત્રોમાં જેનું મહત્ત્વ છે તે શિક્ષણવિષયક આંકડાઓને ટૂંકમાં જોઈએ. આમાં સૌથી પ્રચલિત પ્રમાણ સ-અક્ષરતાનું છે. ૧૯૬૧ની વસતીગણત્રી પ્રમાણે ભારતમાં ૨૪% લોક અક્ષરજ્ઞાન ધરાવતાં હતા. રાજ્યોમાં આ પ્રમાણ સૌથી વધુ કેરલનું ૪૬.૮% ને સૌથી ઓછું જમ્મુ-કાશ્મીરનું ૧૧% હતું. ગુજરાત આ સંદર્ભમાં ત્રીજે સ્થાને આવે છે, જ્યાં આ પ્રમાણ ૩૦.૫% હતું. સ્ત્રી અને પુરુષોમાં આ પ્રમાણ અલગ અલગ હોય એ સ્વાભાવિક છે. સમગ્ર ભારતમાં સ-અક્ષર પુરુષોનું પ્રમાણ ૩૪% જેટલું હતું. જ્યારે સ્ત્રીઓમાં એ ૧૩%




જેટલું હતું. કેરલ બન્ને રીતે પ્રથમ સ્થાન ધરાવતું હતું. જ્યારે ગુજરાત પુરુષ સ-અક્ષરતામાં ચોથે સ્થાને અને સ્ત્રી સ-અક્ષરતામાં બીજે સ્થાને હતું. અલબત્ત ગુજરાતનું સ્ત્રી સ-અક્ષરતાનું પ્રમાણ ૧૯%, જ્યારે પ્રથમ સ્થાને કેરલમાં ૩૯% હતું. શિક્ષણની

ભારતના વીજળી ઉત્પાદનમાં વિવિધ રાજ્યોનો ફાળો



દૃષ્ટિએ ખાસ્સવ મહત્ત્વની છે. શિક્ષણને જુદાં જુદાં રાજ્યોમાં કેટલું મહત્ત્વ મળે છે. તે ૬ થી ૧૧ વર્ષનાં બાળકોની કુલ સંખ્યાના કેટલા ટકા શાળાઓમાં જાય છે તે પરથી આંકી શકાય. આ સંદર્ભમાં ૧૯૬૨માં સમગ્ર ભારતમાં ૬૭% બાળકો શાળાઓમાં જતાં હતાં. રાજ્યોમાં અહીં પણ કેરલ પ્રથમ સ્થાને હતું. જ્યાં આ પ્રમાણ ૯૮.૯% હતું. ગુજરાત ત્રીજે સ્થાને આવે છે; જેમાં આ પ્રમાણ ૮૨% હતું સૌથી ઓછું પ્રમાણ રાજસ્થાનમાં ૪૬% જેટલું હતું. રાજ્યમાં થતાં શિક્ષણખર્ચને આધારે ૧૯૬૨માં વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ સૌથી વધુ કેરલમાં લગભગ રૂપિયા અગિયાર અને સૌથી ઓછો બિહારમાં રૂપિયા ત્રણ જેટલો હતો. ગુજરાત આ દૃષ્ટિએ આઠમે સ્થાને આવે છે. અને ત્યાં આ ખર્ચ ફક્ત રૂપિયા ૬.૪૦ હતો.



વીજળી વપરાશમાં ઉદ્યોગોનો હિસ્સો (ટકાવારી)

# વસ્તીમાં અક્ષરજ્ઞાન ધરાવનારાઓની ટકાવારી-૧૯૫૧






૬ થી ૧૧ વયનાં બાળકોની સંખ્યામાં નિશાળે જનારાઓના ટકા

# હીરકજયંતિ મહોત્સવ સમિતિઓ

## મધ્યસ્થ સમિતિ

શ્રી મનુભાઈ શાહ : અધ્યક્ષ
શ્રી કસ્તુરભાઈ લાલભાઈ
શ્રી બાબુભાઈ ચિનાઈ
શ્રી યોગેન્દ્રભાઈ મફતલાલ
શ્રી પુનમચંદભાઈ કામાણી
શ્રી એચ. એમ. પટેલ
શ્રી સી. સી. દેસાઈ
શ્રીમતી વિદ્યાબેન શાહ
શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત
શ્રી નરેન્દ્રભાઈ કોઠારી
શ્રી ખુશાલદાસ સમેજા
શ્રી ગોવિંદભાઈ પરીખ
શ્રી મણીભાઈ અમીન
શ્રી સુરેશભાઈ દેસાઈ
શ્રી જસવંતરાય વોરા
શ્રી નંદલાલ મહેતા
શ્રી અનિલભાઈ રાણા
શ્રી બી. પી. પટેલ
શ્રી ગૌરીશંકર રાવળ
શ્રી છોટુભાઈ પટેલ
શ્રી ચંદુલાલ ઝવેરી
શ્રી વિનયકાન્ત અજમેરા
શ્રી એમ. પી. વ્યાસ
શ્રી ધીરજલાલ પાવાગઢી
શ્રી બાલકૃષ્ણ ગામી, સંયોજક

## ભંડોળ સમિતિ

શ્રી મનુભાઈ શાહ, **પ્રમુખ**
શ્રી કસ્તુરભાઈ લાલભાઈ
શ્રી બાબુભાઈ ચિનાઈ
શ્રી યોગેન્દ્રભાઈ મફતલાલ
શ્રી પુનમચંદભાઈ કામાણી
શ્રી એચ. એમ. પટેલ
શ્રી સી. સી. દેસાઈ
શ્રી જસવંતરાય વોરા (ઝરીયા)
શ્રી દિનેશભાઈ હેમચંદ શાહ
શ્રી વીરેન્દ્રભાઈ શાહ
શ્રી મનુભાઈ અમરશી
શ્રીમતી વિદ્યાબેન શાહ
શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત
શ્રી અનિલભાઈ રાણા
શ્રી કાંતિલાલ હાથી
શ્રી નંદલાલ મહેતા




## માથાદીઠ વાર્ષિક શિક્ષણ ખર્ચ - રૂપિયામાં

આમ અર્થકરણનાં વિવિધ પાસાં તપાસતાં ક્યાંય ગુજરાત નથી મોખરે કળાતું, તો નથી એ અંતિમ સ્થાને. ૫ ટકા ભારતીઓ ગુજરાતમાં વસે છે. કેટલીક બાબતોમાં એમનો હિસ્સો સપ્રમાણ કહી શકાય. તે છતાં વિકાસની અનેકવિધ તકો ગુજરાતે ઝડપી લીધી છે એમ કહેવું પણ મુશ્કેલ છે. હજી અલગ રાજ્ય તરીકેનું એનું અસ્તિત્વ ટૂંકું જ કહી શકાય. ભારતની સમૃદ્ધિવર્ધક ચેષ્ટામાં ગુજરાત યથોચિત ફાળો આપી શકે એ માટે જરૂરી છે કે એ પોતાનાં જ સાધનો અને શક્તિનો વિકાસ અત્યાર કરતાં અનેક ગણી ઝડપથી સાધે. અર્થકરણનાં ક્ષેત્રમાં ગુજરાત જો અગ્રસ્થાને નહિ આવે અને નહીં રહી શકે તો સમગ્ર દેશની પ્રગતિ પણ ઓછી અંકાશે.



## હીરકજયંતિ મહોત્સવ સમિતિઓ

### મધ્યસ્થ સમિતિ

શ્રી મનુભાઈ શાહ : અધ્યક્ષ
શ્રી કસ્તુરભાઈ લાલભાઈ
શ્રી બાબુભાઈ ચિનાઈ
શ્રી યોગેન્દ્રભાઈ મફતલાલ
શ્રી પુનમચંદભાઈ કામાણી
શ્રી એચ. એમ. પટેલ
શ્રી સી. સી. દેસાઈ
શ્રીમતી વિદ્યાબેન શાહ
શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત
શ્રી નરેન્દ્રભાઈ કોઠારી
શ્રી ખુશાલદાસ સમેજા
શ્રી ગોવિંદભાઈ પરીખ
શ્રી મણીભાઈ અમીન
શ્રી સુરેશભાઈ દેસાઈ
શ્રી જસવંતરાય વોરા
શ્રી નંદલાલ મહેતા
શ્રી અનિલભાઈ રાણા
શ્રી બી. પી. પટેલ
શ્રી ગૌરીશંકર રાવળ
શ્રી છોટુભાઈ પટેલ
શ્રી ચંદુલાલ ઝવેરી
શ્રી વિનયકાન્ત અજમેરા
શ્રી એમ. પી. વ્યાસ
શ્રી ધીરજલાલ પાવાગઢી
શ્રી બાલકૃષ્ણ ગામી, સંયોજક

### ભંડોળ સમિતિ

શ્રી મનુભાઈ શાહ, પ્રમુખ
શ્રી કસ્તુરભાઈ લાલભાઈ
શ્રી બાબુભાઈ ચિનાઈ
શ્રી યોગેન્દ્રભાઈ મફતલાલ
શ્રી પુનમચંદભાઈ કામાણી
શ્રી એચ. એમ. પટેલ
શ્રી સી. સી. દેસાઈ
શ્રી જસવંતરાય વોરા (ઝરીયા)
શ્રી દિનેશભાઈ હેમચંદ શાહ
શ્રી વીરેન્દ્રભાઈ શાહ
શ્રી મનુભાઈ અમરશી
શ્રીમતી વિદ્યાબેન શાહ
શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત
શ્રી અનિલભાઈ રાણા
શ્રી કાંતિલાલ હાથી
શ્રી નંદલાલ મહેતા

શ્રી છોટુભાઈ દેસાઈ
શ્રી સુરેશભાઈ દેસાઈ
શ્રી એમ. પી. વ્યાસ
શ્રી દલીચંદભાઈ વોરા
શ્રી રમણીકલાલ શાહ
શ્રી બાલકૃષ્ણ ગામી, સંયોજક

## સ્મૃતિ ગ્રન્થ સમિતિ

શ્રી લક્ષ્મીદાસ શ્રીકાંત
શ્રી છોટુભાઈ પટેલ
ડૉ. ચંદ્રકાન્ત મહેતા
શ્રી રમણલાલ ભટ્ટ
શ્રી મહેન્દ્ર દવે
શ્રી માનસીંગ રાણા
શ્રી શાંતિલાલ શેઠ
શ્રી જીવન અગ્રાવત
શ્રી કિશોરભાઈ પારેખ
શ્રી શાંતિલાલ દવે
શ્રી ચંદુલાલ ઝવેરી
શ્રી અનુપ કોઠારી
શ્રી પ્રસન્નવદન દેસાઈ
શ્રી રમણિકલાલ શાહ
શ્રી ધીરજલાલ પાવાગઢી
શ્રી હિંમતલાલ આચાર્ય, સંયોજક

## સાંસ્કૃતિક સમિતિ

શ્રીમતી વિદ્યાબેન શાહ
શ્રીમતી વિણાબેન શ્રોફ
શ્રી સુરેશભાઈ દેસાઈ
શ્રી ધીરજલાલ પાવાગઢી
શ્રી ઋષિકેશ મારૂ
શ્રી કંદર્પ મહેતા
શ્રીમતી લીનાબેન
શ્રીમતી લક્ષ્મીબેન કોઠારી
શ્રીમતી રમાબેન પટેલ
શ્રીમતી મધુરીબેન સંપટ
શ્રી યશોવર્ધન ભટ્ટ
શ્રી નવનીતલાલ શાહ
શ્રી રસિક હેમાણી
શ્રી બાલકૃષ્ણ ગામી, સંયોજક

## પ્રચાર પૂર્તિ અને સંપર્ક સમિતિ

શ્રી મનુભાઈ શાહ
શ્રી સુરેશભાઈ દેસાઈ
શ્રી નરભેરામ સદાવ્રતી
શ્રીમતી જ્યોત્સનાબેન દેસાઈ
શ્રી ચંદ્રકાંત શાહ
શ્રી કમળ ભટ્ટ
શ્રી કિશોર વૈદ્ય
શ્રી કિશોર કામદાર
શ્રી અરવિંદ ગૌસ્વામી
શ્રી નવિન શાહ
શ્રી કન્હૈયાલાલ વાઘછીપાની
શ્રી ભીખાભાઈ કપાસી
શ્રી હરીન શાહ
શ્રી નવલ જાની, સંયોજક

## મહોત્સવના કાર્યવાહક મંત્રીઓ

શ્રી બાલકૃષ્ણ ગામી
,, હિંમતલાલ આચાર્ય
,, ધીરજલાલ પાવાગઢી
,, રસિક હેમાણી

## શ્રી દિલ્હી ગુજરાતી સમાજ

### ટ્રસ્ટી-મંડળ

શ્રી ખુશાલદાસ બી. સમેજા
શ્રી ગોવિન્દભાઈ ડી. પરીખ
શ્રી નરેન્દ્રભાઈ કે. કોઠારી
શ્રી મણીભાઈ અમીન
શ્રી છોટુભાઈ દેસાઈ
શ્રી બાલકૃષ્ણ એસ. ગામી (એક્સ-ઓફિસિઓ)

### વ્યવસ્થાપક સમિતિ

શ્રીમતી વિદ્યાબહેન એમ. શાહ — પ્રમુખ
શ્રી લક્ષ્મીદાસ એમ. શ્રીકાંત — ઉપપ્રમુખ
શ્રી બાલકૃષ્ણ એસ. ગામી — મુખ્ય મંત્રી
શ્રી હિંમતલાલ એમ. આચાર્ય — મંત્રી
શ્રી હિંમતલાલ એમ. ઠક્કર — મંત્રી
શ્રી ભગુભાઈ જે. શાહ — ખજાનચી

શ્રી ચંદુલાલ સી. ઝવેરી — સદસ્ય
શ્રી હિંમતલાલ જે. શાહ ,,
શ્રી બાબુભાઈ આર. શાહ ,,
શ્રી કાન્તિલાલ કોબાવાલા ,,
શ્રી દલીચંદ એન. વોરા ,,
શ્રી વિનયકાન્ત વી. અજમેરા ,,
શ્રી નવનીતલાલ સી. શાહ ,,
શ્રી ધીરજલાલ સી. પાવાગઢી ,,
શ્રી ફરસરામ એમ. જરીવાળા ,,
શ્રી જશવંતરાય એચ. વોરા (ઝરિયા) ,,




દિલ્હી યુનિ. કૉલેજ
રોશનઆરા રોડ
અન્ડરહિલ રોડ
અલીપુર રોડ
રીંગ રોડ
મેઇડન હૉટેલ
ચીફ કમિશનરની ઑફિસ
લુડલો કેસલ રોડ
શ્રી દિ. ગુજ. સ.ની
ગુજરાત હાયર સેકન્ડરી સ્કૂલ
શ્રી દિલ્હી ગુજરાતી સમાજ
સરદાર વલ્લભભાઈ ભવન
મ્યુનિ. કૉર્પો. શાખા
તીરથરામ હૉસ્પિટલ
કોર્ટ રોડ
પોલીસ લાઇન્સ
તીસ હજારી કોર્ટ
નિકલસન રોડ
કાશ્મીરી ગેઇટ
ન્યૂ દિલ્હી
જનરલ પોસ્ટ ઍન્ડ ટેલીગ્રાફ ઑફિસ
હેમિલ્ટન રોડ
મોરી ગેઇટ
આઝાદ માર્કેટ
સદર બજાર
દિલ્હી જંકશન
શ્યામ પ્રસાદ મુખરજી રોડ
ક્વીન્સ ગાર્ડન
ટાઉન હૉલ
ગાંધી ગ્રાઉન્ડ
મોતી સિનેમા
લાલ કિલ્લો
ચાંદની ચોક

# આભાર દર્શન



શ્રી દિલ્હી ગુજરાતી સમાજે આ સીત્તેર વર્ષોમાં અનેક સંસ્થાઓ તથા વ્યક્તિઓની સેવાઓ પ્રાપ્ત કરી છે પોતાના જીવનના આ મહત્ત્વના પ્રસંગે સમાજ ખાસ કરીને એ સૌ પ્રત્યે આભારની લાગણી પ્રદર્શિત કરે છે. વિશેષ કરીને :

* શ્રી સમાજ પાસે પોતાની માલિકીનું મકાન ન હતું ત્યારે તેના કેટ કેટલા કાર્યક્રમો માટે પોતાનું ચોગાન વપરાશ માટે આપવા બદલ સમાજ 'શ્રી એલ. એન. ગિરધારીલાલ ખત્રી ઉપકારક શાળાના' 'શ્રી ગિરધારીલાલ' તથા શાળાના આચાર્ય 'શ્રી તેજભાન સેઠી'નો આભાર માને છે.

* શ્રી સમાજના ખર્ચને પહોંચી વળવા બદલ હર વર્ષે ફિલ્મ શો રખાય છે. તેમાં હર પ્રકારે સહાય આપનાર મોતી ટોકીઝના માલિક મેસર્સ બિલિમોરિયા એન્ડ છોટુભાઈ તથા ફિલ્મ ડિસ્ટ્રીબ્યુટર્સ મેસર્સ દેસાઈ એન્ડ કું., અને મેસર્સ બી. એમ. શાહનો ખાસ આભાર માનીએ છીએ.

* સન્ ૧૯૩૭થી સન્ ૧૯૫૦-૫૧ સુધી મેસર્સ બિસંભર દયાલ, ગર્વમેન્ટ સર્ટીફાઈડ ઓડિટર અને સન્ ૧૯૫૧-૫૨ થી ૧૯૬૭-૬૮ સુધી ચાર્ટર્ડ ઓડિટર મેસર્સ જી. એસ. માથુર એન્ડ કું., પત્થરવાલા, દિલ્હીનો એમની સતત નિઃશુલ્ક સેવા માટે આ બંને બિન ગુજરાતી ઓડિટરોએ આપેલી વારસાગત સેવા બદલ કયા શબ્દોમાં આભાર માનવો ? આજે સંસ્થાનો હિસાબ લાખો રૂપિયાનો હોવા છતાં તેમણે સંસ્થા પ્રત્યે એક નિષ્ઠાથી સેવા ચાલુ રાખી છે તેનું શબ્દોમાં ન વ્યક્ત કરી શકાય તેવું ઋણ શબ્દો દ્વારા વ્યક્ત કરવાનો આ ગૌરવપૂર્ણ દિને અમારો અલ્પ પ્રયાસ છે.

* શ્રી ભાઈલાલ જેચંદ દેસાઈ કે જેમની પાસેથી સમાજનો છેક સન્ ૧૯૦૭થી ૧૯૧૨ સુધીનો શાળાનો અહેવાલ પ્રાપ્ત થયો તે બદલ તેમનો આભાર.

* આ સ્મૃતિ-ગ્રંથને ઉચ્ચ અભ્યાસી વાચન પૂરું પાડવા માટે ગુજરાતના અગ્રણી લેખક વૃંદનું સંસ્થા પર વિશેષ ઋણ ચઢ્યું છે. તેમના પ્રત્યે સાદર આભારની લાગણી વ્યક્ત થાય છે.

* શ્રી ઉદ્યોગશાળા પ્રેસના સંચાલક શ્રી શાંતિભાઈ શેઠના સંપૂર્ણ સહકારથી આ સ્મૃતિ ગ્રંથનું પ્રકાશન શક્ય બન્યું છે તે બદલ તેમના તથા સહકાર્યકર ભાઈઓના અમો આભારી છીએ

* સમાજના આ ઐતિહાસિક પ્રસંગે વિભિન્ન પ્રકારે જે જે ભાઈ-બહેનોએ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ રીતે મદદ કરી આ સંસ્થાને પોતાના અંગ તરીકે અપનાવી તે બદલ સંસ્થા સૌની ઋણી છે.



અને અંતે

મહાપંથના પથિક બની જીવન ઉન્નત જીવી ગયા
ટેક-નેકના પથિક બનીને ગુલાબી સુવાસ મૂકી ગયા

સન્ ૧૮૯૦માં સમાજના બીજનું રોપણ કોણે અને કેવા સંજોગોમાં કર્યું તે એક અણઉકેલ્યો કોયડો છે. ઉપરોક્ત પંક્તિ મુજબ સમાજમાં જે ઉન્નત ભાવનાથી આજના આ વૃક્ષનું રોપણ કરી ગયા છે તેવા ભૂલાયેલા પરંતુ મહેકતી સુવાસ મૂકી જનાર જીવાત્માઓને સમાજના આ મહાપર્વ પર અમારી ભાવભીની નમ્ર અંજલિ.

